# પ્રકાશક તરફથી બે બોલ.



સંસાર ચક્રના ભ્રમણમાં જીવ માત્રને માટે જન્મ અને મરણ અનિવાર્ય નિર્માણ થયેલ છે. પુર્વ ભવોપાર્જીત આયુષ્યનો બંધ હોય તેટલુંજ તે પછીના ભવમાં તે જીવ ભોગવી શકે. પછી બાળવય કે યુવાવસ્થા, કે પ્રૌઢાવસ્થા કે વૃદ્ધાવસ્થાની વ્યવસ્થા, આયુષ્યના સંબંધમાં હોતી નથી. કોઇ પણ અવસ્થામાં તે બની જાય. તેજ રીતે મારા દુર્ભાગ્યે મારા અનુજ બંધુ ભાઇ દયાળજી કે જેમણે મને મોટા ભાઇ તુલ્ય નહીં પણ પોતાના પીતાતુલ્ય જીવન પર્યંત માન્યો, તેવા સદ્ગુણી બંધુને આ નશ્વર સંસાર, નજર સમક્ષ જોત જોતામાં છોડી જતાં જોવા મને વખત આવ્યો અને તેની જીંદગીમાં શરૂ કરેલું કાર્ય અધુરૂં રહી જતાં તે પુરૂં કરાવવાનો બોજો મારા શીર પડયો. તે અધુરૂં કાર્ય પુરૂં કરવાનું ભાઇ દયાળજીના સહાધ્યાયી અને મિત્ર ભોગીલાલ અમ્રતલાલ જવેરીએ ઉપાડી લીધું અને તેમણે પુરૂં કર્યું, અને તે પુસ્તક તપાસી સુધારી આપવા સારૂ પુજ્ય મુનિ મહારાજશ્રી દર્શનવિજયજી મહારાજે અમારી વિનંતિ સ્વીકારી તપાસી આપ્યું તે માટે હું બન્નેનો ઋણી છું. અને પુસ્તક તૈયાર થતાં મુમુક્ષુ જનોના વાંચન અને મનન માટે સાદર પ્રગટ કરવા સમર્થ થયો છું. અને તેમ કરીને મારા તે સદ્ગત ભાઇની અંતીમ ઇચ્છા હું પૂર્ણ કરવાનો સંતોષ અનુભવું છું અને વાંચક વૃંદ આ પુસ્તકથી બોધ મેળવી તેનો લાભ જીજ્ઞાસુઓને આપે એજ મહેચ્છા.

શ્રાવણ સુદી પંચમી રવિવાર
સંવત ૧૯૮૮
તા. ૭ ઓગસ્ટ ૧૯૩૨

શા. હીરજી ગંગાધર ભણસાલી.

# પ્રસ્તાવના.

"સુભાષિત રત્નસંદોહ." ગ્રંથના મૂળ કર્તા શ્રીમાન્ માથુર-સંઘના આચાર્ય મુનિશ્રી અમિતગતિ છે. તેમના જન્મ કાળ સંબંધી હજી સુધી પુરતી વિગતો મળી શકી નથી, શિવાય કે આચાર્યશ્રીએ જે પોતાના પુસ્તકોમાં પ્રશસ્તિ રૂપે આપેલી છે, એટલે કે સુભાષિત. રત્ન સંદોહના કાળ સંબંધી આચાર્યશ્રીએ છેલ્લા શ્લોકમાં લખેલ છે કે સદરહુ પુસ્તક વિક્રમ સંવત ૧૦૫૦માં રચેલું છે, માટે આચાર્ય-શ્રીના જન્મ કાળ માટે અનુમાન શિવાય બીજું કંઈ સાધન મળતું નથી. તેમજ ગૃહસ્થપણામાં શું નામ હતું અગર કયા નગરમાં અને કયા કુળમાં ઉત્પન્ન થયા હતા તેના સંબંધમાં કંઇ પત્તો મળતો નથી.

શ્રીયુત્ નાથુરામ પ્રેમીકૃત વિદ્વત્ રત્ન માળામાં આચાર્યશ્રીના જીવન કાળ સંબંધી અનુમાન બાંધેલ છે અને તેમાં કરેલા વાસ્તવિક વિવેચન પરથી એમ માની શકાય કે આચાર્યશ્રીનો જન્મ સંવત ૧૦૨૫માં થયો હશે. કારણ કે પોતે સુભાષિત રત્નસંદોહના અંતમાં પોતાના માટે 'શમ દમ યમ મૂર્તિઃ ચંદ્ર શુભ્રોરૂ કીર્તિઃ' વિશેષણો વાપરેલાં છે. તે ઉપરથી એમ જણાય છે કે તે વખતે તેમની અવસ્થા પૂરી યુવાવસ્થા હોવી જોઇએ. અને દીક્ષા લીધે ચારથી ૭ વર્ષ થઇ ગયા હશે. વિશેષમાં તેમણે બાળપણામાં દીક્ષા લીધી નહીં હોય પરંતુ થોડો વખત ગૃહાવસ્થા ભોગવ્યા બાદ પોતાને વૈરાગ્ય દશા પ્રાપ્ત થઇ હશે. આ ઉપરથી સુભાષિત રત્નસંદોહ લખતી વખતે તેમની અવસ્થા ૨૫ થી ૩૦ વર્ષ હોવી જોઇએ એટલે સુભાષિત રત્નસંદોહ વિક્રમ સંવત્ ૧૦૫૦માં રચાયેલો છે તો તેમનો જન્મ ૧૦૨૫માં લગભગ થવો જોઈએ-આચાર્યશ્રીના ગૃહાવસ્થા સંબંધી બીજી કંઇ પણ વિશેષ માહીતિ જન સમૂહ આગળ મુકી શકાય તેમ નથી.

શ્રીમાન્ અમિતગતિ આચાર્ય રાજા મુંજના વખતમાં થયા છે. ને રાજા મુંજ, માળવદેશનો રાજા હતો. અને મુંજ રાજા ભોજ રાજાના કાકા થાય. તેઓ પણ સંસ્કૃત સાહિત્યના પ્રેમી હતા, અને વિદ્વાનોની કદર કરવાવાળા હતા.

જેવી રીતે મહારાજ વિક્રમાદિત્ય રાજાની સભામાં કાળિદાસ અમરસિંહ વી. નવરત્નો થયા હતા અગર સાંભળવામાં આવ્યા છે તે પ્રમાણે મુંજ રાજાની સભામાં પણ અનેક કવિરત્નો હતા. તિલક મંજરીના કર્તા ધનપાલ, દશ રૂપકના કર્તા ધનિક અને પિંગળ સૂત્ર વૃતિકના કર્તા હલાયુધ, નવ સાહસાંક ચરિત્રના કર્તા પદ્મગુપ્ત કવિ અને આ પુસ્તકના કર્તા મહાત્મા અમિતગતિ સૂરિ આ મુંજરાજાના રાજ્ય કાળમાં થયા હતા.

મહાત્મા અમિતગતિ સૂરિએ રચેલાં પુસ્તકો નીચે પ્રમાણે મળી આવે છેઃ—

| | |
|---|---|
| ૧. સુભાષિત રત્નસંદોહ | ૬. જંબૂ દ્વીપ પ્રગ્નપ્તિ |
| ૨. ધર્મપરીક્ષા | ૭. ચંદ્ર પ્રગ્નપ્તિ |
| ૩. શ્રાવકાચાર્ય | ૮. સાર્દ્ધ દ્વય દ્વીપ પ્રગ્નપ્તિ |
| ૪. ભાવના દ્વાત્રિંશિકા | ૯. વ્યાખ્યા પ્રગ્નપ્તિ |
| ૫. પંચસંગ્રહ | ૧૦. યોગસાર પ્રાભૃત |

સુભાષિત રત્નસંદોહ સિવાય "ધર્મ પરીક્ષા" વિક્રમ સંવત્ ૧૦૭૦ માં રચેલ છે. બીજા ગ્રંથોના રચનાના કાળ સંબંધી નિર્ણયાત્મક રીતે કહી શકાય તેમ નથી.

ઉપરોક્ત પુસ્તકોમાંથી ધર્મ પરીક્ષા અને સુભાષિત રત્નસંદોહ છપાઇને પ્રસિદ્ધ થઈ ચુકયા છે અને ત્રીજો ગ્રન્થ "શ્રાવકાચાર" પણ અનેક જગ્યાએ મળે છે. પંચ સંગ્રહ તથા યોગસાર પણ ઉપલબ્ધ છે; અને "ભાવના દ્વાત્રિંશિકા" સામાયિક પાઠના નામથી છપાઈ ચુકી છે પરંતુ પ્રગ્નપ્તિ નામક ચાર ગ્રન્થો હજી સુધી ઉપલબ્ધ થયા નથી.

ઉપરના ગ્રન્થોના અભ્યાસથી માલમ પડે છે કે અમિતગતિ મહારાજ ચરણાનુયોગ ઉપરાંત કરણાનુયોગ તેમજ દ્રવ્યાનુયોગના પણ અસાધારણ પંડિત હતા.

સુભાષિત રત્નસંદોહમાં સંસારિક વિષય નિરાકરણ માયાહંકાર નિરાકરણ, ઇન્દ્રિય નિગ્રહોપદેશ, સ્ત્રીગુણ દોષ વિચાર, દેવ નિરૂપણ, જીવ સંબોધન વીગેરે બત્રીસ પ્રકરણો છે ને દરેક પ્રકરણના વિષયના વીસથી પચીસ સુભાષિત શ્લોકો છે. સરલ સંસ્કૃતમાં પ્રત્યેક વિષય ઘણી સુંદરતાથી વર્ણવેલ છે. તેમજ આખો ગ્રન્થ મોઢે કરવા લાયક છે. ગ્રન્થના અંતમાં ૧૧૭ શ્લોકોમાં શ્રાવક ધર્મ નિરૂપણ નામનું પ્રકરણ ઘણુ સારૂં છે. અને તેમાં શ્રાવક ધર્મના સંબંધી સંક્ષેપમાં સારૂં વિવેચન કરેલ છે.

જર્મન પ્રોફેસર હેલ્મુમેટ ગ્લાઝેનાપ (બર્લિન)ના લખેલ જર્મન ભાષાના "જૈનિઝમ" નામનો ગ્રન્થ છે; કે જેનું શ્રીયુત નરસિંહભાઈ ઇશ્વિરભાઈ પટેલે કરેલ ગુજરાતી ભાષાંતર જૈન ધર્મપ્રસારક સભા, ભાવનગર તરફથી 'જૈન ધર્મ' એ નામથી પ્રકટ થયેલ છે તેમાં 'સુભાષિત રત્ન સંદોહ' માટે જે જણાવેલ છે તે અત્ર ઉતારવામાં આવે છેઃ—

દિગમ્બર સાધુ અમિતગતિએ લખેલા "સુભાષિત સંદોહ" જેવા કાવ્યોમાં જૈન ધર્મના ઉપદેશની સ્પષ્ટ છાપ તરી નીકળે છે. અમિતગતિએ આ ગ્રંથમાં મોહવિલાસની અનિત્યતાનું વર્ણન કર્યું છે, જરા અને મરણ વિશે ખ્યાલ આપ્યો છે, કામ, ક્રોધ, લોભ, મોહ વિરૂદ્ધ વિવેચન કર્યું છે, માંસ, મદિરા અને મધ સંબંધે, જુગાર વિષે અને વેસ્યાગમન સમ્બન્ધે નિવારણ કર્યું છે અને જૈન ધર્મની વિધિઓ પાળવાનો ઉપદેશ આપ્યો છે. ભૌતિક વિલાસો એકેએક વર્ણવ્યા છે અને તેની નિરર્થકતા વિષે નિરૂપણ કર્યું છે. પવિત્ર સાધુને ઘટે એમ સ્ત્રી સંબંધી એમણે કેવો બળવાન્ નિષેધ કર્યો છે. તેનો આ નીચે નમુનો છેઃ—

" જે વિવેકશૂન્ય પુરુષ, ભ્રષ્ટના સ્વરૂપ જીવ જન્તુએ ભરેલા (મનુષ્ય દેહના) ત્રણ પ્રવાહી પદાર્થોના બનેલા એકંદરે ઘણુાજ ભ્રષ્ટ એવા ચર્મ માંસ અસ્થિમજ્જાના લોહી મેદ તથા જન્તુથી બનેલા અને મળ, મૂત્ર, રૂધિર અને આંસુ આદિ નવ અશુદ્ધિ પદાર્થોનાં દ્વારવાળા નારી દેહથી આનન્દ પામે છે તે નરકમાં જન્તુ થઈને અવતરે છે." (શ્લોક ૧૨૨)

"સર્વ દુઃખોના ભંડાર અજ્ઞાનના સ્થાન સ્વર્ગપુરના અર્ગળા નરક ધામના માર્ગ લજ્જાના મૂળ અવિવેકના ધામ પવિત્રતા રૂપ વનના કુહાર જ્ઞાન કમળના હિમ પાપ વૃક્ષના મૂળ અને નાગ વિષનિ મંત્ર ભૂમિરૂપ નારીને કયો જ્ઞાનીજન સેવે ? (શ્લોક ૧૨૬)

દુખજ્વાળાથી બળતા સમુદ્રમાં જે અથડાયા કરે તેમની અશાન્તિ તથા દુઃખ એક બાજુએ અને જેણે સદ્દવિચાર સેવ્યા છે તથા પોતાના ધનનો ત્યાગ કર્યો છે એવા આત્માની શાન્તિ બીજી બાજુએ એ બે વચ્ચે બહુ વિરોધાભાવ છે. ગ્રીષ્મ ઋતુના સૂર્યના તાપથી અકળાયા વિના માત્ર નિશ્ચય રૂપ છત્રી લઈને એ પર્વતની ટોચ પર ચઢે છે; શિયાળાની રાત્રિની ઠંડીથી કમ્પ્યા વિના, વાદળાંની ગર્જનાને કે વનનાં તોફાનને ગણકાર્યા વિના ધ્યાનનિમગ્ન થઇને એ હિમ પર્વતને શિખરે પહોંચે છે. ( શ્લોક ૯૧૧)

"જીવ સંબોધન" નામના સોળમા પ્રકરણમાં શ્રીમાન્ અમિતગતિ સુરિએ મોક્ષની પ્રાપ્તિ માટે વિવેચન કરેલ છે. તેમાં સમ્યક્ જ્ઞાન, સમ્યગ્ દર્શન, સમ્યગ્ ચારિત્ર માટે વસ્તુતઃ લખેલ છેઃ—

હે આત્મા, જો તને મોક્ષની પ્રાપ્તિ માટે ઈચ્છા હોય તો સમ્યક્ જ્ઞાન, સમ્યગ્ દર્શન તથા સમ્યગ્ ચારિત્ર મેળવવા પ્રયત્ન કર અને મિથ્યા જ્ઞાન, મિથ્યા દર્શન તથા મિથ્યા ચારિત્ર ત્યજી દે. વિશેષમાં હે આત્મા જ્ઞાન એવું જોઇએ કે તત્વો સંબંધી હોવું જોઇએ, જિનેશ્વર ભગવાનના વચન પર રૂચિ હોવી જોઇએ, દોષ વગરનું દર્શન હોવું

જોઇએ. અને ચારિત્ર પાપથી વિમુક્ત હોવું જોઇએ. કારણકે તે ત્રણ સિવાયના બીજા બધા કારણો સંસારમાં ફસાવનારા છે અને નિંદ્ય છે માટે બીજા કારણોને ત્યજી દઈ સમ્યક્ જ્ઞાન, સમ્યગ્ દર્શન અને સમ્યગ્ ચારિત્ર મેળવવા પ્રયત્ન કર. (શ્લોક ૪૨૫)

ધર્મ પરીક્ષા ગ્રન્થમાં શ્લોક ૧૯૪૫ છે. આ ગ્રન્થમાં મનોરંજક કથા વડે હાસ્યવિનોદ સાથે બીજા ધર્મોનું ખંડન કરવા સાથે પોતાના ધર્મનું મંડન કરેલ છે.

ઉપરોક્ત ગ્રન્થમાંથી માલુમ પડે છે કે શ્રીમાનને રામાયણ મહાભારત આદિ ગ્રન્થોનો પૂર્ણ પરિચય હતો. ઉક્ત બન્ને ગ્રન્થોમાંથી આ પુસ્તકમાં વાર્તારૂપે વિવેચન કરેલ છે. આ પુસ્તકના વાંચનથી ધર્મમાં દઢતા પ્રાપ્ત થાય છે અને સારૂં જ્ઞાન પણ મળે છે એટલે કે ધર્મ પરીક્ષા ગ્રન્થ વાંચવા લાયક પુસ્તક છે. આ ગ્રંથ કર્તાએ માત્ર બે મહિનામાં રચી તૈયાર કર્યો હતો.

ત્રીજા શ્રાવકાચાર ગ્રંથમાં શ્રાવક આચારના સ્વરૂપનું સારૂં વિવેચન ૧૩૫૨ શ્લોકમાં કરેલ છે અને ચોથો યોગસાર પ્રાભૃત ગ્રંથ ૫૫૦ શ્લોકમાં જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા મોક્ષ, ચારિત્ર અને ઉપસંહાર એમ નવ અધ્યાયમાં વહેંચવામાં આવ્યો છે તે અધ્યાયના નામના પરથી તેમાંના વિષયો જણાય છે.

ગ્રન્થના અંતમાં પોતાના નામ સિવાય ગ્રંથકર્તા સંબંધી વિશેષે કંઈ પણ માહિતી તેમાંથી મળતી નથી. તેમજ છેવટમાં એમ પણ લખેલ છે કે પ્રભુની પ્રાપ્તિના માટે સંપૂર્ણ સંસારને આકાશ નગર સમાન સ્વપ્નની માયા સમજી શ્રી અમિતગતિએ નિત્યાનન્દ સ્વરૂપ, પાપરહિત, સૂક્ષ્મ, અતીન્દ્રિય ગોચર યોગસાર નામનો ગ્રન્થ રચ્યો છે. જે લોક એક ચિત્ત થઈ સન્માન સાથે આ ગ્રન્થનું પઠન કરશે તે લોક પોતાના સ્વરૂપને પામીને સંસારના પાપોથી મુક્ત થઇ શકશે. શ્રીમાન્ અમિતગતિના ગ્રન્થમાં આ મોટી ખુબી છે કે તે બીલકુલ

કઠણ નથી પરંતુ સરલ ભાષામાંજ સારા સારા ગંભીર વિષયો કહેલ છે. આ ગ્રંથમાં અધ્યાત્મ સંબંધી વિશેષ વિવેચન જણાય છે અને પોતાના નામ સાથે "વીતરાગ" વિશેષણ વાપરેલ છે તે ઉપરથી એમ લાગે છે આ ગ્રન્થ પહેલાંના ગ્રન્થો કરતાં ઘણા વખત પછીથી રચ્યો હશે.

પાંચમો ગ્રંથ "પંચ સંગ્રહ" છે કે જેની પ્રશસ્તિ મળી છે તે પરથી જણાય છે કે સિન્ધુપતિ (ભોજના પિતા)ના રાજ્યમાં માથુર સંઘના માધવસેનના શિષ્ય અમિતગતિએ આ ગ્રંથ કર્મ સમિતિઓની પ્રખ્યાપના માટે રચ્યો. એક સ્થલે રચ્યા સંવત ૧૦૭૩ આપેલ છે. ને છઠ્ઠો ગ્રન્થ ભાવના દ્વાત્રિંશિકામાં ૩૨ શ્લોક છે. તે ગ્રંથ ઘણી શાન્તિ આપનાર છે. તેની કવિતા બહુ મધુર અને કોમળ છે તે શિવાયના બીજાં ચાર પુસ્તકો સંબંધી હજી સુધી માહિતી મળી શકી નથી.

સંક્ષેપમાં એમ કહી શકાય કે આચાર્યવર્ય શ્રીમાન્ અમિત ગતિ સૂરિ મોટા વિદ્વાન્ તથા કવિ હતા. અને તેમની ગ્રન્થ રચના સરલ અને સુખથી સાધ્ય હોવા છતાં ગંભીર તથા મધુર હતી. સંસ્કૃત ભાષા ઉપર તેમનો સારો કાબુ હતો અને શ્રીમાનના પુસ્તક વાંચન સાથે ભર્તૃહરિના શતકોની સ્મૃતિ એકદમ ઉદ્ભવે છે. તેમજ કેટલાક શ્લોકો તો સામાન્ય જન પણ સરલતાથી સમજી શકે તેમ છે અને મધુર અને સરલ ભાષાના લીધે મોઢે કરવા લાયક છે.

ભોગીલાલ અમરતલાલ જવેરી.
બી. એ. એલ. એલ. બી. એડવોકેટ.



અનુવાદકઃ—

**સ્વ. દયાળજી ગંગાધર ભણસાલી. બી એ.**



જન્મઃ
સંવત ૧૯૪૨ના ચૈત્ર વદી ૧૨
શનિવાર તા. ૧-૫-૧૮૮૬.

અવસાનઃ
સંવત ૧૯૮૩ના શ્રાવણ શુદ ૫
મંગળવાર તા. ૨-૮-૧૯૨૭.

Lakshmi Art, Bombay, 8.

ભાષાંતર કર્તા

# સદ્ગત શ્રીયુત્ દયાળજી ગંગાધર ભણસાલીનું ટુંકું જીવન ચરિત્ર.

---

સંવત ૧૯૪૨ના ચૈત્ર વદી ૧૨ શનીવાર તા. ૧લી મે સને ૧૮૮૬ ને રોજ સદ્ગત દયાળજી ગંગાધર ભણસાલીનો જન્મ ભણશાલી વહાલજી રણછોડ નામાંકિત પેઢીવાળા ભણશાલી ગંગાધર પરશોતમની ધર્મપત્ની હેમકુંવર બાઈની કુક્ષિએ મુંબાઇમાં થયો હતો. ભાઈ દયાળજીના પિતા મુળ પોરબંદરના રહેવાશી હતા અને તેમના બાપદાદાની પેઢી ઘણા લાંબા વખતથી અરબસ્તાન તથા એડન સાથે વેપાર કરતી હતી. તેમજ તેમણે એડનમાં સ્થાયી સ્થાવર મિલ્કત પણ વસાવી હતી. તેમની બાળ અવસ્થામાં તેમના માતુશ્રીનું અવસાન થવાથી તેમના નાના શેઠ મૂળચંદ નેણશી તથા નાની રંભાબાઈની સંભાળ ભર્યા લાલનપાલન હેઠળ તથા જ્યેષ્ઠ બંધુ હીરજી ગંગાધરની દેખરેખ હેઠળ તેઓ ઉછર્યા હતા. તેઓ બાળ અવસ્થામાં નિશાળના અભ્યાસમાં સારી ચીવટવાળા હતા અને સને ૧૯૦૫માં તેઓ મેટ્રિકની પરીક્ષામા ઉત્તીર્ણ થયા.તેજ અરસામાં તેમના લગ્ન સદ્ગત પોરબંદરનિવાસી દોસી વલભજી હીરજીના પુત્રી વેલકુંવર બેન સાથે થયા. અને અભ્યાસ આગળ ધપાવવા સારૂ તેઓ સને ૧૯૦૬માં એલ્ફીનસ્ટન કોલેજમાં દાખલ થયા. તેમનો સંસ્કૃત ભાષા પ્રત્યે મૂળથીજ પક્ષપાત હતો અને કોલેજમાં પણ તેજ ભાષામાં પ્રવીણતા મેળવવા સારૂ પ્રયાસ ચાલુ રાખ્યો હતો. તેમનો આ ભાષાનો અભ્યાસ પરીક્ષામાં પાસ થવા પુરતો નહોતો. પરંતુ તેના સંસ્કારો જીવનમાં ઉતારવા માટે હતો, કોલેજની જીંદગીના અરસામાં મારો તેમની સાથે પ્રથમ પરિચય થયો હતો અને ત્યારપછી અમો બન્ને વચ્ચે દિનપ્રતિદિન ગાઢી મિત્રતા થઇ હતી. તેઓએ સને ૧૯૧૧માં મુંબઇ યુનિવર્સિટીનું બી.

એ.ની ઉચ્ચ પદની મેળવી અને તેમના દેશ એટલે પોરબંદરના દશા શ્રીમાળી જ્ઞાતિમાં તેઓ પ્રથમજ સ્નાતક થયેલ હોવાથી તેમની જ્ઞાતિ તરફથી તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું.

સને ૧૯૧૨ની સાલથી તેઓ વ્યાવહારિક જીવનમાં પડયા હતા પરન્તુ તેમનામાં ધાર્મિક સંસ્કાર મૂળથીજ હોઇ તેઓ તેને પોષતા રહ્યા હતા. અને ધાર્મિક વિષયો સંબંધી વાંચન તથા શોધખોળ હમેશાં કરતા રહ્યા હતા તેવામાં વ્યાવહારિક સંજોગવશાત સને ૧૯૧૯ માં તેઓ કલકતામાં સ્થાયી રહેવા સારૂ ગયા હતા જ્યાં તેમણે ધાર્મિક અભ્યાસમાં વિકાસ કર્યો અને સાથે સાથે લોક સેવાનો આદર કર્યો. જાતે શરમાળ હોઈ કોઇ વખતે જાહેરમાં આવવા તેમણે પ્રયત્ન સરખો પણ નથી કર્યો પણ મુંગા કાર્ય કરનાર હોઈ સેવાધર્મ તેમણે છોડયો નહોતો તેઓ કલકત્તામાં જૈન સંઘમાં તથા ગુજરાતી ભાઇઓમાં એટલા બધા પ્રિય થઈ પડયા હતા કે કોઈપણ કાર્યમાં દયાળભાઈ ન હોય તેમ ભાગ્યેજ બન્યું હશે. છતાં તેઓએ કદી પણ માન મેળવવા ઇચ્છયું નહોતું. તેઓ સત્યનિષ્ઠ ધર્મપરાયણ નીતિમય સાધુજીવન ગાળનારા હતા અને તેમના તેવા ગુણોથી પ્રેરાઈ તેમનું મુંબાઈ તેમજ કલકત્તામાં બહોળું મિત્ર મંડળ હતું અને કલકતામાં આજીમગંજ નિવાસી રાજા વિજયસિંહજી દુધેરીયા બહાદુરના નીકટ પરીચયી બન્યા હતા. અને જૈનશાસ્ત્રના અથંગ અભ્યાસી શ્રીયુત બાબુ પુરણચંદજી નહાર એમ. એ. બાર. એટ–લોની સાથે બેસી અભ્યાસ કરવામાં મરહુમને બહુજ આનંદ થતો હતો અને તેઓનો પણ મરહુમ પ્રત્યે ઘણો પ્રેમ હતો. વળી કલકતાની શ્રી જૈન સંઘમાં આગેવાની ધરાવતા શેઠ નરોતમદાસ તથા પ્રાણજીવનદાસ જેઠાભાઈ સાથે તેમને સજ્જડ પ્રીતિ હોઇ તેઓની આગેવાની નીચે તેઓ દરેક કાર્ય કરતા હતા અને જીંદગીના છેડા સુધી શ્રી સંઘના સેવક તરીકે તેમણે દરેક કાર્યમાં ઉત્સાહ ભર્યો ભાગ લીધો હતો તેમાંજ તેમને આનંદ થતો હતો. આ તેમની મુંગી સેવા શ્રી સંઘના કાર્ય

વાહકોના ધ્યાન બહાર નહોતી અને તેઓએ તેમની યોગ્યતા પીછાની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના તેઓને કલકતા તરફથી પ્રાંતિક સભાસદ ચુંટયા હતા. તેમજ પાર્શ્વનાથ ડુંગર કેઇસ તરીકે જાણીતા થયેલા સમેત શિખર કેઇસમાં તેઓને કલકતાના શ્રી જૈન સંઘ તરફથી આગ્રહ કરી શ્વેતાંબર પક્ષ તરફથી જુબાની આપવા મોકલાવેલ હતા.

કલકત્તામાંના તેમના વસવાટ સમયમાં સાગરાનંદ સુરીશ્વરજી તથા વિજયધર્મ સુરીશ્વરજી જેવા મહાન સાધુઓનું આવાગમન કલકત્તામાં થવાથી તેમની પાસે ધાર્મિક અભ્યાસમાં પણ વૃદ્ધિ કરવા ચુકયા નહોતા. અને તેમની ઇચ્છાનુકુળ તેઓ માથુરસંઘ આચાર્યશ્રી અમિતગતિ સૂરીજીના આવા ગહન પુસ્તકનો અનુવાદ કરવા પ્રેરાયા હતા. આ અનુવાદ પુસ્તકરૂપે પ્રગટ કરવા તેઓને તીવ્ર ઇચ્છા હતી અને આપણે ઇચ્છીએ કે તેમ કરવા તેઓ ભાગ્યશાળી થયા હોત તો વધારે સારૂં થાત પણ મનુષ્ય ધારણા કયારેજ સફળ થઈ છે કારણ કે આ પુસ્તકનો અનુવાદ પૂર્ણ થતાં અને તેને પુસ્તકરૂપે પોતે પ્રગટ કરી શકે તે પહેલાંજ અફસોસ કે ભાવીને કાંઈ જુદુંજ ગમ્યું અને તેઓ એકાએક સંવત્ ૧૯૮૩ ના શ્રાવણ સુદ ૫ ને મંગળવાર તા. ૨ જી ઓગસ્ટ ૧૯૨૭ ને રોજ ધનુર્વા જેવા મહાન ભયંકર રોગના ભોગ થઇ પડયા અને આઠજ પ્રહર જેટલી ટુંક બીમારીના લીધે એમનો અમર આત્મા આ નશ્વર દેહનો ત્યાગ કરી પરલોક સીધાવી ગયો. અને તેમના ઉત્તમ ગુણોની યાદ સોંપી બંધુ-વર્ગ, ધર્મપત્ની મિત્રમંડળ વિગેરેને મુગ્ધ કરી ગયો. પણ તેમના ઉત્તમ ગુણો કેમ વિસારે પડી શકે અને તેથી જ શાસનદેવ પ્રત્યે હજી પણ પ્રેમીજનો પ્રાર્થી રહ્યા છે કે સદ્ગતનો આત્મા જ્યાં હોય ત્યાં તેને શાંતિ આપો. ૐ શાંતિ.

ભોગીલાલ અમરતલાલ જવેરી.
બી. એ. એલ એલ. બી. એડવોકેટ.

# નિવેદન.

સદ્ગત દયાળજીભાઈનું જીવનવૃતાંત પ્રસ્તુતઃ અગાઉ આપ્યા પછી તેમની ઓળખ જનસમૂહને વધુ કરાવવાની જરૂર રહેતી નથી છતાં પણ મારો તેમની સાથેનો નિકટ સંબંધ હોવાને લીધે બે શબ્દ પ્રેમવશાત લખવા સારૂ મન લલચાય છે. અમારી કોલેજની જીંદગી દરમીયાન સંસ્કૃત ભાષાનો બન્ને જણનો સમાન અભ્યાસ હોવાના લીધે તેમજ સંસ્કૃત ભાષા તરફની સમાન પ્રીતિ હોવાના લીધે અમો બન્ને વચ્ચે એક જાતની મિત્રતા બંધાઈ ગઇ અને તેના લીધે એક બીજા ન.પે સગાભાઇ જેવો સંબંધ થઈ ગયો. અને તેમના ધાડ પરીચયમાં આવવાથી હું કહી શકું છું કે સદ્ગત દયાળજીભાઈ એક સંસ્કારિક વ્યક્તિ અને ભાવિક જન હતા અને તેમની નિખાલસતા તથા ધર્મરૂચિના લીધે હું તેમનો કેટલો ઋણી છું. આવી રીતની ભાવના યોગના લીધે મરહુમના જ્યેષ્ઠબંધુ હીરજી ગંગાધર ભણસાલીએ સદ્ગત દયાળજીભાઇએ કરેલ આ મહાન ગ્રંથના અનુવાદની વાત કરી ત્યારે તેને પ્રગટ કરવામાં મારાથી કોઈપણ રીતે સહાયભૂત થવાય તો હું મારી જાતને ભાગ્યશાળી માનું તેમજ સદ્ગતના તરફની લાગણી માટે પુષ્પાન્જલી આપી શકું તેવા ભાવથી ઉપરોક્ત પુસ્તક તૈયાર કરી જનતા સમક્ષ મુકવામાં આવે તેમ તેમની ઇચ્છાને પોષણ કરવામાં મારી જાતને સહાયભૂત બનાવી. ત્યારબાદ સદ્ગત દયાળજીભાઈએ અનુવાદ કરેલ આખું પુસ્તક તપાસ કરતાં થોડા છુટા છુટા શ્લોકોનો અનુવાદ કોઈપણ કારણસર ગેરવલ્લે ગયો હોય તેમ લાગ્યું. અને તેટલા શ્લોકોનો અનુવાદ થઈ શકે તો પુસ્તક પ્રગટ કરાવી શકાય તેમ મરહુમના જ્યેષ્ઠબંધુની તીવ્ર લાગણીના લીધે મારે તે કામ ઉપાડી લેવાની ફરજ પડી, એટલે અનુવાદ કરવાનો પ્રયાસ કરવાનો મેં નિશ્ચય કર્યો. અને શ્લોક ૪૩ થી શ્લોક ૧૨૭

તથા શ્લોક ૪૦૧ થી શ્લોક ૪૨૫ સુધીનો અનુવાદ મારો કરેલો છે તે સિવાય આવા ગહન પુસ્તકનો અનુવાદ સદ્દગતે પોતેજ કરેલ છે. તેમાં ત્રુટી છુટી છવાઇ રહી હોય તો તે સુધારેલ છે. વિશેષમાં સદરહુ પુસ્તક મુનિ મહારાજ શ્રીદર્શનવીજયજી અને શ્રીજ્ઞાનવિજયજીએ (પાલીતાણાવાળા મુનિશ્રી ચરિત્રવિજયજી કચ્છીના શિષ્યોએ) ફરીથી તપાસી સુધારી આપેલ છે. અને તેવા રૂપમાં જનસમૂહ આગળ મુકવામાં આવેલ છે. જેમ કરી મરહુમની અંતિમ ઇચ્છા સંપૂર્ણ કરવાનો અને તેના વાંચનથી જનસમૂહ લાભ ઉઠાવે તે ઉદ્દેશ સફળ થતાં સદ્દગતની મહેનત સફળ થઇ ગણાય.

છાપતાં કેટલીક ભૂલો રહી ગઇ છે તે વાચક શુદ્ધિપત્ર ઉપરથી સુધારી લેવા કૃપા કરશે.

અંતમાં અમો નિષ્પક્ષ વિદ્વાન્ વાંચકો પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ કે આ અનુવાદમાં જો કોઇ પણ દોષ અલ્પબુદ્ધિ અગર ગેરસમજુતીના કારણોના લીધે રહી ગયો હોય તો તેઓ અમોને સુચના કરી ઉપકાર કરે કે જેના લીધે અનુવાદની નિર્દોષતા અને અમારી અજ્ઞાનતા દૂર થઈ શકે.

| | |
|---|---|
| મુંબાઈ,<br>શ્રાવણ સુદી ૫ સંવત ૧૯૮૮<br>વીર સંવત ૨૪૫૮. | **ભોગીલાલ અમરતલાલ જવેરી.**<br>બી. એ. એલ એલ. બી. એડવોકેટ. |

# આ ભાષાંતર સંબંધી વિદ્વાનોના અભિપ્રાય.

રા. રા. મોહનલાલ ભગવાનદાસ જવેરી. બી.એ. એલ. એલ બી. સોલીસીટર ઉક્ત ભાષાંતર સંબંધી પોતાનો અભિપ્રાય લખતાં જણાવે છે કેઃ—

શ્રી અમિતગતિસૂરિ કૃત "સુભાષિત રત્નસંદોહ" નામક સુભાષિત શ્લોકોના સંગ્રહનું ભાષાંતર સદ્‌ગત શ્રીયુત્ દયાળ ગંગાધર ભણસાલી બી. એ. એમણે કર્યું છે અને આશરે સો શ્લોકોનું ભાષાંતર જે અધુરૂં રહેલું તે સદ્‌ગતના મિત્ર શ્રીયુત્ ભોગીલાલ અમરતલાલ જવેરીએ સદ્‌ગતના મૈત્રીના સ્મરણમાં પૂરૂં કર્યું છે. એ રીતે સમગ્ર ગ્રંથ ગુજરાતી ભાષાંતર સાથે ગુજરાતી વાંચકોના કર-કમળમાં પ્રાપ્ત થાય છે.

મૂળ ગ્રંથ ઘણો રસપ્રીય છે અને શ્રૃંગાર તેમજ વૈરાગ્યના રંગથી રંગાયેલો છે. કાવ્યરચના અત્યન્ત સુંદર અને હૃદયસ્પર્શી છે; સુભાષિત વિષયમાં હોવું જોઇએ તેમને સ્મૃતિ પટ પર ન ભૂંસાય એવી છાપ પાડે છે. શૈલી વિશદ અને યમકાદિ શાબ્દિક ચમત્કારો વાળી છે. આ ગ્રંથમાં વીસથી પચીશ શ્લોકોના બત્રીસ પ્રકરણો છે. વિષયસુખ નિરાકરણ, માયા અહંકાર નિરાકરણ ઇન્દ્રિય નિગ્રહ ઉપદેશ, સ્ત્રીગુણદોષવિચાર વિગેરે એ પ્રકરણોના વિવિધ વિષયો છે, છેવટના પ્રકરણમાં શ્રાવકાચારનો વિષય છે એવી વિષય વિવિધતાને લઇને સામાન્ય જનતાને આ ગ્રંથ આકર્ષક નિવડે એમ છે.

આ સુભાષિત સંગ્રહ વાંચતાં ભર્તૃહરિના શતકો સહજ યાદ આવે છે બન્ને ગ્રંથોમાં કેટલા શ્લોકો ઘણા સામ્યતાવાળા છે. ભર્તૃ-હરિના શતકો જેમ સંસ્કૃતના અભ્યાસીને પ્રાથમિક પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી છે, તેમ આ ગ્રન્થ પણ બહુ ઉપયોગી નીવડે તેમ

છે, જ્યારે ગુજરાતી ભાષાંતરથી અલંકૃત થઈ આ ગ્રંથ પ્રકટ થાય છે ત્યારે તેવા અભ્યાસીઓને અભ્યાસમાં વિશેષ સુગમતા થશે.

મૂળ ગ્રંથ સંવત્ ૧૦૫૦ માં રચવામાં આવ્યો હતો તે વાત ગ્રંથની પ્રશસ્તિ પરથી સ્પષ્ટ માલમ પડે છે. ગ્રન્થકર્તાએ આ ગ્રંથ ઉપરાંત નીચે દર્શાવેલા ગ્રંથ રચ્યા છે તેમાંથી ચાર પ્રજ્ઞપ્તિ ગ્રંથો હજી સુધી ઉપલબ્ધ થયા નથી.

(૧) ધર્મપરીક્ષા (૨) શ્રાવકાચાર (૩) પંચસંગ્રહ (૪) ભાવના દ્વાત્રિંશિકા (૫) જંબ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ (૬) ચંદ્રપ્રજ્ઞપ્તિ (૭) સાર્દ્ધદ્વયદ્વીપ પ્રજ્ઞપ્તિ, (૮) વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ, (૯) યોગસાર પ્રાભૃત.

ભાવના દ્વાત્રિંશિકામાં પણ પ્રસ્તુત ગ્રંથ જેવાંજ સુંદર કાવ્યો છે.

હવે ભાષાંતર પર આવીએ. સામાન્યતઃ ભાષાંતર સારૂં થયું છે, પરંતુ કેટલે સ્થળે જોઈએ તેવું વિસદ નથી અને કેટલે સ્થળે ભૂલ રહી ગઇ છે, છતાં મને ખાત્રી છે કે આવા ઉપયોગી ગ્રંથની ગુજરાતી ભાષાંતર સહિત એક આવૃત્તિ થઇ છે. તો જે થોડા દોષો ભાષાંતરમાં રહી ગયા છે તે બીજી આવૃત્તિમાં સુધરી જશે. મારે એ નોંધવું જરૂરી છે કે સદ્ગત દયાલ ગંગાધર ભણસાલીના જ્યેષ્ઠબંધુ શ્રીયુત્ હીરજી ગંગાધર ભણસાલીએ આ ગ્રંથનું ભાષાંતર પૂરૂં કરવાનું તેમજ સંપાદન કરવાનું કાર્ય ઘણા યોગ્ય ગૃહસ્થના હાથમાં મૂક્યું છે, અને તે કાર્ય ઘણું સુંદર થયું છે. સંપાદક મહાશય શ્રીયુત્ ભોગીલાલ અમરતલાલ જવેરીએ કરેલું આ શ્લોકોનું ભાષાંતર સારૂં થયું છે.

**મોહનલાલ ભગવાનદાસ ઝવેરી.**

---

રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઇ બી. એ. એલ. એલ. બી., એડવોકેટ જણાવે છે કે "સ્વ. દયાળજી ગંગાધર ભણસાલી એ. શ્વેતામ્બર જૈન ગ્રેજ્યુએટ હતા અને સાથે સંસ્કારી ધર્માભિમાની સજ્જન હતા. શાસન માટેની ધગશ તેમને ઘણી હતી. અનેક વખત લેખો અને પત્રો દ્વારા તેમણે તે ધગશ વ્યક્ત કરી છે. ૪૧ વર્ષની વયે તેમનું અવસાન થયું. આયુષ્યે વધુ યારી આપી હત તો તેમની પાસેથી ઘણી સેવાઓ સમાજ મેળવી શકત.

તેમણે દિગંબર જૈનાચાર્ય અમિતગતિએ રચેલ સુભાષિત રત્નસંદોહનું ગૂજરાતી ભાષાંતર કરેલું, તે પોતાના જીવન દરમ્યાન પ્રકટ ન થઇ શક્યું તે ગ્રંથ સુભાષિત સૂક્તિઓનો સંગ્રહ છે અને તે સરળ અને અર્થ ગંભીર સંસ્કૃત ભાષામાં રચાયેલો છે કે જે શ્વેતામ્બરોને તો શું પણ જૈનેતરોને પણ અવશ્ય લાભદાયક થઇ પડે તેમ છે. ભાષાંતર માટે સ્વર્ગસ્થે આ ગ્રંથની યોગ્ય સુંટણી કરી છે, તેમાં સંપ્રદાય મોહ અંતરાય ભૂત થયો નથી. ભાષાંતર એકંદરે ઠીક છે. શબ્દો સંસ્કૃત વપરાયા છે. તેને બદલે ગૂજરાતીમાં સમજી શકાય તેવા તરપદા અને સાદા શબ્દોની યોજના કરી હત તો વધારે સારૂં થાત, અને સામાન્ય જનો તેનો વિશેષ લાભ ઉઠાવી શકત. જોડણી તેમજ સંસ્કૃત મૂળ શ્લોકોમાં સમાસની અખંડતા આદિ પર વિશેષ લક્ષની જરૂર હતી.

હિંદી ભાષામાં અનુવાદ ગાંધી હરીભાઇ દેવકરણ જૈન ગ્રંથમાલા નં. ૩ માં મૂળ સહિત પ્રકટ થયેલ છે, પણ માત્ર ગૂજરાતી જાણનારાને ઉક્ત સંસ્કૃત ગ્રંથનો લાભ સ્વર્ગસ્થે કરેલા ગૂજરાતી ભાષાંતરથી અવશ્ય મળશે એ માટે સ્વર્ગસ્થ અને પ્રકાશકને ધન્યવાદ ઘટે છે.

મોહનલાલ દલીચંદ દેસાઈ.
બી. એ. એલ. એલ. બી. એડવોકેટ.

# અનુક્રમણિકા.

ॐ श्री वर्धमान स्वामिने नमः

# સુભાષિત રત્નસંદોહ.

## ( ગુજરાતી ભાષાન્તર સહિત. )

-: મંગલાચરણ :-

जनयति मुदमंतर्भव्य पाथोरुहाणां
हरति तिमिर राशिं यामभा भानवीव
कृत निखिल पदार्थ द्योतना भारतीद्धा
वितरतु धुतदोपा सार्हती भारती वः ॥१॥

ભવ્યપ્રાણી રૂપી કમલોને વિકાશ કરનારી તેમ સૂર્ય પ્રભાની માફક ગાઢ અંધકારને નાશ કરનારી અને સમસ્ત પદાર્થોને પ્રકાશ કરનારી એવી સર્વ દોષરહિત અર્હંત ભગવાનની વાણી તમોને પ્રાપ્ત થાઓ—

## પ્રકરણ ૧ લું.

### સંસારિક વિષયસુખ નિરાકરણ.

न तदरिरिभराजः केसरी केतुरुग्रो
नरपतिरतिरुष्टः कालकूटोऽतिरौद्रः
अति कुपितकृतान्तः पावकः पन्नगेन्द्रो
यदिह विषयशत्रुर्दुःखमुग्रं करोति ॥२॥

આ સંસારમાં વિષયરૂપી શત્રુ જેટલું ઉગ્ર દુઃખ આપે છે તેટલું દુઃખ મદોન્મત ગજેન્દ્ર કેસરીસિંહ ભયાનક કેતુ અતિ કોપાયમાન થએલ રાજા કાલકુટ વિષ અને કુપિત થએલ યમદેવ અગ્નિ કે સર્પોનો રાજા પણ કરિ શકતો નથી.

न नरदि विजननाथा येषु तृप्यन्ति तेषु
कथमपरनराणा मिन्द्रियार्थेषु तृप्तिः
वहति सरति यस्यां दन्तिनाथोऽतिमत्तो
भवति हि शशकानां केन तत्र व्यवस्था ॥३॥

જે વિષયોથી રાજાઓ તેમજ ઇંદ્રોને પણ સંતોષ થયો નથી તે વિષયોથી પામર એવા મનુષ્યોને તો ક્યાંથી સંતોષ મલી શકે કેમકે જે નદીમાં મદોન્મત્ત એવા હસ્તી તણાઈ જાય ત્યાં બીચારા સસલાઓ કેવી રીતે બચી શકે.

ददति विपयदोपा येतु दुःखं सुराणां
कथमितर मनुष्यास्तेषु सौख्यं लभन्ते
मदमलिन कपोलः क्लिश्यते येन हस्ती
क्रमपतित मृगं स त्यक्ष्यती भारित्र ॥४॥

જે વિષયો દેવોને પણ દુઃખ આપે છે તો ભલા સાધારણ મનુષ્યો તેનાથી કેવી રીતે સુખી થઈ શકે ? કેમકે મદોન્મત્ત ગંડસ્થલ વાળા હસ્તીને પણ જે કેશરી સિંહ પીડા આપે છે તે શું પોતાના પંજામાં સપડાએલા મૃગને છોડી દેશે ખરો ? અર્થાત નહિજ છોડે.

यदि भवति समुद्रः सिन्धुतोयेन तृप्तो
यदि कथमपि वह्नि काष्ट संघाततश्च
अयमपि विपयेपु प्राणिवर्गस्तदास्या-
दिति मनसि विदन्तो मा व्यधुस्तेषु यत्नम् ॥५॥

જો નદિના જલથી અગાધ સમુદ્ર તૃપ્ત થાય, તેમજ કોઈપણ રીતે કાષ્ઠના સમૂહથી અગ્નિ તૃપ્ત થાય, તોજ આ પ્રાણીવર્ગ વિષયથી તૃપ્ત થાય; એવું મનથી વિચાર કરીને તે વિષયોમાંથી તૃપ્તિ મેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

असुर सुर नराणाम् यो न भोगेषु तृप्तः
कथमपि मनुजानाम् तस्य भोगेषु तृप्तिः
जलनिधि जलपाने योन जातो वितृष्ण-
स्तृण शिखर गताम्भः पानतः किं स तृप्येत् ॥६॥

દેવ દાનવ અને મનુષ્યો જે ભોગથી તૃપ્ત નથી થયા, તેજ ભોગથી ઈતર મનુષ્યો તો કયાંથી તૃપ્ત થાય. કેમકે સમુદ્રનું જલ પીને જે કોઈ પોતાની તૃષા મટાડી નથી શકયો, તે તૃણના અગ્ર ભાગપર રહેલ જલબિન્દુથી તૃષાને ક્યાંથી મટાડી શકે ?

सतत विविध जीव ध्वंसनार्थै रुपायैः
स्वजन तनु निमित्तं कुर्वते पापमुग्रम्
व्यथित तनु मनस्का जन्तवोऽमी सहन्ते
नरकगति मुपेता दुःखमेका किनस्ते ॥७॥

મનુષ્ય હમેશાં અનેક જીવોનો નાશ જેમાં રહેલો છે એવા ઉપાયો વડે સ્વજન અને સ્વશરીર માટે ઉગ્ર પાપો કરે છે. પરંતુ જ્યારે માનસિક અને શારીરિક તાપથી વ્યથા પામેલા આ જીવો નરકગતિને પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ એકલાજ તે પાપોને સહન કરે છે.

यद्भिवति विचित्रं सचितं द्रव्यमर्थ्यं
परिजन सुतदारा भुञ्जते तन्मिलित्वा
न पुनरिह समर्था ध्वंसितुंदुःखमेत-
त्तदपि यत विधत्ते पापमङ्गी तदर्थम् ॥८॥

સંચિત કરેલા દ્રવ્યને પોતે પરિજન પુત્રો અને સ્ત્રી બધા સાથે મલીને તેનો ઉપભોગ કરે છે છતાં આ લોકો તેના દુઃખનો નાશ કરવાને શક્તિમાન થતા નથી. અફસોસ છે કે તોપણ તે મનુષ્ય તેઓનેજ માટે પાપ કરે છે.

धन परिजन भार्या भ्रातृ मित्रादि मध्ये
व्रजति भवभृता यो नैप एकोऽपि कश्चित्
तदपि गतविमर्षाः कुर्वते तेपुरागं
नतुविदधति धर्मं यः समं याति यात्रा ॥९॥

ધન દાસ દાસી ભાર્યા ભાઈ ભાંડુ મિત્ર વિગેરેમાંથી કોઇપણ જીવ સાથે (મરણ સમયે) જતો નથી છતાં મૂઢ વિચાર વિનાનો મનુષ્ય તેમાંજ રાચી રહે છે. અને ધર્મ કે જે સાથે જનાર છે તેની આરાધના કરતો નથી.

यदिह भवति सौख्यं वीतकाम स्पृहाणां
न तदमरविभूनां नापि चक्रेश्वराणाम्
इति मनसि नितान्तं प्रीति माधाय धर्मं
भजत जहित चैतान्कामशत्रून्दुरन्तान् ॥१०॥

મોહ અને ઈચ્છા જેના નાશ પામ્યા છે એવા પ્રાણીઓ જે સુખ પામી શકે છે તે સુખ ઇંદ્રો યાતો ચક્રવર્તિ રાજાઓ પણ મેળવી શકતા નથી એવું મનથી વિચારી બુદ્ધિમાનોએ હમેશાં પ્રીતિ પૂર્વક ધર્મની ભક્તિ કરવી અને કામરૂપી શત્રુઓને દુર ત્યજી દેવા જોઈએ.

यदि कथमपि नश्येद्भोग लेशेन नृत्वं
पुनरपि तदवाप्ति र्दुःख तो देहिनां स्यात्
इति हत विपयाशा धर्मं कृत्ये यतध्वं
यदि भवभृति मुक्ते मुक्ति सौख्येऽस्तिवाञ्छा ॥११॥

જો કોઇપણ રીતે અલ્પ ભોગ ભોગવતાં આ મનુષ્યપણું નાશ પામ્યું, તો પછી ફરીથી તેની પ્રાપ્તિ પ્રાણીઓને ઘણી મુશ્કેલીથીજ થાય છે, એવું વિચારીને હે પ્રાણી જન્મ અને મરણ ટાળનાર એવી, મુક્તિના સુખની જો તને ઈચ્છા હોય, તો તું વિષયોની ઈચ્છા છોડીદઇ ધર્મકૃત્યમાં પ્રયત્ન કર.

विषम विष समानान्नाशिनः काम भोगा
स्त्यजति यदि मनुष्यो दीर्घ संसार हेतून्
व्रजति कथमनन्तं दुःख मत्यन्त घोरं
त्रिविध मुपहतात्मा श्वभ्र भूम्यादि भूतम् ॥१२॥

સંસાર વૃદ્ધિના કારણભૂત, અને અતિ દારૂણ ઝેર જેવા ક્ષણભંગુર કામભોગ જો મનુષ્ય ત્યજે, તો નર્કના અતિ ઘોર દુઃખો કે જેમાં આત્માને ત્રણે પ્રકારે કષ્ટ થાય છે તેવા દુઃખ ક્યાંથી પામે? અર્થાત નજ પામે.

विगलितरसमस्थि स्वादयन् दारितास्यः
स्वक वदनजरक्तं मन्यतेश्वा सुखित्वं
स्वतनुजनित खेदाज्जायमानं जनानां
तदुपममिह सौख्यं कामिनां कामिनीभ्यः ॥१३॥

જેવી રીતે કૂતરો રસ વિનાના હાડકાને ચાવતાં, પોતાના મોઢામાંથી નીકળતા લોહીથી સુખ પામે છે, તેવી રીતનું કામી પુરૂષોને કામિનીઓથી સુખ મળે છે, કે જે સુખ પોતાના શરીરના શ્રમથીજ ઉત્પન્ન થાય છે.

किमिह परम सौख्यं निःस्पृहत्वं यदेतत्
किमथ परमदुःखं सस्पृहत्वं यदेतत्
इति मनसि विधाय त्यक्तसंगाः सदाये
विदधति जिनधर्मं ते नराः पुण्यवंतः ॥१४॥

આ સંસારમાં નિસ્પૃહતા રૂપી સુખ સિવાય બીજુ મોટું સુખ શું હોઇ શકે, અને સસ્પૃહતા એટલે વિષયભોગ સિવાય બીજું મોટું દુઃખ શું હોઇ શકે. તેવો મનથી મક્કમ વિચાર કરી હમેશાં જે જન સ્રીસંભોગનો ત્યાગ કરી, ધર્મનો સ્વીકાર કરે છે તે પુણ્યશાળી બને છે.

उपधि वसति पिंडान् गृह्णते नो विरुद्धां
स्तनु वचन मनोभिः सर्वथाये मुनींद्रा
व्रत समिति समेता ध्वस्तमोह प्रपंचा
ददतु मम विमुक्तिं ते हत क्रोध योधाः ॥१५॥

જે મુનીઓ મન વચન કાયાથી પોતાના જ્ઞાન સંયમ વીગેરેના વીરોધીત ઉપકરણોને ગ્રહણ કરતા નથી, ને જે મુનીઓ વ્રતરૂપી સમિતિવાળા, અને મોહ પ્રપંચ રૂપી જાળથી વીખુટા પડેલા, ને ક્રોધને જીતવાવાળા છે, તેઓ મને મુક્તિનું દાન કરે.

जनयति परभूतिं स्त्रीधनं नाशदुःखं
ददति विषय वांछा बंधनं बंधु वर्गाः
इति रिपुषु विमूढास्तन्वते सौख्य बुद्धिं
जगति धिगिति कष्टं मोहनीयं जनानां ॥१६॥

સ્ત્રી બીજાપર તિરસ્કાર કરાવે છે, ધન નાશ થવાથી દુઃખ થાય છે, અને બંધુ પુત્રપુત્રાદિક વીગેરે વર્ગોથી વિષ-ચરૂપી વાંછનાનું બંધન થાય છે, તેવા શત્રુઓ સાથે મુર્ખ-જનો મૈત્રીભાવ બાંધે છે, માટે જગતમાં એવી મોહજાળને ધીક્કાર હો.

मद मदन कपायारातयो नोपशाता
न च विषय विमुक्ति जन्मदुःखान्न भीतिः
न तनु सुख विरागो विद्यते यस्य जंतो-
र्भवति जगति दीक्षा तस्य भुक्त्यै न मुक्त्यै ॥१७॥

જે મનુષ્યોમાં કામ ક્રોધ મોહ વીગેરે શાંત થયા નથી, જેનામાં વિષયના ભોગથી વિમુક્તિ થઇ નથી, અને જેનામાં જન્મના દુઃખની બીક નથી, અથવા જેનામાં શારીરીક સુખની વાંચ્છા નષ્ટ થઈ નથી, તેવા મનુષ્યોની દીક્ષા મુક્તિ આપનારી થતી નથી, પરંતુ સંસારમાં અથડાવનારી બને છે.

श्रुतमति बलवीर्यं प्रेमरुपायु रंग
स्वजन तनय कांता भातृपित्रादि सर्वं
ति तउगतजलंबानस्थिरं वीक्षतेऽगी
तदपि वत विमूढो नात्मकृत्यं करोति ॥१८॥

આ સંસારમાં શાસ્ત્રજ્ઞાન, બુદ્ધિ, બલ, વીર્ય, પ્રેમ, રૂપ, આયુ, રંગ પોતાના ભાઇભાંડુ સ્ત્રી, ભ્રાત પીતા આદિ સર્વે પાણીના પરપોટા જેવા વિનાશક છે. તે છતાં પણ મૂઢ બનેલો મનુષ્ય પોતાનું આત્મિક કાર્ય કરતો નથી.

त्यजत युवति सौख्यं क्षांति सौख्य श्रयध्वं
विरमत भवमार्गात् मुक्ति मार्गे रमध्वं
जहित विषयसंगं ज्ञानसंगं कुरुध्व-
ममितगतिनिवासं येन नित्यं लभध्वं ॥१९॥

હે મિત્રો ! સ્ત્રીના સંભોગના સુખનો ત્યાગ કરો અને શાન્તિના સુખને ધારણ કરો. ભવરૂપી માર્ગમાંથી પાછા ફરો અને મોક્ષમાર્ગ તરફ વળો વિષય સંગને દુર કરો ને જ્ઞાનના સંગને અનુસરો કે જેનાવડે (અમિતગતિ) નિર્વાણુની શાન્તિ હંમેશા મેળવી શકાય.

श्रुति सहजविवेक ज्ञान संसर्ग दिपास्
तिमिरदलन दक्षाः सर्वदात्यंतदीप्ताः
प्रकटितनयमार्गा यस्य पुंसोऽत्र संति
स्खलति यदि स मार्गे तत्र दैवापराधः ॥२०॥

જે મનુષ્યોની પાસે શ્રુતિ સ્વભાવિક વિવેક જ્ઞાન અને સત્‌સંગતિવાળા, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવાવાળા, અને હમેશાં પ્રજવલિત રહેવાવાળા, અને ન્યાયના માર્ગમાં જનારા દીપકો હોય, છતાં પણુ તે મનુષ્યો પોતાના માર્ગમાંથી સ્ખલિત થાય, તો તે ભાગ્યનો અપરાધ હોવો જોઈએ.

जिनपतिपद भक्ति र्भावना जैन तत्वे
विषयसुख विरक्ति र्मित्रता सत्त्ववर्गे
श्रुतिशम यम शक्ति र्मूकता यस्य दोषे
मम भवतु च बोधिर्यावदाप्नोमि मुक्तिम् ॥२१॥

જીનેશ્વર ઉપર ભક્તિ, અને જૈનતત્વમાં ભાવના, વિષયસુખમાં વિરક્તિ, અને સત્વ ગુણોપર મિત્રતા, અને શ્રુતિ સમતાવાળી શક્તિ અને દોષ તરફ મૌનતા વાળો બોધ હું જ્યાં સુધી મોક્ષ પામું ત્યાં સુધી મને હોજો.



## પ્રકરણ ૨ જું.

---

### કોપ નિરાકરણ.

कोपोस्ति यस्य मनुजस्य निमित्त मुक्तो
नो तस्य कोऽपि कुरुते गुणि नोपि भक्ति
आशीविषं भजति को ननु दंद शूकं
नानोग्र रोग शमिना मणिनापि युक्तम् ॥२२॥

જે મનુષ્યોને નિષ્કારણ ક્રોધ ઉત્પન્ન થાય છે, તે ગુણવાન હોય તોપણ કોઇપણ તેની ભક્તિ કરતું નથી. નાના પ્રકારના ભયંકર રોગને શમાવનારા મણિથી યુક્ત છતાં પણ એવા અતિ ઝેરી સર્પની કોણ ભક્તિ કરે છે?

पुण्यं चितं व्रत तपो नियमोपवासैः
क्रोधःक्षणेन दहतींधन वध्धुताशः
मत्वेति तस्य वशमेति न यो महात्मा
तस्याभिवृद्धि मुपयाति नरस्यपुण्यम् ॥२३॥

વ્રત, તપ, નિયમ, અને ઉપવાસ, વિગેરેથી સંચિત કરેલું પુણ્ય, અગ્નિ જેમ ઇંધણને બાળી ભસ્મ કરી નાંખે છે તેમ, ક્રોધ તેને એક ક્ષણમાં બાળી ભસ્મ કરી નાંખે છે એમ માનીને જે મહા પુરૂષ તેને વશ થતો નથી તેના પુણ્યની વૃદ્ધિજ થતી જાય છે.

दोषं न तं नृपतयोरिपवोऽपि रुष्टाः
कुर्वंति केसरि करींद्र महोरगाश्च
धर्मं निहत्य भवकाननदाव वन्हि
यं दोषमत्र विदधाति नरस्य रोषः ॥२४॥

ભવરૂપી અટવીને બાળવામાં દાવાનળ સમાન, એવા ધર્મનો નાશ કરીને, ક્રોધ જે દોષ મનુષ્યોમાં પેદા કરે છે તેવો દોષ, રાજા, ક્ષુધિત શત્રુઓ, કેસરીસિંહ, ગજેંદ્ર, અને મોટા ફણિધરો પણ પેદા કરતા નથી.

यः कारणेन वितनोति रुषं मनुष्यः
कोपं प्रयाति शमनं तदभावतोऽस्य
यस्तत्र कुप्यति विनापि निमित्तमंगी
नो तस्यकोऽपि शमनं विदधातुमीशः ॥२५॥

જે મનુષ્ય કારણવશાત્ ક્રોધિત થાય છે તેનો ક્રોધ તે કારણનો અભાવ થવાથી શમી જાય છે. પણ જે મનુષ્ય કોઇપણ કારણ વિના કોપાયમાન થાય છે, તેને શાન્ત કરવાને કોઇપણ સમર્થ નથી.

धैर्यं धुनाति विधुनोति मतिंक्षणेन
रागं करोति शिथिली कुरुते शरीरम्
धर्मं हिनस्ति वचनं विदधात्य वाच्यम्
कोपो ग्रहो रतिपति मंदिरामदश्च ॥२६॥

યક્ષ, કામદેવ અને મદિરાથી ઉત્પન્ન થયેલા મદની માફક કોપ, ધૈર્યને શિથિલ કરે છે. ક્ષણુ માત્રમાં મતિને ફેરવી નાંખે છે. લાલાશ પેદા કરે છે. ગાત્રો શિથિલ કરે છે. ધર્મને હણી નાંખે છે. અને ન બોલવા લાયક વચનો બોલાવે છે.

रागं दशोर्वपुषि कंप मनेक रुपम्
चित्ते विवेक रहितानि च चिंतितानि
पुंसाम मार्ग गमनं समदुःख जातम्
कोपः करोति सहसा मदिरा मदश्च ॥२७॥

મદિરાપાનથી ઉત્પન્ન થયેલ મદ, જેમ ચક્ષુમાં લાલાશ, શરીરમાં ધ્રુજારી, ચિત્તની વિહવલતા, વિવેકહિન શબ્દો, વીગેરે માણસમાં પેદા કરે છે. તેમજ ક્રોધપણ આ સર્વ દોષોને ઉત્પન્ન કરે છે. માટે ક્રોધપણ મદિરાના મદ જેવો જાણવો.

मैत्री यशो व्रत तपो नियमानु कंपा
सौभाग्य भाग्य पठनेंद्रिय निर्जयाद्याः
नश्यंति कोप पुरुवैरिहताः समस्तास्
तीव्राग्नितप्तरसवत् क्षणतो नरस्य ॥२८॥

તીવ્ર અગ્નિમાં તપ્ત થએલા પારાની જેમ કોપરૂપી શત્રુથી હણાએલા મનુષ્યમાંથી યશ, વ્રત, તપ, નિયમ, અનુકંપા, સૌભાગ્ય, ભાગ્ય, પઠન શક્તિ, ઇંદ્રિયનો જય આદિ એક ક્ષણ માત્રમાં નાશ પામે છે.

मासोपवास निरतोऽस्तु तनोतु सत्यं
ध्यानं करोतु त्रिदधातु वहिर्निवासम्
ब्रह्मव्रतं धरतु भैक्ष्यरतोस्तु नित्यं
रोषं करोति यदि सर्वमनर्थकं तत् ॥२९॥

એક માસના ઉપવાસ કરવામાં તત્પર હો, સત્યબોલો, ધ્યાનધરો, બહાર નિવાસ રાખો, બ્રહ્મવ્રત ધારણ કરો, અને ભિક્ષામાં હમેશાં રટણ રાખો, પરંતુ જો તે રોષ કરે તો સર્વ નિષ્ફલ જાણવા.

आत्मानमन्यमथहंति जहाति धर्मं
पापं समाचरति युक्तमया करोति
पूज्यं न पूजयति वक्ति विनिंद्य वाक्यम्
किं किं करोति न नरः खलु कोपयुक्तः ॥३०॥

પોતાના આત્માને હણે છે, ધર્મ ત્યજે છે, પાપ આદરે છે, કરવા યોગ્યને ફેંકી દે છે, પૂજ્યની પૂજા કરતો નથી, અને નિંદવા લાયક વચનો બોલે છે. ખરેખર કોપીત માણસ શું શું નથી કરતો ?

दोषेषु सत्सु यदि कोऽपि ददाति शापं
सत्यं ब्रवीत्ययमिति मविचिंत्य सह्यम्

दोषेष्व सत्सु यदि कोऽपिददाति शापं
मिथ्या ब्रवीत्ययमिति प्रविचिंत्य सह्यम् ॥३१॥

દોષ હોય અને જો કોઈ શ્રાપ આપે, અને દુર્વચન બોલે, તો તે માણુસ સત્ય બોલે છે એમ વિચારી સહન કરવું. અને જો દોષ ન હોય છતાં જો કોઇ શ્રાપ આપે, તો તે મિથ્યા બોલે છે એમ જાણીને સહન કરવું.

कोपेन कोऽपि यदि ताडयतेऽथहंति
पूर्वं मयास्य कृतमेतदनर्थं बुद्ध्या
दोषो ममैव पुनरस्य न कोऽपि दोषो
ध्यात्वेति तत्र मनसा सहनीयमस्य ॥३२॥

કોપને વશ થઇ જો કોઈ માર મારે અથવા ઘાત કરે તો (વિચારવું) જે પૂર્વભવમાં મેં પણ તેને તે પ્રમાણે અનર્થ બુદ્ધિથી કીધું હશે તેથી તેમાં મારોજ દોષ છે. ત્હેનો કાંઇ પણ દોષ નથી એમ સમજી ત્યાં મનથી સહન કરવું.

व्याध्यादि दोष परिपूर्णं मनिष्ट सङ्गं
पूतीदमङ्गमपनीय विवर्ध्य धर्मम्
शुद्धं ददाति गतबाध मनल्पसौख्यं
लाभो ममायमितिघात कृतोविषह्यम् ॥३३॥

જો કોઈ મનુષ્ય આપણો વધ કરી પ્રાણ રહિત કરતો હોય તો આવા સમયે વિચારવું જે આ શરીર વ્યાધિ વિગેરે દોષોથી ભરેલું અનીષ્ટના સંગવાળું અને દુર્ગંધમય

છે તો આ શરીરનો વિયોગ કરાવી યદિધર્મની વૃદ્ધિ કરી પવિત્ર તથા બાધા દુઃખરહિત એવા અપાર સુખને અર્પણ કરે છે તો તે ઘાત કરનાર એક અપૂર્વ મને લાભ અર્પણ કરે છે એમ માની સહન કરવું.

धर्मे स्थितस्य यदि कोऽपि करोति कष्टं
पापं चिनोति गत बुद्धिरयं वराकः
एवं विचिंत्य परिकल्पकृतं त्वमुष्य
ज्ञानात् वितेन भवति क्षमितव्यमत्र ॥३४॥

ધર્મમાં સ્થિરતા કર્યા પછી જો કોઇ કષ્ટ આપે તો, તે બિચારો બુદ્ધિ રહિત મુર્ખ માણુસ પાપનો પુંજો એકઠો કરે છે, અને તેને પરલોકમાં તેનું ફળ ભોગવવાનું નિર્માણ થએલ છે એમ વિચારી, જ્ઞાનની (અન્વેષણા) ગવેષણાના અભિલાષી જીવે તેને ક્ષમા કરવી.

शप्ताऽस्म्यनेन न हतोस्मि नरेण रोषान्
ना मारितोऽस्मि मरणेऽपि न धर्मनाशः
कोपस्तु धर्ममपहन्ति चिनोति पापम्
संचिन्त्य चारुमति नेति तितिक्षणीयम् ॥३५॥

આ માણસે ક્રોધમાં મને દુર્વચન કહ્યાં, શ્રાપ દીધો, પણ મારો ઘાત નથી કીધો, મને માર્યો અને માર્યા છતાં પણ મારો ધર્મ નાશ કર્યો નથી,અને કોપ તો ધર્મને હણે છે, તથા પાપના પુંજને એકઠો કરે છે, એમ વિચારી ઉત્તમ બુદ્ધિવાળા પુરૂષે તે દુર્વચનાદિને સમ્યક્‌રીતે સહન કરવાં જોઈએ.

दुःखार्जितं खलगतं वलभीकृतं च
धान्यं यथा दहति वह्नि कणःप्रविष्टः
नानाविध व्रतदया नियमोपवासैः–
रोपोऽर्जितं भवभृतां पुरु पुण्यराशिम् ॥३६॥

મહા કષ્ટે પેદા કરેલ, ખળામાં રહેલા ધાન્યના ઢગલામાં, અગ્નિનો એક તણખો પણ જો પ્રવેશ કરે તો તેને બાળીને ભસ્મિભૂત કરે છે. તેવીજ રીતે અનેક પ્રકારનાં વ્રત, દયા, નિયમ, ઉપવાસ વિગેરેથી મનુષ્યોએ તૈયાર કરેલ પુણ્યના સમુહને, ક્રોધરૂપી અગ્નિ બાળીને ભસ્મ કરે છે.

कोपेन यः परमभीप्सति हन्तु मज्ञो
नाशं स एव लभते शरभो ध्वनन्तम्
मेघं लिलङ्घिषु रिवान्य जनोन किंचि–
च्छक्नोति कर्तुमिति कोपवता न भाव्यम् ॥३७॥

ગર્જના કરતા, એવા મેઘને નહીં સહન કરનાર અષ્ટાપદ નામે જાનવર મેઘનો નાશ કરવા દોડી જતાં, પોતાનોજ નાશ કરે છે, તેમ ક્રોધદ્વારાએ જે અજ્ઞાની માણસ અન્યનો પરાભવ કરવાની ઈચ્છા રાખે છે, તે અન્યનું નુકસાન ન કરતાં પોતાનોજ નાશ કરે છે, આમ વિચારી ક્રોધી કદાપિ ન થવું.

कोपः करोति पितृमातृ सुहृज्जनानाम्
अप्य प्रियत्व मुपकारि जनापकारं
देह क्षयं प्रकृत कार्य विनाशनं च
मत्वेति कोप वशिनो न भवंति भव्याः ॥३८॥

ક્રોધ પિતા માતા મિત્રજન સાથે અપ્રેમ ભાવ પેદા કરે છે, ઉપકારીપર અપકાર કરાવે છે, શરીરનો અને પ્રસ્તુત કાર્યનો નાશ કરે છે. આ પ્રમાણે વિચારી ભવ્ય જીવોએ ક્રોધને વશ ન થવું.

तीर्थाभिषेक जप होम दयोपवासा
ध्यान व्रताध्ययन संयम दान पूजाः
नेदक्फलं जगति देहवतां ददंते
यादग्दमो निखिल कालहितो ददाति ॥३९॥

જે ફળ ત્રણે કાળમાં હિતકારી એવી અખંડક્ષમા મનુષ્યોને આપે છે, તે ફળ આ જગતમાં તીર્થયાત્રા અભિષેક જપ, હોમ, દયા, ઉપવાસ, ધ્યાન, વ્રત, અધ્યયન, સંયમ, દાન, અને પૂજા આદિ કાર્યો આપી શકતાં નથી એટલે ક્ષમા વિનાનાં તે બધાં નિષ્ફલ જેવાં કહ્યાં છે.

भ्रूभंग भंगुर मुखो विकराल रुपो
रक्ते क्षणो दशनपीडित दंतवासाः
त्रासं गतोति मनुजो जननिंद्यवेषः
क्रोधेन कंपिततनुर्भुवि राक्षसो वा ॥४०॥

ભ્રુ (ભમર) ભંગથી વિચિત્ર થયું છે મુખ જેનું, વિકરાળ રૂપ, રાતી આંખ, દાંતથી પીડિત થયા છે ઓષ્ઠો જેના, અતિ ત્રાસ પામેલો, અને મનુષ્યોથી નિંદિત એવો વેષ સ્વરૂપ ધારણ કીધેલો છે જેને, એવા ક્રોધથી કંપતા શરીર વાલો મનુષ્ય રાક્ષસ જેવો લાગે છે.

कोपीह लोहमिति तप्त मुपाददानो
दंदह्यते निजकरं परदाहमिच्छुः
यद्वत्तथा प्रकुपितः परमाजिघांसु
र्दुखं स्वयं व्रजति वैरिवधे विकल्पः ॥४१॥

જેમ કોઇ માણસ અન્યને બાળવાની ઇચ્છાથી તપાવેલ લોઢાને ઉઠાવે છે, અને તેથી પ્રથમ પોતેજ બળે છે, તેમ અન્યને મારવાની ઇચ્છા રાખનાર ક્રોધી મનુષ્ય, શત્રુને મારવા જતાં પ્રથમ પોતેજ દુઃખી થાય છે.

वैरं विवर्धयति सख्यमपा करोति
रुपं विरुपयति निद्यमतिं तनोति
दौर्भाग्यमानयति शातयते च कीर्ति
रोपोत्र रोप सदृशो न हि शत्रुरस्ति ॥४२॥

ક્રોધ વૈરને વધારે છે મૈત્રતાનો નાશ કરે છે રૂપને કદરૂપ બનાવે છે. મતિ નિંદવા લાયક બને છે. દૌર્ભાગ્યને લાવે છે. કીર્તિને ઘટાડે છે માટે આ વિશ્વમાં ક્રોધ જેવો બીજો કોઈ શત્રુ નથી.

## પ્રકરણ ૩ જું.

### માયા અહંકાર નિરાકરણ.

रूपेश्वरत्व कुलजाति तपोबलाज्ञा-
ज्ञानाद्दुःखहमदाकुलबुद्धिरज्ञः
यो मन्यतेऽहमिति नास्ति परोऽधिकोऽपि
मानात्स नीचकुलमेति भवाननेकान् ॥४३॥

જે મનુષ્ય રૂપ પ્રભુતા કુલ જાતિ તપ, બલ, આજ્ઞા અને બુદ્ધિનો મદ કરે ને મારાથી કોઈ અધિક નથી તેમ માને તે જીવ અનેક ભવ નિચ કુલમાં ઉત્પન્ન થાય છે.

नीतिं निरस्यति विनीतमपाकरोति
कीर्तिं शशांकधवलां मलिनी करोति
मान्यान्न मानयति मानवशेन हीनः
प्राणीति मानमपहंति महानुभावः ॥४४॥

માનથી નીતિ છુટી જાય છે વિનય દૂર થાય છે ચંદ્રમા સમાન નિર્મલ કીર્તિ મલીન થાય છે. માનથી જન માનતા નથી માનથી હીનપણું પ્રાપ્ત થાય છે માટે મહાનુભાવ મનથી દૂર રહો.

हीनाधिकेषु विदधात्य विवेकभावं
धर्मं विनाशयति संचिनुते च पापं
दौर्भाग्य मानयति कार्यमपाकरोति
किं किं न दोषमथवा कुरुतेभिमानः ॥४५॥

અભિમાન વશ થએલ મનુષ્ય ઉંચ અથવા નીચ મનુષ્યને એક સરખા ગણે છે. ધર્મનો નાશ, પાપનો સંચય દૌર્ભાગ્યની પ્રાપ્તિ, કાર્યનો વિનાશ, તેમ અભિમાનથી કયા કયા દોષ નથી આવતા ?

माने कृते यदि भवेदिह कोपि लाभो
यदर्थहानिरथ काचन मार्दवे स्यात्
ब्रुयाच्च कोपियदि मानकृतं विशिष्टं
मानो भवेद्भवभृतां सफल स्तदानीं ॥४६॥

અભિમાન કરવાથી કદાચ કોઇપણ લાભ થાય, અગર કોઈ વખતે નમ્રતા બતાવવાથી નુકસાન થાય, અગર માનવાળાના કોઇપણ માણસ વખાણ કરે તો અભિમાન કરવો સફળ ગણાય ? (પરંતુ તેમ બને નહિં માટે અભિમાન કરવો નહિ.)

मानी विनीतिमपहंत्य विनीतिरंगी
सर्वं निहंति गुणमस्तगुणानुरागः
सर्वापदां जगति धाम विरागतः
स्यादित्याकलय्य सुधियो न धरंति मानं ॥४७॥

માની મનુષ્ય વિનયનો નાશ કરે છે, અને અન્યાયના માર્ગે જાય છે, તેનામાંથી સર્વગુણનો નાશ થાય છે, તેમજ ગુણ ઉપરનો રાગ પણ નષ્ટ થાય છે અને દુનિયાપરની સર્વ આપત્તિઓનો ભોગ બને છે, માટે તેવો વિચાર કરી સારી બુદ્ધિવાળાઓ માનને ધરતા નથી.

हीनोय मन्य जननो पहिताभिमाना
ज्जातोह सुत्तम गुणस्तदकारकत्वात्
अन्यं निहीनमवलोक्य तोपिपुंसो
मानो विनश्यति सदेति वितर्कभाजः ॥४८॥

બીજા જન્મમાં કરેલા અભિમાનથી હીન થયેલો છે, અને જો અભિમાન ન કર્યું હોત તો ઉત્તમ કુળમાં જન્મ પ્રાત તો તેવા બીજા માણસને હીનસ્થિતિમાં જોવાથી સારા વિચારવાળો મનુષ્ય માન કરતો નથી.

गर्वेण मातृपितृ बांधव मित्रवर्गाः
सर्वे भवंति विमुखा विहितेन पुंसः
अन्योपि तस्य तनुते न जनोनुरागं
मत्वेति मानमप हस्तयते सुबुद्धिः ॥४९॥

ગર્વથી માતા, પિતા, બાંધવ મિત્ર વીગેરે સર્વે કુટુંબીજન વીમુખ બને છે. અને બીજા મનુષ્ય પણ રાગ કરતા નથી તો સદ્‌બુદ્ધિવાળા મનુષ્યે કદી માન કરવો નહિ.

आयासकोप भयदुःख मुपैति मर्त्यो
मानेन सर्वजन निंदित वेप रूपः
विद्या दया दम यमादि गुणांश्च हंति
ज्ञात्येति गर्व वशमेति न शुद्धबुद्धिः ॥५०॥

માનના લીધે મનુષ્ય માનસિક પીડા, કોપ, ભય આદિ દુખને પ્રાપ્ત કરે છે, અને સર્વ જનના નિંદિત રૂપને ધારણ કરે છે, અને વિદ્યા, દયા તથા દમ યમ

આદિ ગુણોનો નાશ કરે છે એમ જાણીને, શુદ્ધ બુદ્ધિવાળાઓ ગર્વના વશ થતા નથી.

स्तब्धो विनाशमुपयाति नतोऽति वृद्धिं
मर्त्यो नदीतटगतो धरणी रुहो वा
गर्वस्य दोपमिति चेतसि संनिधाय
नाहं करोति गुणदोप विचारदक्षः ॥५१॥

નદીના તટ ઉપરનું ઝાડ જે સીધું હોય છે તેનો નાશ થાય છે, અને નમ્ર થયેલ ઝાડ વૃદ્ધિને પામે છે, તેથી ગર્વને મનમાં દોષ ધારીને, ગુણ દોષ વીગેરેની પરીક્ષાવાળા, સુજ્ઞ પુરૂષ અહંકાર કરતા નથી.

हीनानवेक्ष्य कुरुते हृदयेऽभिमानं
मूर्खः स्वतोऽधिक गुणानव लोक्यमर्त्यान्
प्राज्ञः परित्यजति गर्वमतीव लोके
सिद्धांत शुद्ध धिषणा मुनयो वदंति ॥५२॥

જે મુર્ખ મનુષ્ય હોય છે તે પોતાથી હીન મનુષ્યને જોઇને અભિમાન કરે છે, અને પોતાની જાતને અધીક ગુણવાળો ગણે છે પરંતુ જે મનુષ્ય બુદ્ધિશાળી હોય છે, તે અધિક ગુણવાળાને દેખીને માનને ત્યજે છે, અર્થાત પોતે નમ્ર બને છે.

जिव्हा सहस्रकलितोऽपि समासहस्रैः
यस्यां न दुःखमुपवर्णयितुं समर्थः
सर्वज्ञ देव मपहाय परो मनुष्यस्तां
श्वभ्रभूमि मुपयाति नरोऽभिमानी ॥५३॥

સર્વજ્ઞ દેવ સિવાય મનુષ્યો હજારો વરસોમાં હજારો જીભવડે જેના દુઃખનું વર્ણન કરી શકતો નથી; તેવી નરક ભૂમીમાં અભિમાની જીવ જાય છે.

या छेदभेददमनांकनदाहदोह
वाता तपान्न जल रोध वधादि दोपा
मायावशेन मनुजो जन निंदनीयां
तिर्यग्गतिं व्रजति तामति दुःखपूर्णां ॥५४॥

જે મનુષ્ય કપટ કરે છે તે, લોકોએ નિંદેલી અતી દુખવાલી પશુ જાતીમાં જન્મ પામે છે, અને ત્યાં આગળ છેદન, ભેદન, માર, ભૂખ, તરસ, ગરમ અને ઠંડક વીગેરેના દોષોનો ભોગ બને છે.

यत्र प्रियाप्रिय वियोग समागमान्य
प्रेप्यत्व धान्यधन बांधवहीनताद्यैः
दुःखं प्रयाति विविधं मनसाप्यसह्यं
नं मर्त्यं वासमधितिष्ठति मायायांगी ॥५५॥

અથવા માયાચારી પુરૂષ મનુષ્ય ગતિમાં ઉત્પન્ન થાય તો પણ, સંબંધીઓનો વીયોગ, અનિષ્ટોનો સંયોગ, ચાકરી, ધન ધાન્યની ગરીબાઇ, અથવા બંધુઓનો અભાવ, અને શારીરીક તથા માનસીક દુખનો ભોગ બને છે.

यत्रालोक्य दिवि दीनयना विभूतिमन्या
मरेश्वधिक कांति सुखादि केपु
प्राप्याभियोग पदवीं लभतेऽतिदुःखं
तत्रेति कंचनपरः पुरुपो निवासं ॥५६॥

અથવા કદાચિત દેવગતિમાં કપટી પુરૂષ ઉત્પન્ન થાય તો ત્યાં પણ પોતાંથી બીજા દેવોને કાંતિમાં, સુખમાં, બળમાં ચઢીઆતા જોઈ, હાથી ઘોડા વીગેરે બનવાવાળા અભિયોગ જાતિના દેવો થઈ નિરંતર દુખી થાય છે.

या मातृ भ्रातृ पितृ बांधव मित्र पुत्र
वस्त्राशनाभरण मंडन सौख्य हीना:
दीनानना मलिन निंदित वेषरुपा
नारीषु तासु भवमेति नरो निकृत्या ॥९७॥

જે મનુષ્ય કપટી હોય છે તેઓ મહા નિંદાવાલી સ્ત્રી જાતિમાં જન્મ લે છે, અને ઘણાં કષ્ટ ભોગવે છે. જેવાં કે કોઈ સ્ત્રી તો માતા ન હોવાથી દુખ પામે છે. કોઈ ભાઈ ન હોવાથી, કોઇ પીતા ન હોવાથી, કોઇ બાંધવ ન હોવાથી, કોઈ સખી ન હોવાથી અને કોઇ પુત્ર ન હોવાથી તેમજ કોઈ વસ્ત્ર, ભોજન વીગેરે ન હોવાથી કોઇ ઘરેણું ન હોવાથી તો કોઇ સૌંદર્ય ન હોવાથી દુખ પામે છે.

शीलव्रतो यम तपः शम संयुतोपि
नाप्नाश्नुते निकृति शल्यधरो मनुष्यः
आत्यंतिकीं शिवमबाध सुख स्वरुपाम्
शल्यान्वितो विविध धान्य धनेश्वरो वा ॥९८॥

જેવી રીતે ધન ધાન્ય આદિ સમૃદ્ધિવાળો પુરૂષ ચિંતાના લીધે કોઈ પ્રકારનું સુખ પામી શકતો નથી, તેવી રીતે માયારૂપી ચિંતાવાળો પુરૂષ કેટલાં પણ વ્રત,

ઉપવાસ, તપ, સંયમ આદિ શુભ કર્મ કરે તો પણ તે અવિનાશી નિરાબાધ મોક્ષ સુખને મેળવી શકતો નથી.

क्लेशार्जितं सुखकरं रमणीयमर्घ्यं
धान्यं कृपीवलजनस्य शिखीव सर्वं
भस्मी करोति वहुधापि जनस्य सत्यं
मायाशिखी प्रचुर दोपकरः क्षणेन ॥५९॥

દુઃખથી પ્રાપ્ત થએલ સુખ આપનાર મોઘું અને મનહર કૃપીકારના ધાન્યને અગ્નિ જેમ સર્વ ભસ્મ કરે છે તેમ મનુષ્યમાં રહેલ સત્યાદિ બહુ ગુણો માયારૂપી અગ્નિ ક્ષણ માત્રમાં નાશ ઉત્પન કરે છે.

विद्वेषवैरि कलहा सुखघात भिति–
निर्भर्त्सनाभि भवना मुख विनाशनादीन्
दोषानुपैति निखिलान् मनुजोऽतिमायी
वुद्ध्वेति चारुमतयो न भजंति मायां ॥६०॥

દ્વેપ વૈર કલહ સુખ ઘાતની બીક નિર્ભર્ત્સના આવતા ભવના સુખનો વિનાશ એ પ્રમાણે અતિમાયાવી મનુષ્યને સમગ્રહ દુઃખની પ્રાપ્તિ થાય છે માટે બુદ્ધિશાળી અને સારી છે મતિ જેની એવા મનુષ્યે માયાને ન ભજવી.

या प्रत्ययं वुधजनेषु निराकरोति
पुण्यं हिनस्ति परिवर्द्धयते च पापं
सत्यं निरस्यति तनोति विनिंद्यभावं
तां सेवते निकृतिमत्र जनो न भव्यः ॥६१

માયાથી પંડિત પુરૂષોમાં રહેલ વિશ્વાસ ઉઠી જાય છે. પુણ્ય નાશ પામે છે–પાપ વધે છે સત્ય નાશ પામે છે નિંદ્ય ભાવ ઉત્પન્ન થાય છે માટે ભવ્યજનોએ માયા સેવવી નહિં.

प्रच्छादितोपि कपटेन जनेनदोषो
लोके प्रकाशमुपयातितरां क्षणेन
वर्चो यथाजलगतं विदधाति पुंसां
माया मनागपि न चेतसि संनिधेया ॥६२॥

મનુષ્યના ઢંકાએલા દોષો કપટ વડે કરી ક્ષણમાત્રમાં લોકમાં પ્રકાશ પણાને પામે છે જેમ જલમાં દબાએલી વિષ્ટા પ્રગટ થાય છે તેમ ઉત્તમ મનુષ્યે લેશ માત્ર પણ ચિત્તમાં માયા કરવી નહિં.

---

## પ્રકરણ ૪ થું.

### લોભનિરાકરણ.

शीतो रवीर्भवति शीतरुचिः प्रतापी
स्तब्धं नभो जलनिधिः सरिदंबु तृप्तः
स्थायी मरुच्च दहनोऽदहनोपि जातु
लोभानलस्तु न कदाचिद् दाहकः स्यात् ॥६३॥

જો સંસારમાં સૂર્ય ઠંડો થઈ જાય, ચંદ્ર ઉષ્ણ થાય, આકાશ સ્તબ્ધ થાય, સમુદ્ર નદીયોથી તૃપ્ત થઈ જાય, પવન સ્થિર થાય, અગ્નિ દહન કરવાનું બંધ કરે, તો

પણ લોભ રૂપી અગ્નિ કદિપણ દહન કરવાનું બંધ કરે નહિં.

लब्धेंधन ज्वलनवत् क्षणतोपि वृद्धिं
लाभेन लोभदहनः समुपैति जंतोः
विद्यागम व्रत तपः शम संयमादीन्
भस्मी करोति यमिनां स पुनः मवृद्धः ॥६४॥

જેમ અગ્નિ લાકડાં નાખવાથી ક્ષણમાં વૃદ્ધિમાન થાય છે, તેમ લાભ મળતાં થકાં લોભ રૂપી અગ્નિ મનુષ્યમાં વધારે પુષ્ટ થાય છે. અને વધારે જોરવાલી થવાથી, વિદ્યા, શાસ્ત્ર, વ્રત, તપ, શમ અને સંયમનો નાશ કરે છે.

वित्ताशया खनति भूमितलं स तृष्णो
धातुन् गिरेर्धमति धावति भूमिपाग्रे
देशांतराणि विविधानि विगाहते च
पुण्यं विना न च नरो लभते स तृप्तिं ॥६५॥

લક્ષ્મીની આશાથી મનુષ્ય પૃથ્વીના તલને ખોદે છે, પર્વતની ધાતુઓને તૃષ્ણાવંત બનીને ફુંકે છે, અને રાજાની આગળ દોડે છે, દેશાંતરમાં જુદેજુદે ઠેકાણે ફરે છે, પરંતુ પુણ્યવિના મનુષ્ય કાંઈપણ શાંતિ મેળવતો નથી.

वर्धस्व जीव जय नंद विभो चिरं त्व
मित्यादि चाटु वचनानि विभाषमाणः
दीनाननो मलिन निंदित रूपधारी
लोभाकुलो वितनुते सधनस्य सेवां ॥६६॥

લોભથી આકુળ બનેલો માણસ દીનમુખ બની જે મુખ મલિનને નિંદિત છે તેવો થઈ ધનવંત પુરૂષોની સેવા કરે છે અને તેઓને આપ વધો, જીવો, જયવંત થાઓ, આનંદિત બનો, એવાં ચાટું વચનો કહે છે.

चक्षुःक्षयं प्रचुररोग शरीरबाधा
श्चेतोभिवातगतिभंग ममन्यमानः
संस्कृत्य पत्र निचयं च मर्षी विमर्द्य
तृष्णातुरो लिखति लेखकतामुपेतः ॥६७॥

કાળનો સમુહ એકઠો કરી તેના ઉપર સહીથી લખી લેખકનું નામ લેવાના લોભથી, લોભના ફંદમાં પડેલો મનુષ્ય બે આંખો ખુવે છે, અનેક રોગનો ભોક્તા બને છે, મનની અસ્થિર સ્થિતિ ભોગવે છે, અને આખો દિવસ બેસી રહેવાનું દુખ ભોગવે છે.

विश्वंभरां विविध जंतु गणेन पूर्णा
स्त्रीं गर्भिणीमिव कृपामपहाय मर्त्यः
नानाविधोपकरणेन हलेन दीनो
लोभार्दितः कृषति पापमलोकमानः ॥६८॥

પૃથ્વિ જુદી જુદી જાતના જીવજંતુઓથી ભરેલી છે, છતાં પણ લોભથી વશ બનેલો મનુષ્ય, પાપની દરકાર કર્યા સિવાય જુદી જુદી જાતના હળવડે પૃથ્વિને ખોદે છે, જેવી રીતે ગર્ભિણી સ્ત્રીના ગર્ભને પાડવામાં પાપી મનુષ્ય પોતાનું કામ કરે છે.

भोगोपभोगसुखतो विमुखो मनुष्यो
रात्रिदिवं पठन चिंतनशक्तचित्तः
शास्त्राण्यधीत्य विविधानि करोति
लोभादध्यापनं शिशु गणस्य विवेकशून्यः ॥६९॥

કોઈ મનુષ્યોએ ભોગ અને ઉપભોગોને દૂર કર્યા છે, અને તેમનું મન ભણવામાંજ ચિંતાવંત બન્યું છે તેવા માણસો પણ જુદી જુદી જાતના શાસ્ત્રોનો અભ્યાસ કર્યા છતાં, લોભ વશ બની, વિવેક શૂન્ય થઈ, છોકરાઓને શીખવવાનું કામ કરે છે.

वस्त्राणि सीव्यति तनोति विचित्रचित्रं
मृतकाष्ठ लोह कनकादि विधिं चिनोति
नृत्यं करोति रजकत्व मुपैति मर्त्यः
किं किं न लोभवशवर्तितया विधत्ते ॥७०॥

મનુષ્ય લોભને વશ થઈ કપડાં સીવે છે, જુદાં જુદાં ચિત્રો ચીતરે છે, માટી, લાકડું, લોખંડ અને સોનામાંથી જુદી જુદી ચીજો બનાવે છે, નાચ વીગેરે કરે છે, ધોબીનું કામ કરે છે. એટલે લોભવશ બનેલો મનુષ્ય શું નથી કરતો ?

लोकस्य मुग्धधिषणस्य विवंचनानि
कुर्वन्नरो विविधमान विशेप कृत्या
संसार सागरमपारमवेक्षमाणो
वाणीज्यमत्र विदधाति विवृद्ध लोभः ॥७१॥

લોભના લીધે સંસાર સાગરની પાર ન જોઈ શક-

વાથી, મુગ્ધ લોકોને જુદી જુદી રીતે છેતરવાનાં કામ કરી, વણીક તરીકેની ખ્યાતિ મેળવે છે.

अध्येति नृत्यति लुनाति मिनोति नौति
क्रीणाति हंति वपते चिनुते विमेति
मुष्णाति गामति धिनोति विभर्ति मिंते
लोभेन सिन्व्यति पणायति याचते च ॥७२॥

બીજાને લીધે મનુષ્ય ભણે છે–નાચે છે, કાપે છે, તોલે છે, વખાણ કરે છે, નાશ કરે છે, બીજ ઉગાવે છે, ફુલ તોડે છે, ભયથી બીહે છે, ચોરી કરે છે, ગીત ગાય છે, કરજ કરે છે, બીજાને પોષણ કરે છે, છેદન કરે છે. સીવવાનું કામ કરે છે, જુગાર ખેલે છે અને ભીખ પણ માગે છે.

कुंतासिशक्तिभरतोमरतद्वलादि
नानाविधायुध भयंकरमुग्रयोधं
संग्राम मध्य मविविशति लोभ युक्तः
स्वं जीवितं तृणसमं विगणय्य जीवः ॥७३॥

બીજાથી ગર્વીત થયેલો મનુષ્ય પોતાના જીવનને તૃણ સમાન ગણી સંગ્રામ ભૂમીમાં જાય છે, અને ત્યાં ભાલા, તલવાર, શક્તિ, તોમર, તદ્વલ, વિગેરે જુદા હથિયારોના પ્રકારથી ડરતો પણ નથી.

अत्यंत भीमवन जीवगणेन पूर्णं
दुर्गं वनं भवभृतां मनसाप्य गम्यं

चौराकुलं विशति लोभवशेन मर्त्यो
नो धर्मकर्म विदधाति कदाचिदज्ञः ॥७४॥

જુદા જુદા અતિ ભયંકર જીવવાળા જંગલોમાં, કિલ્લાઓમાં, વનોમાં, ખંડેરોમાં, ચોરોથી આકુલ બનેલાં વનોમાં લોભને વશ થઇ મનુષ્ય જાય છે. અને પોતાનો ધર્મ, કર્મ વીગેરે અજ્ઞાન બની ભૂલી જાય છે.

जीवान्निहंति विविधं वितथं ब्रवीति
स्तेयं तनोति भजते वनितां परस्य
गृह्णाति दुःख जननं धनमुग्रदोषं
लोभ ग्रहस्य वशवर्तितया मनुष्यः ॥७५॥

લોભને વશ થવાથી મનુષ્ય જીવને મારે છે, જુદાં જુદાં જુઠાણાં બોલે છે, ચોરી કરે છે, બીજાની સ્ત્રીઓની સેવા કરે છે, નાના પ્રકારનાં દુઃખ ઉત્પન્ન કરવાવાળા ધનનો સંચય કરે છે, અને તેના લીધે પાંચે પ્રકારના મોટાં દુખો ભોગવે છે.

उद्यन् महानिलवशोत्थ विचित्र वीचि
विक्षिप्त नक्रमकरादिनितांतभीतिं
अंभोधिमध्यमुपयाति विरुद्ध वेलं
लोभाकुलो मरणदोषममन्यमानः ॥७६॥

પ્રચંડ પવનના જોરના લીધે ઉછળતા મોટા મોટા મોજાઓથી ભરપૂર એવા સમુદ્રમાં જ્યાં આગળ નક્ર, ચક્ર, મધર-મચ્છ આદિ જીવો રહેતા હોય છે, તેવા ભયંકર

સમુદ્રમાં પોતાનો પ્રાણ ખોવાની દરકાર કર્યા સિવાય લોભી માણસ તેમાં પ્રવેશ કરે છે.

निःशेष लोकवनदाह विधौ समर्थं
लोभानलं निखिल तापकरं ज्वलंतं
ज्ञानांबुवाह जनितेन विवेकि जीवाः
संतोष दिव्यसलिलेन शमं नयंति ॥७७॥

સમસ્ત સંસારરૂપી વનને અગ્નિદાહ કરનાર તે, મહાન સંતાપ કરનાર લોભરૂપી અગ્નિ, જ્ઞાન રૂપી મેઘથી ઉત્પન્ન થએલા, સંતોષ રૂપી જલથી શાંત પાડે છે.

द्रव्याणि पुण्यरहितस्य न संति लोभात्
संतस्य चेन्नतु भवंत्य चलानि तानि
संति स्थिराणि यदि तस्य न सौख्यदानि
ध्यात्वेति शुद्ध धिषणो न तनोति लोभं ॥७८॥

લોભ કરવાથી પુણ્યવીના ધન મળતું નથી, અને જો ધન આવે તો પણ તે સ્થિર રહેતું નથી. અને જો સ્થિર થાય, તો પણ સુખને આપનાર નીવડતું નથી, તે માટે બુદ્ધિશાળી પુરૂષો લોભને વશ થતા નથી.

चक्रेश केशवहलायुधभूतितोपि
संतोष मुक्त मनुजस्य न तृप्तिरस्ति
तृप्ति विना न सुखमित्यवगम्य सम्यग्
लोभ ग्रहस्य वशिनो न भवंति धीराः ॥७९॥

અસંતોષી પુરૂષને ચક્રવર્તી, નારાયણ, અગર બળદેવના જેવા વિશાળ ધનથી પણ શાંતિ મળતી નથી, અને શાંતિ વિના સુખ મળતું નથી, તેવો વિચાર કરી બુદ્ધિમાન પુરૂષો લોભના ફંદમાં પડતા નથી.

दुःखानि यानि नरकेष्वतिदुःसहानि
तिर्यक्षु यानि मनुजेष्वमरेषु यानि
सर्वाणि तानि मनुजस्य भवंति लोभा
दित्याकलय्य विनिहंति तमत्र धन्यः ॥८०॥

નરકોમાં જે કાંઇ દુખો હોય, અગર તિર્યંચ મનુષ્ય અને દેવગતીમાં તીવ્ર અને આર્ત દુખો હોય, તો તે સર્વે મનુષ્યને લોભના લીધે થયેલાં હોય છે, તેવો વિચાર કરી જે લોકો લોભનો નાશ કરે છે તેમને ધન્ય છે.

लोभं विधाय विधिना बहुधापि पुंसः
संचिन्वतः क्षयमनित्यतया प्रयांति
द्रव्याण्यवश्यमिति चेतसि संनिरूप्य
लोभं त्यजंति सुधियो धुतमोहनीयाः ॥८१॥

લોભને વશ થઇ જુદા જુદા ઉપાયોથી ઉપાર્જીત કરેલું ધન અનિત્ય હોવાના લીધે અવશ્યે કરી નષ્ટ થવાનું હોય છે. અને તેના લીધે ચિત્તને સમકિત સમજાવીને, મોહના ફંદમાંથી બચવાવાળા સદ્બુદ્ધિવાળા પુરૂષો લોભનો ત્યાગ કરે છે.

तिष्ठंतु बाह्य धनधान्यपुरः सरार्थाः
संवर्धिताः प्रचुरलोभवशेन पुंसा

कायोपि नश्यति निजोयमिति प्रचिंत्य
लोभारिमुग्रमुपहंति विरुद्धतत्वं ॥८२॥

મહાન લોભને વશ થઇ વધારેલા ધન, ધાન્ય, વીગેરે કોઈ કારણસર લાંબો વખત રહે છતાં પણ આ શરીર પણ જ્યારે નાશવંત છે એવો વિચાર કરી, બુદ્ધિમાન પુરૂષ લોભ રૂપી પ્રબળ શત્રુનો નાશ કરે છે.

## પ્રકરણ ૫ મું.

### ઇંદ્રિય સંયમ નિરાકરણ.

वसन्ततिलका छंद.

स्वेच्छाविहारसुखतो निवसन्नगानां
भक्षन्ने किशलयानि मनोहराणि
आरोहणांकुशविनोदनबंधनादि
दंती त्वगिंद्रियवशः समुपैति दुखं ॥८३॥

જે હાથી જંગલોમાં સ્વછંદ રિતે ફરે છે કોમલ-કોમલ મનોહર અંકોરોનું ભક્ષણ કરે છે પરન્તુ ફક્ત એક સ્પર્શ ઇંદ્રીની લોલુપતાથી બંધન, અંકુશ, વિનોદ માટે આરોહણ આદિ દુઃખ પ્રાપ્ત કરે છે.

तिष्ठज्जलेऽति विमले विपुलं यथेच्छं
सौख्येन भीतिरहितो रममाणचितः
गृद्धोरसेपु रसनेंद्रियतोऽतिकष्टं
निष्कारणं मरणमेति पडीक्षणोत्र ॥८४॥

જેવી રીતે માછલી અતિ નિર્મળ જળમાં નિર્ભય રહે છે અને ત્યાં આગળ મનમાનીતિ ક્રીડાઓ કરે છે. છતાં પણ રસના ઇંદ્રિયના ફંદમાં પડી વિના કારણે અતિ દુખ પામે છે યાને મરણને શરણ પણ થાય છે.

नाना तरुप्रसवसौरभवासितांगो
घ्राणेंद्रियेण मधुपो यमराजधिष्ण्यं
गच्छत्य शुद्धमतिरत्र गतो विशक्ति
गंधेषु पद्मसदनं समवाप्य दीनः ॥८५॥

જુદા જુદા પ્રકારના ફુલોની સુગંધીના લીધે ભ્રમર વધારે ને વધારે સુગંધ મળવાની આશાથી કમળો પર જઈ બેસે છે અને સુર્ય અસ્ત હોવાના લીધે કમળો બીડાતાં જાય છે છતાં પણ ત્યાંથી ઉડતો નથી અને તેના લીધે છેવટે મરણ પણ પામે છે.

सज्जातिपुष्प कलिकेयमितीव मत्वा
दीपार्चिषं हतमतिः शलभः पतित्वा
रुपावलोकनमनो रमणीयरुपे
मुग्धोऽवलोकन वशेन यमास्यमेति ॥८६॥

મુર્ખ પતંગિઉ પોતાના ચક્ષુઇંદ્રિને વશ થઈ દીપકને શ્રેષ્ઠ જાતીનું ફુલ છે, તેમ સમજી તેનું રમણિકરૂપ જોવાની ઇચ્છાને વશ થઈ પોતે મરણ પામે છે.

दूर्वाकुराशनसमृद्धवपुः कुरंगः
क्रीडन् वनेषु हरिणीभिरसौ विलासैः

अत्यंतगेय स्वदचमना वराकः
श्रोत्रेंद्रियेण समवर्ति मुखं प्रयाति ॥८७॥

દુર્વા ઘાસના ખાવાથી પુષ્ટ બનેલું હરણ વિલાસોમાં હરિણીઓ સાથે જંગલોમાં અત્યંત મનમાની સુખ આપનારી ક્રીડા કરવા છતાં શ્રોત્ર ઇંદ્રિને વશ થવાથી પકડાઈ જાય છે અને છેવટે યમ ધામમાં પહોંચે છે.

एकैक मक्षविपयं भजताममीपां
संपद्यते यदि कृतांतगृहातिथित्वं
पंचाक्षगोचररतस्य किमस्ति वाच्य
मक्षार्थमित्यमलधीरधियस्त्यजंति ॥८८॥

ઉપર જણાવેલી રીતે એક એક ઇંદ્રિયને વશ થવાથી આણી યમના ઘરનો મેમાન બને છે તો પછી પાંચ ઇંદ્રીયો જેનામાં છે અને જેઓ તેના વશ પડેલા છે તેઓનું શું ના થાય તેવો વિચાર કરી વિવેકી પુરૂષો કદીપણ ઇંદ્રિયને વશ થતા નથી.

दंतींद्रदंतदलनैकविधौसमर्थाः
संत्यत्र रौद्रमृगराज वधे प्रवीणाः
आशीविपोरग वशिकरणेपि दक्षाः
पंचाक्ष निर्जय परास्तु न संति मर्त्याः ॥८९॥

મદાંધ હાથીના દાંત તોડનાર, ભયંકર સિંહનો નાશ કરનાર, અને અતિ ઝેર વાળા સર્પને પકડનાર, આ લોકમાં ઘણા મનુષ્યો હોય છે. પરંતુ પાંચ ઇંદ્રિયોને વશ કરનાર કોઈપણ મનુષ્ય હોતો નથી.

संसारसागरनिरूपणदत्तचित्ताः
संतो वदंति मधुरां विषयोपसेवाम्
आदौ विपाकसमये कटुकां नितांतम्
किंपाक पाक फल भुक्तिमिवांग भाजाम् ॥९०॥

જે લોક સંસારની વાસ્તવિક અવસ્થાને જાણનાર છે. તે પુરૂષો ઇંદ્રયોને કિંપાક ફળના જેવું માને છે. જે ફળ જેવામાં અને ખાવામાં સુખરૂપ લાગે છે, પરંતુ અંતે ઘણું કષ્ટ આપે છે, અને મૃત્યુ પમાડે છે.

तावन्नरो भवति तत्व विदस्तदोषो
मानी मनोरमगुणो मननीयवाक्यः
शूरः समस्तजनतामहितः कुलीनां
यावत् धृषिक विषयेषु न सक्तिमेति ॥९१॥

જ્યાં સુધી મનુષ્ય ઇંદ્રિયોના ફંદમાં પડતો નથી ત્યાં સુધી તત્વજ્ઞાની, દોષ રહિત, માની, ગુણી, વિચારશીલ, શૂરવીર અને સઘળા લોકોને પુજ્ય અને કુલીન રહે છે.

मर्त्यं हृषीकविषया यदमी त्यजंति
नाश्चर्यमेतदिह किंचिदनित्यतातः
एतत्तु चित्रमनिशं यदमीषु मूढो
मुक्तोपि मुंचति मतिं न विवेक शून्यः ॥९२॥

ઇંદ્રિયોના વિષયો આ જીવને છોડી નાશ પામે છે એમાં કાંઈ નવાઇ જેવું નથી, કારણકે સંસારની દરેક ચીજ અનિત્ય હોય છે, છતાં પણ આશ્ચર્યની વાત તો એ છે

કે મનુષ્ય એવો મૂઢ બની ગયેલો હોય છે, કે વિવેક વિનાનો બની તે તેને છોડતો નથી.

आदित्य चंद्र हरिशंकरवासवाद्याः
शक्ता न जेतुमतिदुःखकराणि यानि
तानींद्रियाणिःबलवंति सुदुर्जयानि
ये निर्जयंति भुवने बलिनस्त एव ॥९३॥

અતિ દુઃખ કરવા વાળી ઇંદ્રિયોને, સૂર્ય, ચંદ્ર, વિષ્ણુ, શંકર, અથવા કૃષ્ણ જીતી શકતા નથી, એવી બળવાન ઇંદ્રિયોને જે મનુષ્ય આ સંસારમાં જીતે છે, તેઓ ખરેખર પરાક્રમી પુરૂષ હોય છે.

सौख्यं यदत्र विजितेंद्रिय शत्रुदर्पः
प्राप्नोति पाप रहितं विगतांतरायं
स्वस्थं तदात्मकमनात्मधिया विलभ्यं
किं तद् दुरंत विषयानल तप्तचित्तः ॥९४॥

આ સંસારમાં ઇંદ્રિયોના ગર્વને જીતનાર પુરૂષ પાપ રહિત અને અંતરાય વગરની આત્મિક શાંતિ ભોગવે છે. કે જે વિષયાગ્નિથી સંતપ્ત થયેલો પુરૂષ કદી ભોગવી શકતો નથી.

नानाविध व्यसन धूलीविभूतिवातं
तत्वं विविक्तमवगम्य जिनेशिनोक्तं
यः सेवते विषय सौख्यमसौ विमुच्य
हस्तेऽमृतं पिवति रौद्रविषं निहीनः ॥९५॥

જે મનુષ્ય સમસ્ત વ્યસન રૂપી ધૂળને ઉડાડનાર, જોરદાર પવનના જેવી, જીનેશ્વર ભગવાનને કહેલા તત્વોને જ્ઞાન આપનારી બુદ્ધિ મેળવ્યા છતાં પણ, આ ઇંદ્રિયોના વિષય ભોગમાં ફસાઇ રહે છે, તે મનુષ્ય પોતાના હાથમાંના અમૃતને ફેંકી દઇ પ્રાણનાશક ઝેરને પીએ છે.

दासत्वमेति वितनोति विहीन सेवाम
धर्मंधुनाति विदधाति विनिंद्यकर्म
रेफश्चिनोति कुरुतेऽति विरूप वेषं
किंवा हृषीकवशतस्तनुते न मर्त्यः ॥९६॥

ઇંદ્રિયનો વશ થયેલો પુરૂષ નોકરી કરે છે, નીચ કુળવાળાની સેવા કરે છે, સાચો ધર્મ છોડે છે, નિંદનિય કર્મ કરે છે, પાપનો સંચય કરે છે, જુદાજુદા વેષ ધારે છે, અને બીજાં અઘોર કર્મો શું કરતો નથી ? અર્થાત જરૂર કરે છે.

अब्धिर्न तृप्यति यथासरितां सहस्रैः
नो चेंधनैरिव शिखी बहुधोपनीतैः
जीवः समस्त विषयैरपि तद्वदेव
संचिंत्य चारु धिषण स्त्यजतींद्रियार्थान् ॥९७॥

જેવી રીતે હજારો નદીઓના પાણીથી સમુદ્ર કદિપણ ભરાતો નથી, અને હજારો લાકડાં નાંખવાથી અગ્નિ કદિપણ શાંત થતો નથી. તેમ ઇંદ્રિયોના વિષય ભોગવવાથી મનુષ્ય કદિપણ સંતોષ પામતો નથી, માટે બુદ્ધિશાળી પુરૂષો ઇંદ્રિયોના વિષયોનો સર્વથા ત્યાગ કરે છે.

आपातमात्ररमणियमतृप्तिहेतुं
किंपाकपाकफलतुल्यमथो विपाके
नो शाश्वतं प्रचुर दोषकरं विदित्वा
पंचेंद्रियार्थं सुखमर्थ विदस्त्यजंति ॥९८॥

જેવી રીતે કિંપાક ફળ દેખવાથી ખાવાનું મન થાય છે પરંતુ તે ખાવાથી મૃત્યુ નીપજે છે, તેવી રીતના પાંચ ઇંદ્રિયોના વિષય સુખો મોટા મોટા દોષ ઉપજાવે છે. તેઓને વિચારશીલ પુરૂષ છોડી દે છે.

विद्या दया द्युतिरनुद्धतता तितिक्षा
सत्यं तपो नियमनं विनयो विवेकः
सर्वे भवंति विषयेषु रतस्य मोघा
मत्वेति चारुमतिरोति न तद्वशित्वं ॥९९॥

જે મનુષ્યો ઇંદ્રિયોને વશ થઇ રહે છે, તેઓની પાસે વિદ્યા, દયા, તેજ, સહનશીલતા, સત્યતા, તપ, નિયમન અગર વિનય વિવેક રહેતા નથી. તેથી કરીને બુદ્ધિશાળી પુરૂષ તેને વશ પડતા નથી.

लोकार्चितोऽपि कुलजोऽपि बहुश्रुतोऽपि
धर्मस्थितोऽपि विरतोऽपि शमान्वितोऽपि
अक्षार्थ पन्नग विषा कुलितो मनुष्य
स्तन्नास्ति कर्म कुरुते न यदत्र निंद्यं ॥१००॥

ઇંદ્રિય વિષયરૂપી ઝેરથી પીડાયેલો મનુષ્ય પોતે, લૌકીક સન્માન, કુલિનતા, પંડિતપણું, ધર્મની આસ્થા

વિરાગતા અને શાંતિતા એ સર્વે ગુણોને ભૂલી જાય છે અને બીજાં કયાં નિંધ કર્મો છે કે જે તે કરતો નથી ? અર્થાત કરે છે.

लोकार्चितं गुरुजनं पितरं सवित्रीं
बंधुं सनाभिमबलां सुहृदं स्वसारम्
भृत्यं भर्तुं तनयमन्य जनं च मर्त्यो
नो मन्यते विषयवैरिवशः कदाचित् ॥१०१॥

ઇંદ્રિય વિષયરૂપી શત્રુથી વશ થયેલો મનુષ્ય પોતાના હિતૈષી અને પુજવા લાયક ગુરૂજન, માતાપિતા ભાઈ બ્હેન પુત્ર સ્ત્રી મિત્ર સ્વામી સેવક વીગેરેને ભૂલી જાય છે અને તેઓની કદીપણુ ચિંતા કરતો નથી.

येनेंद्रियाणि विजितान्यति दुर्धराणि
तस्या विभूतिरिह नास्ति कुतोपि लोके
श्लाघ्यं च जीवित मनर्थ विमुक्त मुक्तं
पुंसो विविक्त मति पूजित तत्त्ववोधैः ॥१०२॥

જે મનુષ્યો આવી દુર્જય ઇંદ્રિયો ઉપર વિજય મેળવે છે તેમને જેવી વીભૂતિ મળેલી છે. તેના જેવી બીજી કોઈપણ વીભૂતિ આ સંસારમાં નથી, અને તેનું જીવન અનર્થોથી દૂર થયેલું હોવાથી વિવેકવાન પુરૂષોથી ઘણું પ્રશંશા પામે છે અને પોતાને કૃતાર્થ થયેલો માને છે.

## પ્રકરણ ૬ ઠું.

### શ્રી ગુણદોષ નિરાકરણ.

उद्यद्गंधमवंधां परमसुखरसां कोकिलालापजल्पां
पुष्पस्रक्सौकुमार्यां कुसुमशरवधूं रूपतो निर्जयंतीं
सौख्यं सर्वेन्द्रियाणामभिमतमभितः कुर्वन्तीं मानसेष्टं
सत्सौभाग्या लभंते कृत सुकृत वशाः कामिनीं मर्त्यमुख्याः॥

જેના શરીરમાંથી સુગંધી નીકળે છે, અને પરમસુખ રસનો અનુભવ કરાવે છે, અને જેનો કોયલની માફક કંઠ છે, ફુલની માળાના જેવું સુકોમળ શરીર છે, અને જે રૂપમાં કામદેવની સ્ત્રીને પણ જીતે છે, અને સર્વે ઇંદ્રિયોને સુખ આપે છે, અને મનના અભિલષિત સિદ્ધ કરે છે, તેવી સ્ત્રી સારા સદ્ભાગ્યવાળા અને પુણ્યશાળી મનુષ્યોને પ્રાપ્ત થાય છે.

अक्ष्णोर्युग्मं विलोकान्मृदुतनु गुणतस्तर्पयंती शरीरं
दिव्यामोदेन वक्त्रादपगतमरुता नासिकां चारु वाचा
श्रोत्रद्वंद्वं मनोज्ञाद्रसनमपि रसादर्पयंती मुखाब्जं
यद्वत्पंचाक्ष सौख्यं वितरति युवतिः कामिनां नान्यदेवं ॥१०४॥

સ્ત્રી દેખવાથી નેત્રને, કોમળ શરીરના સ્પર્શથી શરીરને, સુગંધિત મુખની ગંધથી નાસિકાને, અને સુંદર વાણીથી બંને કાનને, અને માનસિક જ્ઞાનથી જીભને તૃપ્ત કરે છે તેવી રીતે પાંચે ઇંદ્રિયોને સુખ દેવાવાળી સ્ત્રી હોય છે. તેના જેવી બીજી કોઈપણ વસ્તુ નથી.

या कूर्मोच्चांघ्रिपृष्ठारुणचरणतला वृत्तजंघा वरोरुः
स्थूलश्रोणीनितंबा प्रविपुलजघना दक्षिणावर्तनाभिः
इंद्रास्त्रक्षाममध्या कनकघटकुचा वारिजावर्त्तकंठा
पुष्पस्रग्बाहुयुग्मा शशधरवदना पक्वबिंबाधरोष्ठी ॥१०५॥

દેવશેરૂ–કાચબાની જેવા ઉંચા છે પગ જેના, લાલ છે ચરણના તલીયા જેના વૃત્ત છે જંઘા જેની, સ્થુલ છે શ્રોણી અને નિતંબો જેના વિશાલ છે જઘન જેના દક્ષિણ આવર્ત છે નાભિ જેની ઇંદ્રના અસ્ત્ર જેવી છે કમર જેની સુવર્ણ ઘટ જેવા છે કુચ જેના કમલ જેવા છે કંઠના આવર્ત જેના પુષ્પની માલા જેવા છે બાહુ જેના ચંદ્ર સમાન છે મુખ જેનું પકવબિંબફલ જેવા છે ઓષ્ઠ જેના,

संशुम्भत्पांडुगंडा प्रचकितहरिणी लोचना कीरनासा
सज्येष्वासानतभ्रूः सुरभिकचचया त्यक्तपद्मेव पद्मा
अंगेरंगं भजंती धृतमदनमदैः प्रेमतो वीक्ष्यमाणा
नेदृग्यस्यास्ति योषा स किमु वरतपो भक्तितोनो विधत्ते ॥१०६॥

સારી રીતે શોભતા અને સફેદ છે ગાલ જેના હરિણના નેત્ર જેવા છે લોચન જેના પોપટની ચાંચ જેવી છે નાસા જેની ધનુષ્ય જેવો નમતો છે ભ્રુભાગ જેના સુગંધિવાલા છે કેશ જેના પદ્મકમલોનો ત્યાગ કરેલ લક્ષ્મીના જેવી અંગે અંગને વિષે કામદેવના મદને ધારણું કરતી પ્રેમવાળી નજરથી જોતી આવી સ્ત્રી શું ઉત્તમ ભક્તિ અને તપસ્યાથી નથી મલી શકતી ?

संत्यक्तव्यक्त बोधस्तरुरपि वकुलो मद्यगंडूपसिक्तः
पिंडीवृक्षश्च मुंचंश्वरणतलहतः पुष्पुरोमांच मर्च्य
सौख्यं जानाति यस्या जितमदनपतेर्हावभावास्पदाया-
स्तां नारी वर्जयंतो विदधति तरुतोप्यूनमात्मानमज्ञाः ॥१०७॥

અજ્ઞાન છે બોધ જેનો એવા વૃક્ષો પૈકી બકુલને સ્રી મદ્યનો કોગલો છાંટે છે ત્યારે પ્રફુલીત થાય છે, અશોક વૃક્ષને ચરણ તલના તાડનથી પુષ્પરોંચ થાય છે, તેવી રતિની જીતનારી હાવ ભાવ વાળી સ્રીઓનો સંગ જે મનુષ્ય છોડી દે છે તેઓનો આત્મા વૃક્ષથી પણ વધારે અજ્ઞાતજ ગણાય છે.

गौरीं देहार्धमीशो हरिरपि कमलां नीतवानत्र वक्षो
यत्संगात्सौख्यमिच्छुः सरसिजनिलयोप्यार्थवक्त्रो बभूव
गीर्वाणानामधीशो दशशतमगतामाप्तवानस्तवैर्यैः
सा देवानामपीष्टा मनसि सुवदना वर्तते नुर्न कस्य ॥१०८॥

શંકરે પાર્વતિને રાખી હરિએ પોતાની છાતિપર કમલાને રાખી, જેના સંગની સુખની ઈચ્છાથી બ્રહ્માએ પોતાના ચાર મુખ બનાવ્યા, ઇંદ્રે પોતાની ચક્ષુથી જોવા માટે હજાર આંખો બનાવી, એવી દેવોને પણ ઇષ્ટ સુવદના સ્રીને કોણ મનુષ્ય મનથી પણ ન વર્તે.

यत्कामार्तिं धुनीते सुखमुपचिनुते प्रीतिमाविष्करोति
सत्पात्राहारदान प्रभववर वृपस्यास्तदोपस्य हेतुः
वंशाभ्युद्धारकर्तुर्भवति तनुभुवः कारणं कांतकीर्ति-
स्तत्सर्वाभीष्टदात्री भवदत न कथं प्रार्थ्यते स्त्रीसुरत्नं ॥१०९॥

જે કામની પીડાને દુર કરે છે સુખ આપે છે પ્રીતિ પ્રકટ કરે છે સત્પાત્ર વિષે આહારનું દાન આપવાના પુણ્યમાં મદદ કરે છે વંશના ઉદ્ધાર કરનાર પુત્રને જન્મ આપે છે સર્વ મનોરથો પૂર્ણ કરે છે તેવી શ્રેષ્ઠ રત્નસ્ત્રીની કોણ પ્રાર્થના ન કરે.

कृष्णत्वं केशपाशे वपुषि च कृशतां नीचतां नीभिबिंबे
वक्रत्वं भ्रूलतायामलक कुटिलतां मंदिमानं मयाणे
चापल्यं नेत्रयुग्मे कुचकलशयुगे कर्कशत्वं दधाना
चित्रं दोषानपि स्त्री लसति मुखरुचा ध्वस्तदोषाकरश्रीः॥११०॥

કેશનો સમુહ જેનો કાલો છે, શરિર જેનું પાતલું છે નાભિ બિંબ જેનું નીચું છે ભૃગુટી જેની વાંકી છે બાલના ગુચ્છ જેના વાંકા છે ગતિ જેની મંદ છે નેત્રયુગમાં જેની ચપલતા છે કુચકલશ જેના કઠીન છે એવી સ્ત્રી જાતિમાં જે બીજે દોષો ગણાય છે તે તેનામાં ગુણ કહેવાય છે તે ખરેખર વિચિત્રતા છે.

बाहुद्वंद्वेनमालां मल विकलतया पद्धतीं स्वर्भवानां
हंसीं गत्यान्यपुष्टां मधुरवचनतो नेत्रतो मार्गभार्यां
सीतां शीलेन कांत्या शिशिरकरतनुं क्षांतितो भूतधात्रीं
सौभाग्याद्या विजिग्ये गिरिपतितनयां रूपतः कामपत्नीं॥१११

જે સ્ત્રીના બાહુ પુષ્પની માલાથી અધિક છે કોમલ નિર્મલતામાં આકાશથી વધારે સાફ છે, જેની ગતિ હંસ સમાન મંદ છે જેના વચનો મધુરતાથી કોકીલ જેવા શ્રેષ્ટ છે જેના નેત્રો હરિણુ જેવા છે જેનું શીયલ સીતાના

જેવું પવિત્ર છે જેની કાન્તિથી ચંદ્રની કાન્તિ ઝાંખી છે ક્ષમામાં પૃથ્વીથી અધિક છે જેનું સૌભાગ્ય પાર્વતિથી અધિક છે અને રૂપમાં તો રતિ જેવી છે.

वक्षोजौ कठिनौ न वाग्विरचना मंदागतिर्नो मति–
वक्रं भ्रूयुगलं मनो न जठरं क्षामं नितंबो न च
युग्मं लोचनयोश्चलं नचरितं कृष्णाः कचा नो गुणा
नीचं नाभिसरोवरं न रमणं यस्या मनोज्ञाकृतेः ॥११२॥

જેના સ્તન કઠીન છે પરન્તુ વાણી રચના કઠીન નથી. ગતિ મંદ છે પણ મતિ મંદ નથી. નયન જેના વાંકા છે પણ મન વાંકુ નથી. ઉદર જેનું પાતલું છે પણ નિતંબ તેવા નથી જેનુ લોચન ચંચલ છે પણ ચારત્ર તેવું નથી કેશ કાળા છે પરંતુ ગુણ કાળા નથી નાભિ સરોવર જેનું નીચું છે પણ કાર્ય નથી આવી મનોહર આકૃતિ વાલી સ્ત્રી કોને વ્હાલી ન લાગે.

स्त्रीतः सर्वज्ञनाथः सुरनतचरणो जायतेऽबाधबोध–
स्तस्मात्तीर्थं श्रुताख्यं जनहितकथकं मोक्षमार्गावबोधः
तस्मात्तस्माद्विनाशो भवदुरित ततेः सौख्यमस्माद्विबाधं
बुध्वैवं स्त्रीं पवित्रां शिवसुखकरिणीं सज्जनः स्वीकरोति॥११३॥

જે સ્ત્રી થકી સર્વજ્ઞ દેવ ઉત્પન થએલ છે તે સર્વજ્ઞ સત્ય શાસ્ત્રનો ઉપદેશ આપી ભવી જીવોને હિતકર મોક્ષમાર્ગનો બોધ કરાવે છે મોક્ષ માર્ગના જ્ઞાનથી સંસારનો વિનાશ કરાવે છે સંસારનો નાશ કરવાથી નિરબાધ નિત્ય

અનંત મોક્ષ સુખ મલે છે તેવી પવીત્ર અને પરંપરા મોક્ષના કારણભુત સ્ત્રીને સજ્જન લોકો હર્ષ સાથે સ્વીકારે છે.

भृत्यो मंत्री विपत्तौ भवति रतिविधौ याऽत्र वेश्या विदग्धा
लज्जालुर्या विनीता गुरुजन विनता गेहिनी गेहकृत्ये
भक्त्या पत्यौ सखी या स्वजनपरिजने धर्मकर्मैकदक्षा
साल्पक्रोधाल्पपुण्यैः सकलगुणनिधिःप्राप्यते स्त्री न मर्त्यैः॥१४॥

જે સ્ત્રી વીપતિને વિષે નોકર અને મંત્રીનું કામ કરે છે. કામક્રિડાને વિષે વેશ્યાથી પણ અધિક ચતુરપણું દેખાડે છે. વડીલોનો વિનય કરવામાં જેનો સ્વભાવ લજ્જાળુ છે. ગૃહકાર્યમાં ચતુર છે, પતિને વિષે ભક્તિ કરવામાં સખી સમાન છે. ધર્મકાર્યમાં હુંશીઆર છે ને સ્વજન સમૃહમાં અલ્પ ક્રોધી છે આવા સકળ ગુણવાળી સ્ત્રી અલ્પ પુણ્યવાળા મનુષ્યને પ્રાપ્ત થતી નથી.

कृत्याकृत्ये न वेत्ति त्यजति गुरुवचो नोचवाक्यं करोति
लज्जालुत्वं जहाति व्यसनमतिमहद्वाहते निंदनीयं
यस्यां शक्तो मनुष्यो निखिलगुणरिपुर्माननीयोऽपि लोके
सानर्थानां निधानं वितरतु युवतिः किं सुखं देहभाजां॥१५॥

જે પુરૂપ કૃત્યાકૃત્યને જાણતો નથી વડીલોના વચનોનો ત્યાગ કરે છે ખલ મનુષ્યના કહેવા પ્રમાણે કરે છે લજ્જા છોડીદે છે અને હંમેશા વ્યસનમાં રક્ત છે, લોકને વિષે માનનીય હોવા છતાં જે મનુષ્ય સમગ્રહ ગુણનો શત્રુ બને છે જેની શક્તિ નિંદનીય છે તે અનર્થના ભંડારરૂપવાલા મનુષ્યને યુવતિ કેવી રીતે સુખ આપી શકે ?

शश्वन्मायां करोति स्थिरयति न मना मन्यते नोपकारं
या वाक्यं वक्त्यसत्यं मलिनयति कुलं कीर्तिवल्लीं लुनाति
सर्वारम्भैकहेतुर्विरतिसुखरतिध्वंसिनी निंदनीया
तांधर्मारामभंक्त्रीं भजति न मनुजो मानिनीं मान्यबुद्धिः॥११६॥

સર્વદા સ્ત્રીઓ માયા કરે છે. મન કદી સ્થિર રાખી શકતી નથી. ઉપકારી જનનો ઉપકાર માનતી નથી, વાચામાં જુઠ બોલે છે કુલને નીચું પાડે છે કીર્તિના છોડને કાપી નાંખે છે એના લીધે મનુષ્યને સર્વ આરંભ અને પરિગ્રહમાં પડવું પડે છે અને વૈરાગ્ય સુખનો નાશ કરે છે. તેવી નિંદનીય અને ધર્મની જડને કાપી નાંખનારી સ્ત્રીને બુદ્ધિશાળી મનુષ્યો સેવતા નથી.

या विश्वासं नराणां जनयति शताधालीकजल्पप्रपंचै
र्न प्रत्येति स्वयंतु व्यपहरति गुणानेकदोषेण सर्वान्
कृत्वा दोषं विचित्रं रचयति निकृतिं यात्मकृत्यैकनिष्ठा
तां दोषाणां धरित्रीं रमयति रमणीं मानवो नो वरीष्ठः॥११७॥

જે સ્ત્રી મનુષ્યને પોતાપર જુઠાણુ કરિ વિશ્વાસ બેસારે છે પુરૂષની એકાદ ભૂલ થવાથી સર્વે ગુણોને ભૂલી જાય છે જે સ્ત્રી ઢોંગ કરે છે ગુન્હા વાલી હોવા છતાં નિર્દોષ હોય તેમ દેખાવ કરે છે અને પોતાની મતલબમાંજ ગુંથાએલી હોય છે તેવા દોષોને ધારણ કરનાર સ્ત્રીવર્ગને સુશીલ પુરૂષો સ્વીકાર કરતા નથી,

उग्रज्वालावलीभिर्वरमिह भुवनप्लोषके हव्यवाहे
रंगद्वीचौ प्रविष्टं जलनिधिपयसि ग्राहनक्राकुले वा

--

संग्रामे वाऽरिरौद्रे त्रिविधशरहतानेकयोधमधाने
नो नारीसौख्यमध्येभवशतजनितानंतदुःखप्रवीणे ॥११८॥

ત્રણે લોકને બાલી ભસ્મ કરનાર અગ્નિની જ્વાલામાં પ્રવેશ કરી બલી ભસ્મી ભૂત થવું અથવા મોટા મોટા મોજાવાલા સમુદ્રમાં ડુબી જઈ નાશ પામવું અથવા વિવિધ અસ્રોને ધારણ કરનાર યોદ્ધાઓ સાથે રણ સંગ્રામમાં મૃત્યુનો ભેટો કરવો તે સારૂં છે પરંતુ ભવો ભવ દુઃખ આપનાર સ્રી સંગના સુખમાં પડી રહેવું તે સારૂં નથી.

विद्युद्योतेन रूपं रजनिषु तिमिरे वीक्षितुं शक्यते यैः
पारं गंतुं भुजाभ्यां विविधजलचरक्षोभिणां वारिधीनां
ज्ञातुं पारोऽमितानां वियति विचरतां ज्योतिषां मंडलस्य
नो चित्तं कामिनीनामिति कृतमतयोदूरतस्तास्त्यजंति॥११९॥

અંધકાર રાત્રિને વિષે વિજ્લીના ઝબકારાથી કોઇ રૂપ જોઈશકાય છે વિવિધ જલચરથી ક્ષોભ પામેલ સમુદ્ર ભુજા બલે પાર પામી શકાય છે અગણીત જોતિષના આકાશમાં વિચરતા તારાઓનો પાર પામી શકાય છે પરન્તુ સ્રીઓનાં મનથી ઉત્પન્ન કરેલ વિચાર નો કોઇ પાર પામી શકતું નથી માટે સજ્જન લોક તેને દુર ત્યજે છે.

कात्र श्रीः श्रोणिविंबे स्रवदुदरपुरे वाऽस्तिखद्वारवाच्ये
लक्ष्मीः का कामिनीनां कुचकलशयुगे मांसपिंड स्वरूपे
का कांति र्नेत्रयुग्मे कलुषजलजुषि श्लेष्मरक्तादिपूर्णे
का शोभा वक्त्रगर्ते निगदत यदहो मोहिनस्ताः स्तुवंति॥१२०॥

નાભિનો નીચો જે ભાગ લોહી મૂત્ર ખરાબ પદાર્થ ને નીકલવાનું જે દ્વાર તેમાં શું શોભા હોઇ શકે સ્ત્રીના સ્તન તે માંસના લોચા છે તેમાં શું લક્ષ્મી હોઈ શકે નેત્ર જેના મેલા જલથી કલુસીત છે તેમાં શું કાન્તિતા હોઈ શકે મુખ જેતું કફપીત્ત રક્તાદિથી પૂર્ણ છે તેમાં પણ શું શોભા છે આવી કહેલ સ્ત્રીમાં અહો મોહને વશ થઇ તેઓ તેની તેની સ્તુતિ કરે છે.

वक्त्रं लालाद्यवद्यं सकलशशि भृता स्वर्णकुंभद्वयेन
मांसग्रंथी स्तनौ च मगल दुरुमला स्यंदनांगेन योनिः
निर्गच्छद् दूपिकास्रं यदुपमित महोपद्मपत्रेण नेत्रं
तच्चित्रं नात्र किंचिद्यदपगतमतिर्जायते कामिलोकः ॥१२१॥

લાળથી ભરેલા મુખને પૂર્ણીમાનો ચંદ્ર, માંસથી જોડાએલા ઉંચા સ્તનોને સ્વર્ણ કુંભ, યોનિઅંગથી ટપકતા મલના બીન્દુવાળા ઉરૂને ચક્ર, આંસુવાળા નેત્રને મોટા પદ્મકમલના પત્ર જેવી ઉપમા આપે છે એવો જે કામી મનુષ્ય લેશપણ આશ્ચર્ય વગર ખરેખર બુદ્ધિ વગરનો બને તેમાં કાંઇ નવાઇ નથી.

यत्त्वग्मांसास्थिमज्जाक्षतजरसवसाक्रधातुमवृद्धे
विष्ठामूत्रास्रगश्रुप्रभृतिमलनवस्रोतमत्र त्रिदोषे
वर्चः सद्मोपमाने कृमिकुल निलयेऽत्यंतबीभत्सरूपे
रज्यत्यंगे वधूनां व्रजति गतमतिःश्वभ्रगर्भे कृमित्वं ॥१२२॥

સ્ત્રીનું રમણ કરવાનું જે અંગ ત્વચા, માંસ હાડકા મજ્જા લોહી શુક્ર આદિ ધાતુથી વૃદ્ધ પામેલ છે વિષ્ટા

મૂત્ર અશ્રુ આદિ વિવિધ મલને વેવરાવવાનું નાવું છે વાત-પીત્ત-કફરૂપ ત્રિદોષ સહિત કૃમિઓના ઘર સમાન છે આવા મહાબીભત્સ શરિરમાં મૂઢ મનુષ્ય આનંદ માને છે તે નરકમાં પડેલા કીડા સમાન ગણાવા જોઇએ.

छागावद्या न त्याज्याचिररुचिचपला खड्ग धारेव तीक्ष्णा
बुद्धिर्वा लुब्धकस्यमतिहतकरुणा व्याधिवन्नित्यदुःखा
चक्रा वा सर्परीतिः कुनृपगतिरिवावद्य कृत्यप्रचारा
चित्रा वा शक्रचापं भवचकितबुधैः सेव्यते स्त्री कथं सा ॥१२३

જે સ્ત્રી છાયાની જેમ છોડતી નથી વિજલીની જેમ ચપલ હોય તરવારની ધાર જેવી તીક્ષ્ણ હોય કસાઈની બુદ્ધિ સમાન નિર્દય હોય વ્યાધિની સમાન દુઃખ દેતી હોય સર્પની ગતિ સમાન વાંકી ચાલતી હોય કુનૃપની પેઠે હમેશા પાપનો પ્રચાર કરતી હોય ઇંદ્રના ધનુષની પેઠે હમેશા વિચીત્ર રંગ ધારણ કરતી હોય એવી તે સ્ત્રીને બુદ્ધિશાળી મનુષ્ય કેમ સેવતા હશે ?

संज्ञातोऽपींद्रजालं यदुत युवतयो मोहयित्वा मनुष्या-
न्नानाशास्त्रेषु दक्षानपि गुणकलितं दर्शयंत्यात्मरूपं
शुक्रासृग्यातनाक्तं ततकुथितमलैः प्रक्षरत्स्रोतगर्तः
सर्वैरुचारपुंजं कुथितभृतपटं छिद्रितं यद्वदत्र ॥१२४॥

સ્ત્રીઓ મોહથી મૂઢ મનુષ્યને તો ફસાવે છે પરન્તુ નાના વિધ શાસ્ત્રમાં નિપુણ એવા પંડિતોને પણ ઇસારારૂપી ઇંદ્રજાલની અંદર ગુણથી યુક્ત પોતાના આત્માને બતાવે છે છીદ્રવાળું મલીન વસ્ત્રને જેમ ઢાંકી દઇ છીદ્ર વગરનું

હોય તેમ ઈંદ્રીયરૂપી ખાડામાંથી જવતા શુક્રરક્ત આદિ મલોથી ભરેલ શરીરને સર્વ ઉત્કૃષ્ટ ગુણ પૂંજપૂર્ણ જેવું બતાવે છે.

या सर्वोच्छिष्टवक्त्राऽहितजनभुषणाऽसद्गुणाऽस्पर्शनीया
पूर्वाऽधर्मात्मजाता सततमलभृता निंद्यकृत्यप्रवृत्ता
दानस्नेहा शुनीव भ्रमणकृतरतिश्चाटु कर्म प्रवीणा
योषा सा साधुलोकैरवगतजननैर्दूरतो वर्जनीया ॥१२५॥

સર્વથી ઉચ્છીષ્ટ મુખવાલી-ખરાબ પુરૂષોના ભુષણવાલી અસદ્ ગુણથી અસ્પર્ષવાલી પૂર્વભવના પાપથી ઉત્પન્ન થએલી એકદમ મલથી ભરેલી, નિંદ્યકૃત્યમાં પ્રવર્ત્તિવાલી, કુત્તરાની પેઠે દાનમાં સ્નેહ રાખનારી, ફરતા પ્રેમ રાખનારી ખુશામત કરવામાં પ્રવિણ એવી જે સ્ત્રી, તે જન્મ મરણના દુઃખને જાણનારા એવા સાધુ પુરૂષોએ અવશ્ય દુરથી વર્જવી.

दुःखानां या निधानं भवनमविनयस्यार्गला स्वर्गपुर्याः
श्वभ्रावासस्य वर्त्मप्रकृतिरयशसः साहसानां निवासः
धर्मारामस्य शस्त्री गुणकमलहिमं मूलमेनो द्रुमस्य
मायावल्ली धरित्री कथमिह वनिता सेव्यते सा विदग्धैः॥१२६॥

જે સ્ત્રી દુઃખનો ભંડાર, અવિનયનું ઘર, સ્વર્ગપુરી માટે અર્ગલા સમાન, નરકે લઈ જવામાં રસ્તા સમાન, અયશની જડ, સાહસનું તો ઘર, ધર્મ રૂપી બગીચાને નાશ કરવામાં છરી સમાન, ગુણ રૂપી કમલને નાશ કરવામાં હિમ સમાન પાપરૂપી વૃક્ષની જડ-માયારૂપી વેલડીને ધારણ કરનાર આવી તે સ્ત્રીને ચતુર મનુષ્ય કેવી રીતે સેવતા હશે ?

श्रोणी सद्मप्रपन्नैः कृमिभिरतिशयास्तुदैस्तुद्यमाना
यत्पीडातोऽतिदीना विदधत्ति चलनं लोचनानां रमण्यः
तन्मन्यंतेऽतिमोहादुपहतमनसः सद्विलासं मनुष्या
इत्येतत्तथ्यमुच्चैरमितगतियतिप्रोक्तमाराधनातः ॥१२७॥

શ્રોણીસદ્મ (યોની)ની અંદર રહેતા એક જાતના કૃમિયો (જીવો)ના કરડવાથી પીડા પામતી એવી અતિ દીન બનેલી સ્ત્રી ચલીત લોચનવાલી થાય છે અને મોહથી હણાએલ છે મન જેનું એવા મનુષ્યો તેને કટાક્ષ સાથે સદ્‌વિલાસ માને છે. આવા પ્રકારનું ઉત્તમ સત્ય અમિતગતિ નામના યતિએ આરાધન નામના શાસ્ત્ર થકી કહેલ છે.

## પ્રકરણ ૭ મું.

## સત્ અસત્ સ્વરૂપ નિરૂપણ

### મિથ્યાત્વ સ્વરૂપ

दुरंतमिथ्यात्वतमोदिवाकरा
विलोकिताशेषपदार्थविस्तराः
उशन्ति मिथ्यात्व तमो जिनेश्वरा
यथार्थ तत्वा प्रतिपत्ति लक्षणम् ॥ १२८ ॥

દુરન્ત (જય મેળવવા માટે દુષ્કર) મિથ્યાત્વ રૂપી અંધકારનો નાશ કરવાને સૂર્ય સમાન, અને જેણે અખિલ

પદાર્થો સ્પષ્ટ રીતે જોયા છે. એવા જીનેશ્વર ભગવંતો તત્વોની અયથાર્થ પ્રતિપત્તિને મિથ્યાત્વ કહે છે.

विमूढतैकांत विनीत संशय
प्रतीपताग्राह निसर्गभेदतः
जिनैश्च मिथ्यात्वमनेकधोदितम्
भवार्णव भ्रांतिकरं शरीरिणाम् ॥ १२९ ॥

પ્રાણિયોને ભવરૂપી સમુદ્રમાં ભટકાવનારૂં એવા મિથ્યાત્વના વિમૂઢતા, એકાન્ત, વિનીત, સંશય, પ્રતીપત્તા (વિરૂદ્ધ જ્ઞાન) ગ્રાહ અને નિસર્ગ વિગેરે અનેક ભેદોથી જીનેશ્વરોએ અનેક પ્રકારનું કહ્યું છે.

વિમુઢતાથી જનિત મિથ્યાત્વનું સ્વરૂપ

परिग्रहेणापि युताँस्तपस्विनो
वधेऽपि धर्मं बहुधा शरीरिणाम्
अनेक दोषामपि देवतां जन
स्त्रिमोहमिथ्यात्ववशेन भाषते ॥ १३० ॥

ત્રિમૂઢતા રૂપ (કુદેવ, કુગુરૂ, કુધર્મ,) મિથ્યાત્વને વશ થઈ મનુષ્યો પરિગ્રહથી યુક્ત જનોને તપસ્વી જણાવે છે. પ્રાણીયોના વધને ધર્મ કહે છે. અને નાના પ્રકારના દોષોથી યુક્ત એવા દેવને દેવ તરીકે પૂજે છે.

એકાંત મિથ્યાદષ્ટિનું સ્વરૂપ.

विबोध नित्यत्व सुखित्व कर्तृता
विमुक्ति तद्धेतु कृतज्ञतादयः

न सर्वथा जीवगुणा भवंत्यमी
भवंति चैकांत दृशेति बुध्यते ॥ १३१ ॥

વિબોધ, નિત્યત્વ, સુખીત્વ, કર્તૃતા, વિમુક્તિ અને મોક્ષનું કારણ, કૃતજ્ઞતા આદી જીવના ગુણો સર્વથા એકાંત રૂપે નથી, છતાં એકાંત દષ્ટીવાળા મનુષ્યો આ સર્વ ગુણોને એકાંત માને છે.

વિનીત મિથ્યાત્વનું સ્વરૂપ

नधूयमानो भजति ध्वजः स्थिर्ति
यथानिलैर्देव कुलोपरि स्थितः
समस्त धर्मानिल धूत चेतनो
विनीत मिथ्यात्वपरस्तथा नरः ॥ १३२ ॥

જેમ દેવાલય પર રહેલી પવનથી હાલતી ધ્વજા સ્થીર રહેતી નથી. તેમ સમસ્ત ધર્મરૂપી પવનથી ડોલાયમાન અનિશ્ચિત મનવાલો મનુષ્ય, વિનીત મિથ્યાત્વને વશ થઇને કોઇપણ એક ધર્મમાં સ્થિરતા પામતો નથી.

સંશય મિથ્યાત્વનું સ્વરૂપ

समस्त तत्वानि न संति संति वा
विराग सर्वज्ञ निवेदितानि वै
विनिश्चयः कर्म वशेन सर्वथा
जनस्य संशीतिरुचैर्न जायते ॥ १३३ ॥

સમસ્ત જીવાજીવાદિ પદાર્થોને સર્વજ્ઞ ભગવંતે અસ્તિત્વ રૂપે નિવેદન કરેલ છે, છતાં વિનિશ્ચય સંસય નામક મિથ્યાત્વ કર્મને આધિન થએલ પ્રાણી, આ જીવાજીવાદિક

પદાર્થો છે કે નહિ, એ પ્રમાણે શંકા કરી સર્વથા નિશ્ચિત પણે જાણતો નથી.

પ્રતીપ મિથ્યાત્વનું સ્વરૂપ

पयोयुतं शर्करया कटूयते
यथैव पित्तज्वरभावितेजने
तथैवतत्त्वं विपरीतमंगिनः
प्रतीप मिथ्यात्व दृशो विभासते ॥ १३४ ॥

જેમ શર્કરા મિશ્રીત દુધ પણ પિતજ્વરથી પીડાતા પ્રાણીને કડવું લાગે છે, તેમ પ્રતીપ મિથ્યાદષ્ટી જીવોને (શુદ્ધ) તત્વ વિપરીતપણે ભાસે છે.

ગૃહીત મિથ્યાત્વનું સ્વરૂપ

मपूरितश्चर्मल वैर्यथाशनं
न मंडलश्चर्म कृतः समिच्छति
कुहेतु दृष्टांत वचः मपूरितो
जिनेंद्र तत्वं वितथं मपद्यते ॥ १३५ ॥

માંસના ટુકડાઓથી ભરાયેલું છે ઉદર જેનું એવો ચમાર અને કુતરો, જેમ ઉત્તમ અન્નને ઈચ્છતો નથી, ખરાબ માને છે, તેમ કુહેતુ, કુદષ્ટાંત અને કવચનથી સંતોષ પામેલા જીવો જીનેંદ્ર તત્વને ખોટું માને છે.

નિસર્ગ મિથ્યાત્વનું સ્વરૂપ

यथांधकारांधपटावृतोजनो
विचित्र चित्रं न विलोकितुं क्षमः

यथोक्ततत्वं जिननाथ भापितम्
निसर्ग मिथ्यात्व तिरस्कृतस्तथा ।।१३६।।

જેમ અંધકારમાં કાળારંગના પાટા બાંધેલો માણસ રંગ બેરંગી ચિત્રને જોવાને શક્તિમાન થતો નથી, તેમ જીનેશ્વરોએ ભાખેલા યથાર્થ તત્વોને, નિસર્ગ મિથ્યાત્વી પ્રાણીઓ તિરસ્કાર કરે છે, અર્થાત જોઈ શકતા નથી.

दयादम ध्यान तपो व्रतादयो
गुणाः समस्ता न भवंति सर्वथा
दुरंत मिथ्यात्व रजोहृतात्मनो
रजोयुतालाबु गतं यथापयः ॥ १३७ ॥

રજથી યુક્ત તુંબીફલમાં રહેલા પાણીની માફક ન દૂર થઈ શકે એવા મિથ્યાત્વ રૂપી રજથી હણાએલા ચિત્ત-વાલા જીવો, દયા, ધ્યાન, તપ, વ્રત, વિગેરે સમસ્ત ગુણો સર્વથા પ્રાપ્ત કરી શકતા નથી.

अवैति तत्त्वं सदसत्त्व लक्षणं
विना विशेषं विपरित लोचनः
यदृच्छया मत्तवदस्तचेतनो
जनो जिनानां वचनात् पराङ्मुखः ॥ १३८ ॥

જીનેશ્વરના વચનથી પરાંગ મુખ, અને નષ્ટ બુદ્ધિમાન મનુષ્ય, પોતાની સ્વચ્છંદ મતિથી દારૂ પીધેલાની માફક સત્ અને અસત્ રૂપ તત્વ પદાર્થોને, વિશેષ ધર્મ વિના સામાન્યપણેજ જાણે છે,

त्रिलोककालत्रयसंभवासुखम्
सुदुःसहं यत् त्रिविधं विलोक्यते
चराचराणां भवगर्तवर्तिनाम्
तदत्र मिथ्यात्ववशेन जायते ॥ १३९ ॥

સંસારમાં પરિભ્રમણ કરતાં પ્રાણી માત્રને ત્રણલોક અને ત્રણ કાલમાં, જે અસહ્ય માનસિક, વાચિક અને કાયિક ત્રિવિધ દુઃખ ઉત્પન્ન થાય છે, તે સર્વ મિથ્યાત્વ વશથીજ થાય છે.

वरं विषं भुक्तमसुक्षयक्षमं
वरं वनं श्वापद वन्निषेवितं
वरं कृतं वह्निशिखाप्रवेशनं
नरस्य मिथ्यात्वयुतं न जीवितं ॥ १४० ॥

પ્રાણનો ક્ષય કરવામાં સમર્થ વિષનું ભક્ષણ કરેવું તે સારૂ, શ્વાપદોની જેમ વનમાં રહેવું તે પણ સારૂં, અને અગ્નિની જ્વાલામાં પ્રવેશ કરવો તે પણ સારૂં, પણ મિથ્યાત્વ યુક્ત મનુષ્યનું જીવન સારૂં નથી.

करोति दोषं न तमत्र केशरी
न दंदशूको न करी न भूमिपः
अतीव रुष्टो न च शत्रुरुद्धतो
यमुग्र मिथ्यात्व रिपुः शरीरिणाम् ॥१४१॥

મિથ્યાત્વ રૂપી પ્રચંડ શત્રુ મનુષ્યોને જે હાની કરે છે તે કેસરી સીંહ, ઝેરી, ફણિધર, મદમસ્ત હસ્તી, અતિ;

રૂષ્ટ થએલ રાજા, અથવા તો ઉદ્ધત એવો શત્રુ પણ કરતો નથી.

दधातु धर्मं दशधातु पावनम्
करोतु भिक्षाशनमस्तदूषणम्
तनोतु योगं धृतचित्तविस्तरम्
तथापि मिथ्यात्व युतो न मुच्यते ॥ १४२ ॥

મિથ્યાત્વી જીવ દશ ગુણો, દશ પ્રકારનો પવિત્ર એવો ધર્મ આચરે, દૂષણરહિત ભિક્ષાથી પેટ ભરે, ચિત્તને રોકીને યોગ આદરે, તથાપિ તેની મુક્તિ થતી નથી.

ददातु दानं बहुधा चतुर्विधं
करोतु पूजामति भक्तितोऽर्हताम्
दधातु शीलं तनुतामभोजनम्
तथापि मिथ्यात्व वशो न सिद्धयति ॥१४३॥

મિથ્યાત્વને વશ થયેલો જીવ ચાર પ્રકારનું દાન આપે, અતિ ભકિતથી અર્હંતોની પૂજા કરે, પવિત્ર એવું શીલ આદરે, અને ભોજન ન કરીને ક્ષામ શરીરી થાય, તો પણ સિદ્ધિને પામતો નથી.

अवैतु शास्त्राणि नरो विशेषतः
करोतु चित्राणि तपांसि भावतः
अतत्व संसक्त मनास्तथापि
नो विमुक्तिसौख्यं गतबाधमश्नुते ॥१४४॥

(તત્વમાં જેનું મન નથી લાગ્યું) અતત્વમાં જેનું

ચિત્ત લાગ્યું છે તેવો માણસ, શાસ્ત્ર વિશેષપણે જાણે, અને ભાવપૂર્વક નાના પ્રકારના તપ કરે, તો પણ અબાધિત એવા મુક્તિના સુખને પ્રાપ્ત કરતો નથી.

विचित्र वर्णांचित चित्रमुत्तमं
यथा गताक्षो न जनो विलोकते
प्रदर्श्यमानं न तथा प्रपद्यते
कुदृष्टि जीवो जिननाथशासनम् ॥ १४५ ॥

વિચિત્ર રંગોએ દોરેલું આંકેલું ઉત્તમ ચિત્ર, અંધ જેમ જોઇ શકતો નથી, તેમ કુદષ્ટી જીવ જોવા યોગ્ય એવું જીનેશ્વરનું શાસન પ્રાપ્ત કરી શકતો નથી.

अभव्य जीवो वचनं पठन्नपि
जिनस्य मिथ्यात्व विषं न मुंचति
यथा विषं रौद्र विषोऽतिपन्नगः
सशर्करं चारुपयः पिबन्नपि ॥ १४६ ॥

જેમ સાકરથી મિશ્રિત સુસ્વાદુ એવા દુધનું પાન કરનાર અતિ રૌદ્ર ઝેરવાળો સર્પ વિષને ત્યજતો નથી. તેમ જીનેશ્વરના વચનનું પઠન કરનાર એવો અભવ્ય જીવ મિથ્યાત્વરૂપી વિષને કદાપિ ત્યજતો નથી.

भजंति नैकैक गुणं त्रयस्त्रयो
द्वयं द्वयं च त्रयमेककः परः
इमेत्र सप्तापि भयंति दुर्दशो
यथार्थं तत्त्व प्रतिपत्ति वर्जिताः ॥ १४७ ॥

યથાર્થ તત્વને વિષે અશ્રદ્ધાળુ સાત પ્રકારના મિથ્યાદૃષ્ટીજીવો પૈકી ત્રણ પ્રકારના જીવો એક ગુણથી એટલે સમ્યગ દર્શનથી વિમુખ રહે છે, ત્યારપછીના ત્રણને બે ગુણ સમ્યગ દર્શન અને સમ્યગ જ્ઞાન અથવા સમ્યગ જ્ઞાન અને સમ્યગ ચારિત્ર પ્રાપ્ત થતા નથી, અને છેલ્લા એકને તો ત્રણે ગુણો સમ્યગ દર્શન, સમ્યગ જ્ઞાન, અને સમ્યગ ચારિત્ર પ્રાપ્ત થતા નથી.

अनंत कोपादि चतुष्टयोदये
त्रिभेद मिथ्यात्वमलोदये तथा
दुरंत मिथ्यात्व विषं शरीरिणा
मनंत संसारकरं प्ररोहति ॥ १४८ ॥

અનંતાનુબંધી કોપાદિ ચતુષ્ટય ( ક્રોધ-માન-માયા ને લોભ ) ના ઉદયથી તેમજ ત્રિભેદાત્મક મિથ્યાત્વ મલના ઉદયથી પ્રાણિયોને દુરન્ત મિથ્યાત્વરૂપી વિષ અનંત સંસાર કરનારૂં થાય છે.

अलब्ध दुग्धादि रसो रसावहं
तदुद्भवो निंवरसं क्रमिर्यथा
अदृष्ट जैनेंद्र वचोरसायन
स्तथा कुतत्वं मनुते रसायनम् ॥ १४९ ॥

દૂધ વીગેરે મિષ્ટ રસના સ્વાદને જેણે જાણ્યો નથી, અને નિંબના રસમાં જે પેદા થયો છે એવો કીડો નિંબરસને રસાયન માને છે, તેમ જૈનેંદ્ર વચનરૂપી રસાયનનું પાન જેને કીધું નથી, તે માણસ કુતત્વનેજ રસાયન માને છે.

ददाति दुःखं बहुधाति दुःसहं
तनोति पापोपचयोन्मुखांमतिम्
यथार्थं बुद्धिं विधुनोति पावनीं
करोति मिथ्यात्वविषं न किं नृणां ॥ १५० ॥

મિથ્યાત્વરૂપી વિષ બહુલતાયે અતિ દુઃસહ એવા દુઃખને આપે છે, તથા પાપની પુષ્ટીને કરનારી એવી વિરૂદ્ધ મતિને વધારે છે, અને પવિત્ર એવી યથાર્થ બુદ્ધિને હડસેલી નાંખે છે, અર્થાત્ મિથ્યાત્વરૂપી વિષ મનુષ્યોને કયા કયા દુર્ગુણો પેદા નથી કરતું ?

સમ્યક્ત્વ સ્વરૂપ

अनेकधेति प्रगुणेन चेतसा
विविच्य मिथ्यात्वमलं स दूषणम्
विमुच्य जैनेंद्र मतं सुखावहं
भजंति भव्याः भवदुःख भीरवः ॥ १५१ ॥

અતએવ ભવના દુઃખથી ભીરૂ એવો ભવ્યાત્મા આ મિથ્યાત્વરૂપી મલ અનેક દોષથી દૂષિત છે, એમ પ્રબલ મનથી વિચાર કરી તેને ત્યજી દે છે અને ( અનંતસુખ આપનાર ) સુખવાહ એવા જૈનેંદ્રમતને આદરે છે.

નોટ—ભવ્ય એટલે સમ્યગ્દર્શન અને આગલ વધીને મોક્ષ-પ્રાપ્ત કરવાને યોગ્ય એવો પ્રાણી.

विमुक्त शंकादि समस्त दूषणं
विमुक्त तत्वा प्रतिपत्ति मुज्वलं

वदंति संम्यक्त्वमनंतदर्शना
जिनेशिनो नाकिनुतांघ्रिपंकजाः ॥ १५२ ॥

જેના પદપંકજની દેવોએ સ્તુતિ કરેલી છે તેવા અનંતદર્શનના ધારક જીનેશ્વરોએ શંકાદિ સમસ્તદોષથી રહીત, અને જીવા જીવાદિ તત્વોને વિષે યથાર્થ શ્રદ્ધાએ કરીને સમુજ્વલ એવી દષ્ટીને સમ્યગ દર્શન કહ્યું છે.

परोपदेशेन शशांक निर्मलं
नरो निसर्गेण तदा तदश्नुते
क्षयं शमं मिश्रमुपागते मले
यथार्थ तत्वैक रुचे निषेधके ॥ १५३ ॥

જ્યારે સત્ય તત્વની રૂચી, શ્રદ્ધાનો નાશ કરનાર મિથ્યાત્વમોહની યાદિ કર્મોનો ક્ષય, ઉપશમ અથવા ક્ષયોપશમ થાય છે ત્યારે આત્મા અન્ય ( ગુર્વાદિના ) ઉપદેશથી અગર નિસર્ગ ( પોતાના સ્વભાવ )થી ચંદ્રની સમાન નિર્મલ એવા સમ્યકત્વને પામે છે.

सुरेंद्र नागेंद्र नरेंद्र संपदः
सुखेन सर्वालभते भ्रमन्भवे
अशेषदुःखक्षयकारणं परं
न दर्शनं पावनमश्नुते जनः ॥ १५४ ॥

કારણ કે સુરેંદ્ર, નાગેંદ્ર અને નરેંદ્રની સંપદા સર્વે સહેલાઇથી પ્રાપ્ત થાય છે, પરંતુ ભવમાં ભમતા પ્રાણીને સમસ્ત દુઃખના ક્ષયનું કારણ અને પાવન કરનારૂં એવું ઉત્તમ જૈનદર્શન કદાપિ મળતું નથી.

जनस्य यस्यास्ति विनिर्मला रुचि
जिनेंद्र चंद्र प्रतिपादिते मते
अनेकधर्मान्विततत्वसूचके
किमस्ति नो तस्य समस्त विष्टपे ॥ १५५ ॥

અનેક ધર્મમય તત્વને દર્શાવનારૂ, અને જીનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલ એવા જૈનદર્શન પ્રતિ જેની નિર્મળ સુંદર રૂચી ઉત્પન્ન પ્રાપ્ત થઇ છે તેવા પ્રાણીને આ જગતમાં કઈ વસ્તુ નથી મલતી ? અર્થાત ત્રણ લોકનું સુખ તે પ્રાપ્ત કરે છે.

विधाय यो जैनमतस्य रोचनं
मुहूर्तमप्येकमथो विमुंचति
अनंत कालं भवदुःखसंगतिं
न सोपि जीवो लभते कथंचन ॥ १५६ ॥

જે જીવને જૈનમતને વિષે એક મુહૂર્ત પણ રૂચી થાય છે, અને પછી ત્યજી દે છે, તે જીવ પણ અનંતકાળ સુધી ભવદુઃખની સંગતિને કદી પણ પ્રાપ્ત કરતો નથી.

यथार्थ तत्वं कथितं जिनेश्वरैः
सुखावहं सर्वशरीरिणां सदा
निधाय कर्णे विहितार्थ निश्चयो
न भव्य जीवो वितनोतु दुर्मतिं ॥ १५७ ॥

સિદ્ધાંત વચન શ્રવણ કરી તેના અર્થનો નિશ્ચય કરી જે ભવ્યજીવોએ, જીનેશ્વરોએજ સર્વ પ્રાણિને સુખકારી

એવું યથાર્થ સુંદર તત્વ કહ્યું છે, આ પ્રમાણે દષ્ટી પ્રાપ્ત કરી છે, તે ભવ્યો કદાપિ દુર્મતિને પામતા નથી.

विरागसर्वज्ञपदांबुजद्वये
यतौ निरस्ताखिलसंगसंगतौ
वृषे च हिंसारहिते महाफले
करोति हर्षं जिनवाक्यभावितः ॥ १५८ ॥

જીનેશ્વરે પ્રતિપાદિત વચનોમાં શ્રદ્ધા રાખનાર, સમ્યગ્ દષ્ટીજીવ રાગદ્વેષથી રહિત સર્વ પદાર્થના જ્ઞાતાને દેવ, સમસ્ત પરિગ્રહથી રહિતને ગુરૂ અને ઉત્તમ હિંસા રહિત અને મહાફલના દેનારાને ધર્મ માની આનંદ પામે છે.

भवांगभोगेष्वपि भंगुरात्मना
जयत्सु नारीजनचित्तसंतर्ति
भावार्णवभ्रांतिविधानहेतुषु
विरागभावं विदधाति सद्रुचिः ॥ १५९ ॥

આ ભંગુર દેહવડે ભવાર્ણવની ભ્રાંતિના વિધાનનું કારણ ભવાંગ ભોગથી પણ નારીજનના ચિત્તની સંતતિને જીતનારો સદ્રુચી જન વિરાગભાવને પામે છે.

कलत्रपुत्रादिनिमित्ततः कचि
द्विनिंद्यरूपे विहितेपि कर्मणि
इदं कृतं कर्म विनिंदितं सतां
मयेति भव्यश्चकितो विनिंदति ॥ १६० ॥

તથા જો કદાચિત સ્ત્રી પુત્ર આદિના નિમિત્તથી કોઇ નિંદવા યોગ્ય કાર્ય થઈ જાય છે તો ભવ્ય પ્રાણી

આ માર્ગ કાર્ય સજ્જનોને નંદ્ય છે, એમ સમજી પોતાની નિંદા કરે છે એટલુંજ નહિ પણ—

गलंति दोषाः कथिताः कथंचन
प्रतप्तलोहे पतितं यथा पयः
नयेषु तेषां व्रतिनां स्वदूषणं
निवेदयत्यात्महितोद्यतो जनः ॥१६१॥

જેમ તપ્ત લોઢાપર પડેલું જલબિંદુ નાશ પામે છે, તેમ કોઈ પાસે કહેલા પોતાના દોષ પણ નષ્ટ થાય છે, એમ જાણીને આત્મહિતમાં તત્પર મનુષ્ય વિનય પૂર્વક ગુરૂજન પાસે પણ પોતાનું દૂષણ નિવેદન કરે છે.

निमित्ततो भूतमनर्थकारणं
न यस्य कोपादि चतुष्टयं स्थितिं
करोति रेखा पयसीव मानसे
स शांतभावोऽस्ति विशुद्धदर्शनः ॥१६२॥

જો કે કોઈ કારણથી ભવિ આત્માથી કાંઈ અનર્થ બની જાય, તો પણ જેના ચિત્તમાં ક્રોધાદિ ચતુષ્ટ સ્થીરપણે રહેતા નથી, પરંતુ જલની રેખાની માફક શાંત થઈ જાય છે. તો તે શાંત ભાવવાલું શુદ્ધ સમ્યગ્ દર્શન છે એમ સમજવું.

विशुद्धभावेन विधुतदूषणाम
करोति भक्तिं गुरुपंचके श्रुते
श्रुतान्विते जैनगृहे जिनाकृतौ
जिनेशतत्त्वैकरुचिः शरीरवान् ॥१६३॥

જીનેશ્વરકથિત તત્વમાં ઐક્ય પ્રીતિવાળો મનુષ્ય, હમેશાં ગુરૂપંચકની, શ્રુતજ્ઞાન, શ્રુતજ્ઞાની, જીન મંદિર, જીનબિંબની નિર્મળભાવથી અને દૂષણ રહિત એવી ભક્તિ કરે છે.

चतुर्विधे धर्मिजने जिनाश्रिते
निरस्तमिथ्यात्वमलेऽतिपावने
करोति वात्सल्यमनर्थनाशनं
सुदर्शनो गौरिव तर्णके नवे ॥ १६४ ॥

જેમ ગાય પોતાના નવા જન્મેલા વાછરડા પ્રત્યે હેત કરે છે તેમ સમ્યગ્દ્રષ્ટી જીવ મિથ્યાત્વ રૂપી મલ જેનો નાશ થયો છે તેવો અતિ પવિત્ર અને જીનેશ્વર ભગવાનની નિશ્રાયે રહેનાર ચતુર્વિધ સંઘ પ્રત્યે અનર્થ માત્રનું નાશ કરનારૂં વાત્સલ્ય જરૂર કરે છે.

दूरंतरोगोपहतेषु संततं
पुरार्जितैनोवशतः शरीरिषु
करोति सर्वेषु विशुद्धदर्शनो
दयां परामस्तसमस्तदूषणः ॥ १६५ ॥

જેના સમસ્ત દોષ નાશ પામ્યા છે એવો સમ્યગ્-દ્રષ્ટી જીવ, પૂર્વ કર્મના યોગથી ઉત્પન્ન થએલા અનેક રોગોથી હણાયેલા પ્રાણીઓ પ્રત્યે દયા ભાવ ધારણ કરે છે.

विशुद्धमेवं गुणमस्ति दर्शनं
जनस्य यस्येह विमुक्तिकारणं

व्रतं विनाप्युत्तमसंचितं सतां
स तिर्थकृत्त्वं लभतेऽतिपावनं ॥१६६॥

જે માણસને આવા પ્રકારનું વિશુદ્ધ અને મુક્તિને આપનારૂં સમ્યગ્ દર્શન છે, તે માણસ ઉત્તમ સંચિત કરેલા વ્રત વિના પણ અતિ પાવન કરનાર તેવા તીર્થંકર પદને પામે છે.

दमो दया ध्यानमहिंसनं तपो
जितेंद्रियत्वं विनयो नयस्तथा
ददाति नैतत्फलमंगधारिणां
यदत्र सम्यक्त्वमनिंदितं घृतं ॥१६७॥

મનુષ્યોને જે ફલ અનિંદિત એવું સમ્યક્ત્વ આપે છે, તે ફલ દમ, દયા, ધ્યાન, અહિંસા, તપ, જીતેંદ્રિયપણું, વિનય અને નય પણ આપી શકતા નથી.

वरं निवासो नरकेऽपि देहिनां
विशुद्धसम्यक्त्वविभूपितात्मनां
दुरंतमिथ्यात्वविपोपभोगिनां
न देवलोके वसतिर्विराजते ॥१६८॥

વિશુદ્ધ સમ્યક્ત્વથી વિભૂષિત, મનુષ્યોને નરકમાં પણ નિવાસ સારો છે. પણ દુરંત મિથ્યાત્વ વિષનો ઉપભોગ કરનારાનો દેવલોકમાં નિવાસ પણ શોભતો નથી.

अधस्तनश्वभ्रभुवो नयाति पद्
न सर्वनारीषु न संज्ञितोऽन्यतः

न जायते व्यंतरदेवजातिषु
न भाव न ज्योतिषिकेषु सद्रुचिः ॥१६९॥

શુદ્ધ સમ્યગ્દૃષ્ટિ જીવ મરીને અધોલોકમાં છેલ્લી ૭ નરકોને વિષે જતો નથી, સ્ત્રી વેદ ધારણ કરતો નથી, અસંજ્ઞીપણું પામતો નથી, તેમજ વ્યંતર ભવનપતિ અને જ્યોતિષિમાં પણ ઉત્પન્ન થતો નથી, પણ મરીને તે જીવ કલ્પવાસી દેવોને વિષે, યા પ્રથમ નરકમાં, યા સંજ્ઞી તિર્યંચ અને મનુષ્યમાં ઉત્પન્ન થાય છે.

न बांधवा नो सुहृदो न वल्लभा
न देहजा नो धनधान्यसंचयः
तथा हिताः संति शरीरिणां जने
यथात्र सम्यक्त्वमदूषितं हितं ॥ १७० ॥

અનિંદિત એવું સમ્યકત્વ મનુષ્યોને ધર્મની વૃદ્ધિ કરે છે, પાપને નસાડે છે, સુખ આપે છે, બાધકને દેશવટો આપે છે, મુકિત પાસ કરાવે છે, અને સંસાર યાત્રાનો નાશ કરાવે છે.

तनोति धर्मं विधुनोति पातकं
ददाति सौख्यं विधुनोति बाधकं
चिनोति मुक्तिं विनिहंति संसृतिं
जनस्य सम्यक्त्वमनिंदितंधृतं ॥१७१॥

આ લોકમાં દૂષણ રહીત સમ્યકત્વ જેટલું હિતકર છે તેટલું બાંધવો, મિત્રો, વલ્લભા, પુત્રો, ધન અને ધાન્યનો સંગ્રહ પણ હિત કરતો નથી.

मनोहरं सौख्यकरं शरीरिणाम्
तदस्ति लोके सकले न किंचन
यदत्र सम्यक्त्वधनस्य दुर्लभ
मिति प्रचिंत्यात्र भवंतु तत्पराः ॥१७२॥

આ સમસ્ત લોકોને વિષે એવો કોઈ મનોહર અને સુખકર પદાર્થ નથી, કે જે સમ્યકત્વ રૂપી ધનની પાસે દુર્લભ હોય આવું વિચારીને સમ્યકત્વને પ્રાપ્ત કરવા તત્પર થવું.

विहाय दैवीं गतिमर्चितां सतां
व्रजंति नान्यत्र विशुद्धदर्शनाः
ततश्च्युताश्चक्रधरादिमानवा
भवंति भव्या भवभीरवो भुवि ॥१७३॥

ભવભીરૂ વિશુદ્ધ દર્શનવાળા ભવ્યો, પૂજવા યોગ્ય દેવગતી વર્જીને બીજે ઉત્પન્ન થતા નથી. અને ત્યાંથી ચ્યવન કરી ચક્રવર્તિઆદિ પદ માનવ લોકમાં પામે છે.

(અર્ચિતાં એટલે કલ્પવાસી અને કલ્પાતિત શ્લોક ૧૬૯માં જે જણાવ્યું છે તે તો ગતિબંધ બાંધ્યા પછી સમ્યક્ દર્શન ધારણ કરવાની વાત છે, જ્યારે અહીં–સમ્યક્ દર્શન ધારણ કર્યા પછી ગતિબંધની વાત છે.)

શંકા

प्रमाणसिद्धाः कथिता जिनेशिना
व्ययोद्भवध्रौव्ययुता विमोहिना

समस्तभावा वितथा न वेति यः
करोति शंकां स निहंति दर्शनं ॥१७४॥

સમસ્ત ભાવો પદાર્થો, પ્રમાણ સિદ્ધ ઉત્પાદ, વ્યય, અને ધ્રૌવ્ય યુક્ત જીનેશ્વરોએ કથન કરેલ છે, આ વાત સત્ય છે કે નહિ ? એવી શંકા કરવાથી સમ્યકત્વ નાશ થાય છે.

કાંક્ષા.

सुरा सुराणामथ चक्रधारिणाम्
निरीक्ष्य लक्ष्मीममलां मनोहरां
अनेन शीलेन भवेन्ममेति य
स्तनोति कांक्षां स धुनोति सद्रुचिं ॥१७५॥

અસુર, સુર, અને ચક્રવર્તિની નિર્મળ મનોહર લક્ષ્મી જોઇ મને પણ આ રૂદ્ધિ પ્રાપ્ત થાય, આવી જે ઇચ્છા કરે છે તે માણસ સદ્દરૂચીને હડસેલે છે.

વિચિકિત્સા.

मलेन दिग्धानवलोक्य संयता
न्मपीडितान्वा तपसा महीयसा
नरश्चिकित्सां विदधाति यः परां
निहंति सम्यक्त्वमसावचेतनः ॥१७६॥

મલીન ગાત્રવાળા અને મહા તપસ્યાથી દુર્બલ થયેલા તપસ્વીઓને જોઈ જે માણસ ઘૃણા કરે છે. તે અજ્ઞાની મનુષ્ય પોતાના સમ્યકત્વનો નાશ કરે છે.

અન્ય દષ્ટી પ્રશંસા દોષ

विलोक्य रौद्रव्रतिनोऽन्यलिंगिनः
प्रकुर्वतः कंदफलाशनादिकं
इमेऽपि कर्मक्षयकारकव्रता
विचिन्वतेति प्रतिहन्यते रुचिः ॥१७७॥

કષ્ટકારી વ્રતો કરનારા, કંદફલનો આહાર કરનારા એવા અન્યલિંગિઓને જોઈને આ પણ કર્મક્ષયકરનારા વ્રતીઓ સાધુઓ છે એમ જે ચિંતવન કરે છે, તે માણસ પોતાની શુભરૂચિને હણી નાંખે છે.

સંસ્તવ દોષ.

कुदर्शनज्ञानचरित्रचिद्रजान्
निरस्ततत्त्वार्थरुचीनसंयता
निषेवमाणो मनसापि मानवो
लुनाति सम्यक्त्वतरुं महाफलं ॥१७८॥

કુદર્શન, કુજ્ઞાન અને કુચારિત્રમાં લીન થયેલા અને તત્વદષ્ટી જેઓની નષ્ટ થઈ છે એવા, તત્વાજ્ઞની(મિથ્યાત્વી) અસંયતિને મનથી પણ સેવનારો, વાંછનારો મનુષ્ય મહા ફળદાયક સમ્યકત્વરૂપી વૃક્ષને કાપી નાંખે છે.

जिनेंद्रचंद्रामलभक्तिभाविना
निरस्तमिथ्यात्वमलेनदेहिना
प्रधार्यते येन विशुद्धदर्शनं
प्रवाप्यते तेन विमुक्तिकामिनी ॥१७९॥

જીનેશ્વર ભગવંતની નિર્મળ એવી ભક્તિથી પવિત્ર થયેલ અને મિથ્યાત્વરૂપી મલથી રહિત, જે પુરૂષો વિશુદ્ધ એવું સમ્યકત્વ દર્શન ધારણ કરે છે, તે મનુષ્યો મુક્તિરૂપી નારીને પ્રાપ્ત કરે છે.

---

## પ્રકરણ ૮ મું.

### સમ્યગ્ જ્ઞાન નિરૂપણ

अनेकपर्यायगुणैरुपेतं
विलोक्यते येन समस्ततत्त्वं
तदिंद्रियानिंद्रियभेदभिन्नं
ज्ञानं जिनेंद्रैर्गदितं हिताय ॥१८०॥

જે વડે અનંત પર્યાયો અને અનંત ગુણ યુક્ત સમસ્ત વસ્તુતત્વનો બોધ થાય તેને જીનેશ્વરોએ આત્મહિત માટે જ્ઞાન કહ્યું છે, આ જ્ઞાન ઇંદ્રિય તથા અનિંદ્રિય એમ બે ભેદવાળું દર્શાવ્યું છે.

रत्नत्रयीं रक्षति येन जीवो
विरज्यतेऽत्यंतशरीरसौख्यात्
रुणद्धि पापं कुरुते विशुद्धिं
ज्ञानं तदिष्टं सकलार्थविद्भिः ॥१८१॥

જેનાથી જીવ રત્નત્રયી જ્ઞાન, દર્શન, અને ચારિત્રની

રક્ષા કરે છે, અત્યંત શરીરના સુખથી વિરક્ત થાય છે, પાપને અટકાવે છે, વિશુદ્ધિને પ્રાપ્ત કરાવે છે, તેજ જ્ઞાન સકલ અર્થની માફક ઇષ્ટ જાણવું.

क्रोधं धुनीते विदधाति शांतिं
तनोति मैत्रीं विहिनस्ति मोहं
पुनाति चित्तं मदनं लुनीते
येनेह बोधं तमुशंति संतः ॥१८२॥

જે ક્રોધને દૂર કરે, શાંતિને આપે, મૈત્રીને વધારે, મોહનો નાશ કરે, ચિત્તને પાવન કરે, તથા મદનને હણી નાંખે છે તેજ જ્ઞાનની સંત પુરૂષો ઇચ્છા કરે છે.

ज्ञानेन बोधं कुरुते परेषां
कीर्तिस्ततश्चंद्रमरीचिगौरी
ततोऽनुरागः सकलेऽपि लोके
ततः फलं तस्य मनोनुकूलम् ॥१८३॥

સામાન્ય જ્ઞાની પણ પોતાના જ્ઞાનથી અન્યને બોધ આપે છે, અને તેથી તેઓની કીર્તિ પ્રસરે છે, તથા પરંપરાયે જગતમાં તેના તરફ અનુરાગ વધે છે. બાદ મનોનુકૂલ ઇષ્ટ અર્થને પ્રાપ્ત કરે છે.

ज्ञानाद्धितं वेत्ति ततः प्रवृत्तो
रत्नत्रये संचितकर्ममोक्षः
ततस्ततः सौख्यमबाधमुच्चै
स्तेनात्र यत्नं विदधाति दक्षः ॥१८४॥

જ્ઞાનથીજ હિત માર્ગનો બોધ થાય છે, અને તેથી રત્નત્રયીમાં પ્રવૃતિ બને છે, છેવટે તેનાથી પૂર્વનાં સંચિત, કીધેલા કર્મનો નાશ થઇ મોક્ષ મળે છે, બાદ અવ્યાબાધ સુખ અનુભવે છે, તેટલા માટે દક્ષજનો જ્ઞાન પ્રાપ્તિ માટેજ યત્ન કરે છે.

यदज्ञजीवो विधुनोति कर्म
तपोभिरुग्रैर्भवकोटिलक्षैः
ज्ञानी तु चैकक्षणतो हिनस्ति
तदत्र कर्मेति जिना वदंति ॥१८५॥

કોટી લક્ષ ભવ સુધી ઉગ્ર તપવડે અજ્ઞ જીવો જે કર્મ નાશ કરે છે, તે કર્મોને જ્ઞાની એક ક્ષણ માત્રમાંજ બાળી નાંખે છે, એમ જીનેશ્વરોએ ભાખ્યું છે.

चौरादि दायादतनूजभूपै
रहार्यमर्च्यं सकलेऽपि लोके
धनं परेषां नयनैरदृश्यं
ज्ञानं नरा धन्यतमा वहंति ॥१८६॥

જ્ઞાનરૂપી ધન એવું છે કે જેને ચોર લુંટારા આદિ ચોરી કે લુંટી શકતા નથી, ભાઇ ભાગીદાર જેને વાટી શકતા નથી, પુત્રાદિ મરણ બાદ જેના ભાગ પાડી શકતા નથી. રાજાઓ જેને હરી શકતા નથી. જે સકલ લોકને વિષે પૂજ્ય યોગ્ય છે, અને જેને અન્ય લોકો આંખેથી જોઈ શકતા નથી એવા જ્ઞાન ધનને ધારણ કરનારાઓને ધન્ય છે.

विनश्वरं पापसमृद्धिदक्षं
विपाकदुःखं बुधनिंदनीयं
तदन्यथाभूतगुणेनतुल्यं
ज्ञानेन राज्यं न कदाचिदस्ति ॥१८७॥

રાજ્યરૂદ્ધિ તથા જ્ઞાનરૂદ્ધિમાં ઘણોજ અંતર છે કારણકે રાજ્ય વિનશ્વર, પાપ વૃદ્ધિ કરનારૂં, પરિણામે દુખકર અને જ્ઞાનીજનોએ નિંદિત ગણ્યું છે, જ્યારે જ્ઞાન અવિનશ્વર, પાપ ક્ષયકારી, પરિણામે સુખકર અને બુધજનોએ પ્રશંસા કરેલ છે, માટે બંને એક સરખાં કદાપિ ન ગણાય.

पूज्यं स्वदेशे भवतीह राज्यं
ज्ञानं त्रिलोकेऽपि सदार्चनीयं
ज्ञानं विवेकाय मदाय राज्यं
ततो न ते तुल्यगुणे भवेतां ॥१८८॥

આ જગતમાં રાજ્ય સ્વદેશમાંજ પૂજાય છે, સન્માન પામે છે, અને જ્ઞાન તો ત્રણ લોકને વિષે પૂજવા યોગ્ય છે, વળી જ્ઞાનથી વિવેકનો અને રાજ્યથી મદનો જન્મ થાય છે, તેથી તે બંને સમાન ગુણી થઈ શકે નહિ.

तमो धुनीते कुरुते प्रकाशं
शमं विधत्ते विनिहंति कोपं
तनोति धर्मं विधुनोति पापं
ज्ञानं न किं किं कुरुते नराणां ॥१८९

કારણકે જ્ઞાન અંધકારનો નાશ કરે છે, અંતરના ખરા સ્વરૂપનો પ્રકાશ કરે છે, શાંતિને ધારણ કરાવે છે, કોપને હણે છે. ધર્મની વૃદ્ધિ કરે છે, પાપનો નાશ કરે છે અર્થાત જ્ઞાન મનુષ્યોને શું શું નથી કરતું.

यथा यथा ज्ञानवलेन जीवो
जानाति तत्वं जिननाथदृष्टं
तथा तथा धर्ममतिः प्रशस्ता
प्रजायते पापविनाशशक्ता ॥१९०॥

જ્ઞાન બળયોગે કરીને જીવ જેમ જેમ જીનનાથે જોએલા તત્ત્વનો બોધ પામે છે, તેમ તેમ ધર્મ બુદ્ધિમાં રક્ત બની પાપનો નાશ કરવાને શક્તિમાન થાય છે.

आस्तां महावोधवलेन साध्यो
मोक्षो विवाधामलसौख्ययुक्तः
धर्मार्थकामा अपि नो भवंति
ज्ञानं विना तेन तदर्चनीयं ॥१९१॥

એકાન્ત નિર્મલ સુખ યુકત અવ્યાબાધ એવું મોક્ષ, ઉત્તમ એવા મહા જ્ઞાનથીજ પ્રાપ્ત થાય છે. આટલું છતાં આ વાતને દુર રાખીયે, પણ જગતમાં ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થ જ્ઞાનવિના પ્રાપ્ત થઈ શકતા નથી, આથી કરીને પણ તે જ્ઞાન પૂજવા યોગ્ય છે.

सर्वेपि लोके विषयो हितार्था
ज्ञानादृते नैव भवंति जंतोः

अनात्मनीयं परिहर्तु कामा
स्तदर्थिनो ज्ञानमतः श्रयंति ॥१९२॥

સર્વ લોકમાં ક્રિયા અને વ્યવહાર, જ્ઞાનવિના યથાર્થ હિતકર થઈ શકતા નથી. તેથી અનાત્મીય ગુણ એવું જે અજ્ઞાન તેને તજવાની ઇચ્છા રાખનારા, તથા જ્ઞાનાભિલાષીજનો હમ્મેશાં જ્ઞાનનુંજ શરણુ સ્વીકારે છે.

शक्यो विजेतुं न मनः करींद्रो
गंतुं प्रवृत्तः प्रविहाय मार्गं
ज्ञानांकुशेनात्र विना मनुष्यै
र्विनांकुशं मत्तमहाकरीव ॥१९३॥

મદથી મસ્ત થયેલા મહા હસ્તીને મહાવત જેમ અંકુશ વિના તાબે કરી શકતો નથી, તેમ માર્ગ તજીને ઉન્માર્ગમાં પ્રવૃત થએલા મનરૂપી હાથીને, જ્ઞાનવિના મનુષ્યો કદાપિ તાબે કરી શકતા નથી.

ज्ञानं तृतीयं पुरुषस्य नेत्रं
समस्ततत्त्वार्थविलोकदक्षं
तेजोऽनपेक्षं विगतांतरायं
प्रवृत्ति मत्सर्वजगत्त्रयेपि ॥१९४॥

જ્ઞાન એ પુરૂષનું ત્રીજુ નેત્ર છે, કે જેની સહાયતાથી સમસ્ત પદાર્થનું દર્શન થાય છે, જેને અન્ય પ્રકારની અપેક્ષા રાખવી પડતી નથી. જેને ભીંતો વીગેરે અટકાવી શકતું નથી. તથા જે ત્રણે લોકમાં પ્રવેશ પણ કરી શકે છે.

निःशेषलोकव्यवहारदक्षो
ज्ञानेन मर्त्यो महनीयकीर्तिः
सेव्यः सतां संतमसेन हीनो
विमुक्तिकृत्यं प्रति बद्धचित्तः ॥१९५॥

જ્ઞાનથીજ માણસ સંપુર્ણ લોક વ્યવહારમાં દક્ષ ચતુર થાય છે. અને તેનાથીજ મહા કિર્તિ સંપાદન કરે છે. તેમજ સજ્જનોને પૂજવા યોગ્ય મહા મોહથી રહીત, અને મુકિત પામવાના કૃત્યોને વિષે આશકત-ચિત્તવાલો થાય છે.

धर्मार्थकामव्यवहारशून्यो
विनष्टनिःशेषविचारबुद्धिः
रात्रिंदिवं भक्षणसक्तचित्तो
ज्ञानेन हीनः पशुरेव शुद्धः ॥१९६॥

ધર્મ, અર્થ, અને કામના વ્યવહારથી શૂન્ય, નાશ પામી છે સઘળી વિચાર બુદ્ધિ જેની, તથા રાત દિવસ ભક્ષણમાં આશકત ચિત્તવાલો, એવો જ્ઞાનરહીત માણસ પશુ જાણવો.

तपोदयादानशमक्षमाद्याः
सर्वेऽपि पुसां महिता गुणा ये
भवंति सौख्याय न ते जनस्य
ज्ञानं विना ते न तदेषु पूज्यं ॥१९७॥

મનુષ્યોમાં રહેલા તપ, દયા, દાન, શમ અને ક્ષમાઆદિ સર્વ ગુણ પૂજવા યોગ્ય છે, પણ તે સર્વ જ્ઞાન-

વિના મનુષ્યોને સુખને અર્થે થતા નથી, તેથી તે સર્વમાં પણ જ્ઞાન પૂજવા યોગ્ય છે.

ज्ञानं विना नास्त्य हिताग्निवृत्ति
स्ततः प्रवृत्तिर्न हिते जनानां
ततो न पूर्वार्जितकर्मनाश
स्ततो न सौख्यं लभतेऽप्यभीष्टं ॥१९८॥

અહિતથી નિવૃત્તિ જ્ઞાન વિના થતી નથી, તેથી મનુષ્યોને હિતમાં પ્રવૃત્તિ થતી નથી, તેથી પૂર્વે બાંધેલા કર્મનો નાશ થતો નથી. અને તેથી અભીષ્ટ સુખ જે મોક્ષ તે પણ પ્રાપ્ત થતું નથી.

क्षेत्रे प्रकाशं नियतं करोति
रवि दिनेऽस्तं पुनरेव रात्रौ
ज्ञानं त्रिलोके सकले प्रकाशं
करोति नाच्छादनमस्ति किंचित् ॥१९९॥

સૂર્ય દિવસને વિષેજ અને તે પણ નિયત કરેલા ક્ષેત્રમાં પ્રકાશ આપી શકે છે. રાત્રિમાંતો તે અસ્ત થાય છે, જ્યારે જ્ઞાન સમસ્ત ત્રિલોકને વિષે પ્રકાશમાન છે. તેને કોઇ અટકાવી શકતું નથી.

भवार्णवोत्तारणपूतनावं
निशेषः दुःखेंधनदाववह्निं
दशांग धर्मं न करोति येन
ज्ञानं तदिष्टं न जिनेंद्रचंद्रैः ॥२००॥

સંસારરૂપી સમુદ્રનો પાર પામવા માટે પવિત્ર નાવરૂપ, અને સમસ્ત દુખરૂપી ઇંધનને બાળી નાંખવામાં અગ્નિ સમાન, એવો દશાંગ ધર્મ જે જ્ઞાનથી પ્રાપ્ત નથી થતો તે જ્ઞાન જીનેંદ્ર ચંદ્રોને ઇષ્ટ નથી.

गंतुं समुल्लंघ्य भवाटवीं यो
ज्ञानं विना मुक्तिपुरीं समिच्छेत्
सोऽधोंऽधकारेषु विलंघ्य दुर्गं
वनं पुरं माप्तुमना विचक्षुः ॥२०१॥

જે માણસ જ્ઞાન વિના માત્ર ક્રિયાથી સંસાર અટવીનું ઉલ્લંઘન કરી મોક્ષ તરફ જવાની ઇચ્છા રાખે છે. તે માણસ ખરેખર ગાઢ એવા અંધકારમાં જેમ અંધ, દુર્લંધ્ય એવા જંગલનુ ઉલ્લંઘન કરી નગરમાં જવાની ઇચ્છા કરે તેના જેવો જાણવો.

ज्ञानेन पुसां सकलार्थसिद्धि
र्ज्ञानादृते काचन नार्थसिद्धिः
ज्ञानस्य मत्वेति गुणान् कदाचि
ज्ज्ञानं न मुंचंति महानुभावाः ॥२०२॥

જ્ઞાની પુરૂષોને સકલ અર્થની સિદ્ધિ થાય છે, જ્ઞાનવિના અર્થની કાંઈ સિદ્ધિ થતી નથી. એવા જ્ઞાનના ગુણુ જાણીને મહાનુભાવો કદાપિ જ્ઞાનને તજતા નથી.

वरं विषं भक्षितमुग्रदोषं
वरं प्रविष्टं ज्वलनेऽतिरौद्रे

...वरं कृतांताय निवेदितं स्वं
न जीवितं तत्त्वविवेकमुक्तं ॥२०३॥

ઉગ્ર દોષવાળું વિષ ભક્ષણ કરવું સારૂં, અતિ રૌદ્ર અગ્નિને વિષે પ્રવેશ કરવો સારો, મૃત્યુદેવને પોતાનું નિવેદન કરવું સારૂં, પણ તત્વ અને વિવેક રહિત જીવિતવ્ય સારૂં નથી.

शौचक्षमासत्यतपोदमाद्या
गुणाः समस्ताः क्षणतश्चलंति
ज्ञानेन हीनस्य नरस्य लोके
वात्याहता वा तरवोऽपि मूलात् ॥२०४॥

પવનથી આહત થયેલાં વૃક્ષો જેમ મૂલમાંથી ચલાયમાન થાય છે, તેમ આ જગતમાં જ્ઞાન રહિત નરના શૌચ, ક્ષમા, સત્ય, તપ, દમ આદિ સમસ્ત ગુણો ક્ષણ માત્રમાં ચલાયમાન થાય છે.

माता पिता बंधुजनः कलत्रं
पुत्रः सुहृद्भूमिपतिश्च तुष्टः
न तत्सुखं कर्तुमलं नराणां
ज्ञानं यदेव स्थित मस्तदोषम् ॥२०५॥

દોષોનો નાશ કરી નિશ્ચલ જ્ઞાન મનુષ્યોને જે સુખ આપે છે. તે સુખ તુષ્ટમાન થયેલા માતા, પિતા, બંધુજન, ભાર્યા, પુત્ર, મિત્ર, અને રાજા પણ આપવા સમર્થ થતા નથી.

शक्यो वशीकर्तुमिभोऽतिमत्तः
सिंहः फणींद्रः कुपितो नरेंद्रः
ज्ञानेन हीनो न पुनः कथंचि
दित्यस्य दूरे न भवंति संतः ॥२०६॥

મદમત્ત બનેલ હાથી, કોપાયમાન થયેલ સર્પ, અને કુપિત રાજા, અમુક પ્રયત્ન દ્વારા વશ થઇ શકે છે. પણ જ્ઞાનહીન મનુષ્ય કોઇપણ યત્ને વશ થઇ શકતો નથી, માટે સંત પુરૂષો જ્ઞાનથી દૂર રહેતા નથી.

करोति संसार शरीरभोग
विरागभावं विदधाति रागं
शीलव्रतध्यानतपःकृपासु
ज्ञानी विमोक्षाय कृतप्रयासः ॥२०७॥

મોક્ષ માટે પ્રયત્ન શીલ જ્ઞાની, સંસાર શરીર અને ભોગથી વૈરાગ્ય ભાવને પામે છે. તથા શીલ, વ્રત, ધ્યાન, તપ, અને કૃપા તરફ રાગી થાય છે.

परोपदेशं स्वहितोपकारं
ज्ञानेन देही वितनोति लोके
जहाति दोषं श्रयते गुणं च
ज्ञानं जनैस्तेन समर्चनीयं ॥२०८॥

જ્ઞાનવડે કરીને મનુષ્ય આ લોકમાં સ્વહિત સાથે પરોપદેશ દ્વારા ઉપકાર કરે છે, દોષને તજે છે, ગુણનો આશરો લે છે. તેથી મનુષ્યોએ જ્ઞાન પૂજવા યોગ્ય છે.

एवं विलोक्यास्य गुणाननेका
न्समस्तपापारिनिरासदक्षा
न्विशुद्धबोधा न कदाचनापि
ज्ञानस्य पूजां महतीं त्यजंति ॥२०९॥

સમસ્ત પાપરૂપી શત્રુઓનો નાશ કરવામાં દક્ષ, અને નિર્મળ બોધ યુક્ત મહાજનો, આ પ્રમાણે જ્ઞાનજન્ય અનેક ગુણોનું સ્વરૂપ વિચારી, જ્ઞાનની મહાપૂજા કદાપિ છોડતા નથી, અર્થાત્ હંમેશાં જ્ઞાનનો આદર કરે છે, પૂજે છે.

---

## પ્રકરણ ૯ મું.

---

### સમ્યક્ ચારિત્ર નિરૂપણ.

सद्दर्शनज्ञानबलेन भूता
पाप क्रियाया विरतिस्त्रिधा या
जिनेश्वरैस्तद्गदितं चरित्रं
समस्तकर्मक्षयहेतुभूतं ॥२१०॥

મન વચન કાયાના અશુભાદિ વ્યાપાર દ્વારાયે ઉપાર્જીત પાપરાશિનો, અશુભ વ્યાપારનો, સમ્યક્દર્શન અને સમ્યક્જ્ઞાનના બલવડે કરીને ત્યાગ કરવો તેને જીનેશ્વરોએ સમસ્ત કર્મક્ષયના હેતુભૂત ચારિત્ર કહ્યું છે.

शमं क्षयं मिश्रमुपागतायां
तन्नाशिकर्ममकृतौ त्रिधात्र

द्विधा सरागेतरभेदतश्च

मजायते साधनसाध्यरूपम् ॥२११॥

આત્માના સમ્યક્ ચારિત્ર ગુણનો ઘાત કરવાળી જે ચારિત્ર મોહનીય નામક કર્મની પ્રકૃતિ, તેનો ક્ષય, ઉપશય, અથવા ક્ષયોપશય થવાથી આત્મામાં ચારિત્ર ગુણ પ્રગટ થાય, માટે તે ચારિત્ર ક્ષાયિક, ઔપશમિક અને ક્ષાયોપશમિક એમ ત્રણ ભેદનું જાણવું. તેમજ સરાગચારિત્ર અને વિરાગચારિત્ર એમ બે પ્રકારે પણ કહ્યું છે. વિરાગચારિત્ર તે સાધ્ય છે, અને સરાગચારિત્ર તે સાધન છે કારણકે સરાગચારિત્ર દ્વારાએ વિરાગચારિત્રની પ્રાપ્તિ થાય છે.

हिंसानृतस्तेयजनीविसंग

निवृत्तिरुक्तं व्रतमंगभाजां

पंचप्रकारं शुभसूतिहेतु

जिनेश्वरैर्ज्ञातसमस्ततत्त्वैः ॥२१२॥

સમસ્ત તત્વોના જ્ઞાતા જીન ભગવંતોએ શુભ કલ્યાણ માર્ગને જન્મ આપવામાં હેતુભૂત, હિંસા–જૂઠ–ચોરી–મૈથુન–અને પરિગ્રહની નિવૃત્તિ ત્યાગરૂપ, પાંચ પ્રકારનાં વ્રતો પ્રાણિઓ માટે કહ્યાં છે.

जीवास्त्रसस्थावरभेदभिन्ना

त्रसाश्चतुर्धात्र भवेयुरन्ये

पंचप्रकारास्त्रिविधेनतेषां

रक्षा अहिंसा व्रतमस्ति पूतं ॥२१३॥

ત્રસ તથા સ્થાવર એમ બે પ્રકારના જીવો કહ્યા છે.

તેમાં ત્રસ, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય, પંચેંદ્રિય એમ ચાર પ્રકારે કહ્યા છે. જ્યારે સ્થાવર, પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, અને વનસ્પતિ કાય એમ પાંચ પ્રકારના કહ્યા છે. આ સર્વ જીવોની મન વચન કાયાવડે રક્ષા કરવી, તેનું નામ પવિત્ર એવું અહિંસા વ્રત કહ્યું છે.

स्पर्शेन वर्णेन रसेन गंधा
यदन्यथा वारि गतं स्वभावं
तत्प्राशुकं साधुजनस्य योग्यं
पातुं मुनींद्रा निगदंति जैनाः ॥२१४॥

જે જલમાંથી જલના સ્વભાવ ભૂત, સ્પર્શ વર્ણ રસ અને ગંધ નીકળી ગયા હોય, અર્થાત્ જીવરહિત જલ થયું હોય તેવું નિર્દોષ જલ સાધુજનને પીવા યોગ્ય છે. એમ જૈન મુનીઓ કથન કરે છે.

उष्णोदकं साधुजनाः पिबंति
मनोवचःकायविशुद्धिलब्धं
एकान्ततस्तत्पिबतां मुनीनां
षड् जीवघातं कथयंति संतः ॥२१५॥

મન વચન અને કાયાની વિશુદ્ધિથી પ્રાપ્ત થયેલું ઉષ્ણ-જલ સાધુ જન પીએ છે, પણ જે મુનીઓ એકાંતથી (મન વચન કાયાની શુદ્ધિવિના કેવળ ઉષ્ણ જલની ખાતર જ) તે પીએ છે, તેઓ છ કાયજીવના ઘાતક છે એમ સંત પુરૂષો કહે છે.

हतं घटीयंत्रचतुष्पदादि
सूर्येंदु वाताग्नि करैर्मुनींद्राः
प्रत्यंतवातेन हतं वहच्च
यत्प्राशुकं तन्निगदंति वारि ॥२१६॥

જે પાણી રેંટથી આહત થયેલું હોય, ભેંસ આદિ ચોપગા જાનવરથી આહત થયેલું હોય, સૂર્ય, ચંદ્ર, વાયુ અને અગ્નિની સહાયતાથી પોતાના સ્વભાવિક વર્ણાદિ ચતુષ્ટય જેમાંથી બદલાઇ ગયા હોય તેને પણ મુનિવર્યો પ્રાસુક ( અચિત્ત ) જલ કહે છે.

भवत्यवश्यायहिमांशधूसरी (?)
घनांबुशुद्धोदकबिंदुसीकरा
न्विहायशेषं व्यवहारकारणं
मनीषिणां वारि विशुद्धिमिच्छतां ॥२१७॥

તથા ઝાકળનું જલ, ચંદ્રમા જેવું ધૂસર ઘન જલ (બરફ), વરસાદનું જલ, શુધોદકના બિંદુ, અને કરા સિવાયનું શેષ જલ, વારિ વિશુદ્ધ ઇચ્છનારા બુદ્ધિશાળીઓને વ્યવહાર કારણ છે, ઉપયોગી છે.

उष्णोदकं प्रतिग्रहं यदकारि लोकै
स्तच्छ्रावकैः पिबति नान्यजनैः कदाचि
त्तत्केवलं मुनिजनाय विधीयमानं
षड्जिवसंततिविराधनसाधनाय ॥२१८॥

તેમજ વલી જે ઉષ્ણજલ શ્રાવકો પોતાના ઘરમાં લોકો પાસે કરાવે છે અને જે પોતે પીએ છે, તે જલ

સાધુઓને કલ્પનિય છે. તે સિવાય જે પાણી કેવળ મુનિઓના ઉદ્દેશથીજ ગરમ કરવામાં આવ્યું હોય અને અન્ય જન જે જૈનીય ક્રિયા ન જાણુવાવાળાએ ઉષ્ણુ કીધું હોય તે છકાયના જીવની હિંસાનું નિમિત્ત હોવાથી સાધુઓને અપેય છે.

यथार्थं वाक्यंरहितं कपायै
रपीडनं प्राणिगणस्यपूतं
ग्रहस्थभाषाविकलं यथार्थं
सत्यं व्रतं स्याद्ववदतां यतीनां ॥२१९॥

કષાયથી રહિત, પ્રાણી માત્રને દુઃખ ન ઉપજાવનારૂં પવિત્ર અને ( ગૃહ વ્યાપારાદિને પોષણુ કરનારી ) ગૃહસ્થની ભાષાથી રહિત, તેમજ સત્ય તત્વને કથન કરનાર એવું જે વચન તે સ્યાદ વાદી યતિઓનું સત્ય વ્રત જાણુવું.

ग्रामादि नष्टादि धनं परेषा
मग्रहणतोऽल्पादि मुनेस्त्रिधापि
भवत्यदत्तग्रहवर्जनाख्यं
व्रतं मुनीनां गदितं हि लोके ॥२२०॥

ગ્રામ આદિના અને બીજાના ગુમ થયેલા અલ્પ પણુ ધનને મન વચન કાયાથી ગૃહણુ ન કરવું તેને આ લોકને વિષે મુનીઓ અદત્ત ગ્રહણુ વર્જન (અચૌર્ય) વ્રત કહે છે.

विलोक्य मातृस्वसृदेह जाव
स्त्रिणां त्रिकं रागवशेन यासां

विलोकनस्पर्शनसंकथाभ्यो
निवृत्तिरुक्तं तदमैथुनत्वं ॥२२१॥

કન્યા, પ્રૌઢા, અને વૃદ્ધા આ ત્રણે પ્રકારની સ્ત્રીઓને પુત્રી, બ્હેન, અને માતા સમાન ગણીને તેઓના તરફ સરાગ ભાવથી વિલોકન, સ્પર્શન, તથા રાગ સંયુક્ત કથાનો ત્યાગ કરવો તેને બ્રહ્મચર્ય નામે વ્રત કહ્યું છે.

सचेतनाचेतनभेदतोत्थाः
परिग्रहाः संति विचित्ररूपाः
तेभ्यो निवृत्तिस्त्रिविधेन यत्र
नैसंग्यमुक्तं तदपास्तसंगैः ॥२२२॥

સચેતન અને અચેતન ભેદથી ઉત્પન્ન થયેલા પરિગ્રહો વિચિત્ર રૂપે છે તેનાથી ત્રિવિધે કરીને નિવૃત્તિ કરવી, તેના સંગથી રહિત થવું તેને અપરિગ્રહ વ્રત કહે છે.

નોટ—આ સંસારમાં સમસ્ત પદાર્થો બે ભાગમાં વહેંચાયેલા છે. સચેતન અને અચેતન, આ પદાર્થોપર મુર્છા એટલે મન વચન અને કાયાથી પણ મમત્વ બુદ્ધિ ધારણ કરવી, તેને શાસ્ત્રકાર પરિગ્રહ કહે છે, અને આ પદાર્થોપર ત્રિવિધે કરીને મુર્છાની વિરતિ કરવી તે અપરિગ્રહ.

युगांतरमेक्षणतः स्वकार्या
द्दिवापथा जंतुविवर्जितेन
यतो मुनेर्जीवविराधहान्या
गतिर्वरेर्यासमितिः समुक्ता ॥२२३॥

દિવસને વિષે સંયમ સાધન આદિના કાર્યો માટે, એક સ્થાનથી અન્ય સ્થાનમાં (યુગાંતર) સાડાત્રણ હાથ પ્રમાણ ભૂમિમાં, ઉપયોગપૂર્વક દ્રષ્ટી રાખી જીવોની હાની ન થાય, તે પ્રમાણે મુનિઓએ ગમન કરવું. આનું નામ ઇર્યાસમિતિ કહી છે.

आत्मप्रशंसापरदोपहास
पैशून्यकार्कश्यविरुद्धवाक्यं
विवर्ज्य भाषां वदतां मुनिनां
वदंति भाषा समितिं जिनेंद्राः ॥२२४॥

આત્મપ્રશંસા, પરદોષ, હાસ્ય, પૈશુન્ય, કર્કશ વચન, અને શાસ્ત્ર વિરૂદ્ધ વાક્ય વર્જીને, બોલાતી ભાષાને જીનેંદ્રોએ મુનીઓની ભાષાને ભાષા સમિતિ કથન કરી છે.

अनुद्गमोत्पादनवल्भदोपा
मनोवचःकायविकल्पशुद्धा
स्वकारणा या मुनिपस्य भुक्ति
स्तामेषणाख्यां समितिं वदंति ॥२२५॥

ઉદ્ગમ, ઉત્પાદના આદિ આહારના ૪૨ દોષ મન વચન કાયાના વિકલ્પોથી શુદ્ધ ધર્માર્થે, શરીરના ટકાવ માટે મુનિઓ જે આહાર સ્વીકાર કરે, તેને એષણા નામની સમિતિ કહેવાય છે.

आदाननिक्षेपविधेर्विधाने
द्रव्यस्य योग्यस्य मुनेः स यत्नः
आदाननिक्षेपणनामधेयां
वदंति संतः समितिं पवित्रां ॥२२६॥

આદાન–વસ્ત્ર પાત્ર આદિ ઉઠાવવા અને નિક્ષેપ–પુસ્તક, રજોહરણ પાત્રા આદિ મુકવાની ક્રિયાના વિધાનમાં મુનિઓનો જે યત્ન (કાળજી, સાવધાનતા) તેને સંત જનો પવિત્ર આદાન નિક્ષેપણા નામા સમિતિ કહે છે.

दूरे विशाले जनजंतुमुक्ते
गूढे विरुद्धे त्यजतो मलानि
पूतां प्रतिष्ठापन नाम धेयां
वदंति साधोः समितिं जिनेंद्राः ॥२२७॥

દૂર, વિશાલ, માણુસ અને જીવ જંતુ રહિત, તેમજ ગૂઢ અને અવિરૂદ્ધ સ્થાનમાં સાધુઓએ જે મલમુત્રાદિનો ત્યાગ કરવો, તેને પવિત્ર પ્રતિષ્ઠાપનીકા સામતિ જીનેંદ્રોએ ભાખી છે.

समस्तजंतुप्रतिपालनार्थाः
कर्माश्रवद्वारनिरोधदक्षाः
इमा मुनीनां निगदंति पंच
पंचत्वमुक्ताः समितीर्जिनेंद्राः ॥२२८॥

મુનીઓની આ પાંચ સમિતઓ સમસ્ત જંતુનું પાલન કરવામાં સમર્થ અને કર્મના આશ્રવનો નિરોધ કરવામાં કુશળ હોય છે, એ વાત મૃત્યુથી મુક્ત થયેલા જીનેશ્વરોએ કથન કરી છે.

प्रवृत्तयः स्वांतवचस्तनूनां
सूत्रानुसारेण निवृत्तयो वा

यास्ता जिनेशाः कथयंति तिस्रो
गुप्तीर्विधूताखिलकर्मबंधाः ॥२२९॥

પોતાના મન વચન અને કાયાને શુભ માર્ગમાં પ્રવર્તન કરાવવા રૂપ અથવા અશુભ માર્ગથી સુત્ર કથનાનુસાર નિવર્તન કરાવવા રૂપ આ ત્રણ ગુપ્તિઓ સમગ્ર કર્મબંધનને છેદી નાંખનારા જીનેશ્વરોએ કથન કરી છે.

एवं चरित्रस्य चरित्रयुक्तै
स्त्रयोदशांगस्य निवेदितस्य
व्रतादिभेदेन भवंति भेदाः
सामायिकाद्याः पुनरेव पंच ॥२३०॥

એ પ્રમાણે ચારિત્ર યુકત મુનિયોએ પૂર્વે કહેલ, પંચ મહાવ્રત, પાંચ સમિતિ, તથા ત્રણ ગુપ્તિ એમ મલીને તેર પ્રકારના ચારિત્રના ભેદો દર્શાવ્યા, તથા બીજાપણ સામાયિક, છેદોપસ્થાપનિય, પરિહાર વિશુદ્ધક, સૂક્ષ્મ સંપરાય, અને યથાખ્યાત એ રીતે ચારિત્રના પાંચ ભેદો કહ્યા છે.

पंचाधिका विंशतिरस्तदोपै
रुक्ताः कपायाः क्षयतः शमाद्वा
तेपां यथाख्यात चरित्रमुक्तं
तन्मिश्रतायामितरं चतुष्कं ॥२३१॥

સામાયિકાદિ પાંચ ભેદ પૈકી યથાખ્યાત નામનું ચારિત્ર ક્રોધ માન આદિ પચીસ કષાયોના ક્ષય થવાથી

ચાતો ઉપશમ માત્રથી પ્રગટ થાય છે. જ્યારે બાકીનાં ચાર ચારિત્ર તે કષાયોના ક્ષયોપશમથી થાય છે.

પચીસકષાયો—અનંતાનુબંધી ચાર-પ્રત્યાખ્યાની ચાર અપ્રત્યાખ્યાની ચાર અને સંજ્વલન ચાર એમ ૧૬ તથા હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, સ્ત્રી વેદ, પુરૂષ વેદ, અને નપુંસક વેદ એ-૯ મળી ૨૫ જાણવા.

सद्दर्शनज्ञानफलं चरित्रं
ते तेन हीने भवतो वृथैव
सूर्यादिसंगेन दिवेव नेत्रे
नैतत्फलं येन वदंति संतः ॥२३२॥

જેમ સુર્યાદિકના પ્રકાશ વિના નેત્રો વ્યર્થ છે, તેમ સમ્યક્દર્શન અને સમ્યક્ જ્ઞાન ચારિત્ર વિના વૃથા સમજવા. માટે સમ્યક્ દર્શન અને સમ્યક્ જ્ઞાનનું ફળ ચારિત્ર છે અને ચારિત્રના સંગથી સમ્યક્ દર્શન અને સમ્યક્ જ્ઞાન અભીષ્ટ વસ્તુ પ્રાપ્ત કરાવે છે. એમ સંત પુરૂષો કથન કરે છે.

कषायमुक्तं कथितं चरित्रं
कषायवृद्धावुपघातमेति
यदा कषायः शममेति पुंस
स्तदा चरित्रं पुनरेति पूतं ॥२३३॥

કષાયના અભાવથી ચારિત્ર પ્રાપ્ત થાય છે, અને કષાયની વૃદ્ધિથી ચારિત્ર ગુણનો ઉપઘાત (નાશ) થાય છે, કારણકે જ્યારે મનુષ્યોનો કષાય શાન્ત થાય છે, ત્યારેજ તેઓને પવિત્ર એવું ચારિત્ર ફરી પ્રાપ્ત થાય છે.

कषायसंगी सहते न वृत्तं
समार्द्रचक्षुर्न दिनं च रेणुं
कषायसंगी विधुनंति तेन
चारित्रवंतो मुनयः सदापि ॥२३४॥

જેમ દુખતા આવેલી આંખવાલો મનુષ્ય પ્રકાશ અને રજકણ સહન કરી શકતો નથી, તેમ કષાય યુક્ત જન ચારિત્ર ધારણ કરી શકતો નથી, તેથી ચારિત્રવાન મુનિઓ કષાયના સંયોગને સર્વથા દૂર કરે છે.

निःशेष कल्याण विधौ समर्थं
यस्यास्ति वृत्तं शशिकांतिकांतं
भर्त्यस्य तस्य द्वितयेऽपि लोके
न विद्यते काचन जातुभीतिः ॥२३५॥

સમસ્ત કલ્યાણની વિધિમાં સમર્થ જે મનુષ્યનું ચારિત્ર ચંદ્રની કાન્તિ-જેવું નિર્મળ હોય છે તેને દ્વીતીય ભવમાં જન્મવાની કશી બીક રહેતી નથી.

न चक्रनाथस्य न नाकिराजो
न भोगभूजस्य न नागराजः
आत्मस्थितं शाश्वतमस्तदोषं
यत्संयतस्यास्ति सुखं विबाधं ॥२३६॥

આત્મ સ્થીત, શાશ્વત, દોષ રહિત, અને બાધા રહિત સંયતિને જે સુખ હોય છે, તે સુખ ચકવર્તી સ્વપીતિ ભોગરાજ અને નાગરાજાઓને પણ હોતું નથી.

निवृत्तलोकव्यवहारवृत्तिः
संतोषवानस्तसमस्तदोषः
यत्सौख्यमाप्नोति गतांतरायं
किं तस्य लेशोऽपि सरागचित्तः ॥२३७॥

લોક વ્યવહારની વૃત્તિથી નિવૃત્ત થયલો સંતોષી, અને સમસ્ત દોષ રહિત, જે અંતરાય રહિત સુખ પ્રાપ્ત કરે છે. તેનો લેશ પણ શું સરાગ ચિત્ત મનુષ્ય પ્રાપ્ત કરશે ?

ससंशयं नश्वरमंतदुःखं
सरागचित्तस्य जनस्य सौख्यं
तदन्यथा रागविवर्जितस्य
तेनेह संतो न भजंति रागं ॥२३८॥

સરાગ ચિતવાળા મનુષ્યનું સુખ સસંશય, નશ્વર, અને અંતમાં દુખ આપનારૂં હોય છે. જ્યારે રાગરહિતને તેમાંથી વિરૂદ્ધ અશંસય શાશ્વત અને અનંત સુખને આપનારૂં થાય છે તેથી સંત પુરૂષો રાગને તજે છે.

विनिर्मलं पार्वणचंद्रकांतं
यस्यास्ति चारित्रमसौ गुणज्ञः
मानी कुलीनो जगतोऽभिगम्यः
कृतार्थजन्मा महनीयबुद्धिः ॥२३९॥

અતિનિર્મળ અને પૂર્વના પૂર્ણચંદ્રજેવું ઉજ્વલ જેનું ચારિત્ર છે તે ગુણજ્ઞ, માનયોગ્ય, કુલીન, જગત અભિગમ્ય, કૃતાર્થ જન્મ અને મહાબુદ્ધિશાળી છે.

गर्भे विलीनं वरमत्र मातुः
　　प्रसूति कालेऽपि वरं विनाशः
असंभवो वा वरमंगभाजो
　　न जीवितं चारुचरित्रमुक्तं ॥२४०॥

માતાના ગર્ભમાં વિલય પામવું બહેતર છે, પ્રસૂતિ વખતે વિનાશ પામવો પણ બહેતર છે. અગર ન જન્મવું તે પણ બહેતર છે. પણ સુંદર ચારિત્ર રહિત મનુષ્યનું જીવન સારૂં નથી.

निरस्तभूषोऽपि यथा विभाति
　　पवित्रचारित्रविभूषितात्मा
अनेकभूषाभिरलंकृतोऽपि
　　विमुक्तवृत्तो न तथा मनुष्यः ॥२४१॥

જેમ પવિત્ર ચારિત્રથી ભૂષિત આત્માવાળો મનુષ્ય અલંકાર રહિત હોય તો પણ શોભે છે તેમ અનેક આભરણોથી અલંકૃત, પણ ચારિત્રથી સંમુક્ત મનુષ્ય શોભતો નથી.

सद्दर्शनज्ञानतपोदयाद्या
　　श्चारित्रभाजः सफलाः समस्ताः
व्यर्थाश्चरित्रेण विना भवंति
　　ज्ञात्वेह संतश्चरिते यतंते ॥२४२॥

સદ્દર્શન, જ્ઞાન, તપ, અને, દમ સર્વે, ચારિત્ર યુક્ત જનોના સફળ થાય છે, અને ચારિત્ર વિના તે વ્યર્થ થાય છે. એમ જાણી. સંત જનો ચારિત્ર માટે પ્રયત્ન કરે છે.

## પ્રકરણ ૧૦ મું.

### જાતિ (જન્મ) નિરૂપણ

अनेकमलसंभवे कृमिकुलैः सदा संकुले
विचित्रबहुवेदने बुधविनिंदिते दुःसहे
भ्रमन्नयमनारतं व्यसनसंकटे देहवान्
पुरार्जितवशो भवे भवति भामिनीगर्भके ॥२४३॥

આ દુખ પૂર્ણ ભવમાં અસ્ખલિત પણે ભ્રમણ કરતો મનુષ્ય અનેક મલના ઉત્પત્તિસ્થાન કૃમિ કુલથી, તથા અત્યંત વેદનાથી વિચિત્ર, બુદ્ધજનોથી નિંદિત અને દુઃસહ, સ્ત્રીના ગર્ભમાં પૂર્વભવમાં ઉપાર્જન કરેલા કર્મના વશથી ઉત્પન્ન થાય છે.

शरीरमसुखावहं विविधदोषवर्चोगृहं
सशुक्ररुधिरोद्भवं भवभृता भवे भ्राम्यते
प्रगृह्य भवसंततेर्विदधता निमित्तं विधं
सरागमनसा सुखं प्रचुरमिच्छता तत्कृते ॥२४४॥

આ શરીર કે જે દુખને દેવાવાલું છે, નાનાપ્રકારના દોષ અને મલમુત્રનું ઘર છે અને જે (પોતાનું વીર્ય) અને શુક્ર (માતાનું રજ) તથા રૂધીરથી ઉત્પન્ન થયેલું છે તેને ધારણ કરીને પ્રાણી પ્રેમપૂર્વક તેને માટે અનેક વિધ સુખની યોજના કરે છે અને તે દ્વારા ભવવૃદ્ધિની સામગ્રી સંગ્રહ કરીને આ સંસારમાં પરિભ્રમણ કરે છે.

किमस्य सुखमादितो भवति देहिनो गर्भके
किमंगमलभक्षणप्रभृतिदूषिते शैशवे
किमंगजकृतासुखव्यसनपीडिते यौवने
किमंगगुणमर्दनक्षमजराहते वार्धके ॥२४५॥

પ્રથમથી આ દેહીને ગર્ભને વિષે શું સુખ છે. અંગના મલના ભક્ષણ વીગેરેથી દૂષિત થયેલા બાલ્યાવસ્થામાં શું સુખ છે. પુત્રથી થયેલા દુઃખ અને વ્યસનથી પીડીત થયેલા યૌવનમાં પણ શું સુખ છે. તેમજ શરીરના ગુણના મર્દન યોગ્ય જરાથી પીડાયેલી વૃદ્ધાવસ્થામાં પણ શું સુખ છે.

किमत्र विरसे सुखं दयितकामिनीसेवने
किमन्यजनदुर्लभे द्रविणसंचये नश्वरे
किमस्ति भुवि भंगुरे तनयदर्शने वा भवे
यतोऽत्र गतचेतसा तनुमता रतिर्बध्यते ॥२४६॥

પ્રિયતમા સ્ત્રીના વિરસ સેવનમાં શું સુખ છે. તેમજ અન્યજનની પ્રીતિમાં અને નશ્વર દ્રવ્ય સંચયમાં પણ શું સુખ છે. વળી આ જગતને વિષે આ ભવમાં ભંગુર પુત્ર દર્શનથી પણ શું સુખ છે કે જેથી મૂર્ખ જનો તેને વિષે રક્ત થઈ જાય છે.

गतिर्विगलिता वपुः परिणतं हृषीकं मितं
कुलं नियमितं भवोपि कलितः सुखं संमितं

परिभ्रमकृता भवे भवभृता घटी यंत्रव
द्भवस्थितिरियं सदा परिमिताप्यनंता कृता ॥२४७॥

ગતિ વિકળ થઇ ગઇ, શરીર વૃદ્ધ થયું, ઇંદ્રિયોની શકિત મંદ થઈ, કુળ ઓછું થયું, ભવપણ પૂરો થવા આવ્યો. સુખ પરિમિત થયું અને આ ભવમાં ઘટમાળની માફક જીવ પરિભ્રમણ કરી હમેશાં આ ભવસ્થિતિની ગણત્રી કરી રહ્યો છે છતાં પણ તે અનંતી થતી જાય છે.

तदस्ति न वपुर्भृता यदिह नोपभुक्तं सुखं
न सा गतिरनेकधा गतवता न या गाहिता
न ता नरपतिश्रियः परिचिता न याः संसृतौ
न सोऽस्ति विपयो न यः परिचितः सदा देहिना ॥२४८॥

એવું એક પણ સુખ નથી કે, જે મનુષ્યોએ ભોગવ્યું નહિ હોય. એવી એક પણ ગતિ નથી કે જ્યાં મરણ પામીને અનેક વખત ઉત્પન્ન નહિં થયો હોય, એવી રાજ્ય લક્ષ્મી નથી કે જેનો ભવ ભ્રમણમાં પરિચય નહીં હોય, અને એવો કોઇ વિષય નથી કે જેનાથી મનુષ્યો સદા પરિચિત નહિ હોય.

इदं स्वजनदेहजातनयमातृभार्यामयं
विचित्रमिह केनचिद्रचितमिंद्रजालं ननु
क कस्य कथमत्र को भवति तत्त्वतो देहिनः
स्वकर्मवशवर्तिनस्त्रिभुवने निजो वा परः ॥२४९॥

આ (એકી વખતે) સ્વજન પુત્ર પુત્રી માતા અને ભાર્યામય વિચિત્ર ઇંદ્રજાલ જેવું વપુ કોણે બનાવ્યું ? બાકી તત્વની દૃષ્ટિએ તો ત્રિભુવનમાં સ્વકર્મને વશ રહેનાર દેહીઓને કોઇ કોઇનો સ્વ અથવા પર ક્યાં કોઇરીતે થાય છે ? સ્વ અથવા પર ક્યાં કોનો કેવી રીતે અને કોણ થાય છે.

हृषीकविषयं सुखं किमिह यन्न भुक्तं भवे
किमिच्छति नरः परं सुखमपूर्वभूतं ननु
कुतूहलमपूर्वजं भवति नांगिनोऽस्यास्ति
चेत्समैकसुखसंग्रहे किमपि नो विधत्ते मनः ॥२५०॥

આ પરિવર્તનશીલ સંસારમાં એવું કયું ઇંદ્રિય સુખ બાકી રહ્યું છે, કે જે જીવે અનેકવાર ન ભોગવ્યું હોય. તો પછી અભુક્ત પૂર્વ એવા કયા સુખની જીવ લાલસા રાખે છે. આજ પર્યંત ભોગવેલા સુખની પ્રાપ્તિને માટે જીવને કુતુહળ પણ થતું નથી. જો તેમ હોય તો (એટલે જીજ્ઞાસા થતી હોય તો) સમતા એજ સુખ મેળ-વવા કેમ વૃતચિત્ત થતો નથી.

क्षणेन शमवाननो भवति कोपवान्संस्तो
विवेकविकलः शिशुर्विरहकातरो वा युवा
जराद्रिततनुस्ततो विगतसर्वचेष्टो जरी
दधाति नटवन्नरः प्रचुरवेषरूपं वपुः ॥२५१॥

લોક વ્યવહારમાં એક ક્ષણમાં ક્ષમવાન થાય છે, અને બીજીજ ક્ષણે કોપવાન થાય છે, વિવેક વિકલ બાળક,

અથવા વિરહથી (કાતર) બીકણુ બનેલો યુવાન, ત્યાર પછી વૃદ્ધાવસ્થાને લીધે શિથિલ અંગવાલો અને સર્વ પ્રકારની ચેષ્ટા રહિત વૃદ્ધ બને છે. આવી રીતે નટની માફક નર શરીરને પ્રચુર વેષ રૂપ બનાવે છે.

अनेकगतिचित्रितं विविधजातिभेदाकुलं
समेत्य तनुमद्गुणः प्रचुरचित्त चेष्टोद्यतः
पुरार्जितविचित्रकर्मफलभुग्विचित्रां तनुं
प्रगृह्य नटवत्सदा भ्रमति जन्मरंगांगणे ॥२५२॥

જેવીરીતે અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર રૂપો ધારણુ કરી તેઓની ચેષ્ટાઓ કરી લોકોને ભ્રાન્તિ કરાવે છે. તેવી રીતે પોતાના પુર્વભવમાં ઉપાર્જન કરેલા કર્મોના ફળનો ભોગ ભોગવતો મનુષ્ય નટની માફક ધૂમતો ફરે છે.

अचिंत्यमतिदुस्सहं त्रिविधदुःखमेनोर्जितं
चतुर्विधगतिश्रितं भवभृता न किं प्राप्यते
शरीरमसुखाकरं जगति गृह्णता मुंचता
तनोति न तथाप्ययं विरतिमूर्जितां पापतः ॥२५३॥

આ જગતમાં અસુખનો સમુહ જે શરીર તેને ગૃહણુ કરતો પ્રાણી કલ્પના ન થઈ શકે એવું અતિ દુઃસહ પાપથી ઉપાર્જન કરેલું ચાર ગતિ આશ્રિત જે મન વચન કાયાનું દુઃખ શું પામતો નથી ? તથાપિ તે પાપ કર્મથી શ્લાઘનીય વીરતિ મેળવતો નથી.

भजत्यतनुपीडितो विरहकातरं कामिनीं
करोति मदनोज्झितो विरतिमंगनासंगतः
तपस्यति मुनिः सुखी हसति विक्लवः क्लिश्यति
विचित्रमतिचेष्टितं श्रयति संसृतौ जन्मवान् ॥२५४॥

વિરહથી કાતર બનેલો અને અનંગથી પીડાતો નર કામિની-સ્ત્રી ભોગવે છે અને મદનથી મુક્ત થયેલો સમતા સંગથી વીરતિ મેળવે છે. વળી મુનિજન તપસ્યા કરે છે, સુખી હસે છે, વિકલવ દુઃખ પામે છે. આવીરીતે મનુષ્ય, સંસૃતિ લોક વ્યવહારમાં વિચિત્ર ચેષ્ટાઓ કરે છે.

अनेकभवसंचिता इह हि कर्मणा निर्मिताः
प्रियाप्रियवियोगसंगमविपत्तिसंपत्तयः
भवंति सकलास्विमागतिषु सर्वदा देहिनां
जरामरणवीचिके जननसागरे मज्जतां ॥२५५॥

જરા અને મરણરૂપી મોજાઓ જેમાં ઉછળી રહ્યાં છે, એવા આ ભવસાગરમાં ડુબતાં-ગોથા ખાતાં દેહિઓને, સર્વદા અને સર્વ ગતિમાં આ અનેક ભવથી સંચિત કરેલ, અને કર્મથી નિર્માણ થયેલ પ્રિય અને અપ્રિયનો વિયોગ-યા સંગમ, વિપત્તિ કે સંપત્તિ પ્રાપ્ત થાય છે.

करोम्यहमिदं तदा कृतमिदं करिष्याम्यदः
पुमानिति सदा क्रियाकरणकारणव्यापृतः
विवेकरहिताशयो विगतसर्वधर्मक्षमो
न वेत्ति गतमप्यहो जगति कालमर्त्याकुलः ॥२५६॥

આ હું કરૂ છું, તે વખતે અમુક મેં કીધું અને આ જ હવે હું કરીશ, એવી રીતે ક્રિયાકરણ અને કારણમાં સદા વ્યાવૃત્ત થયેલો, વિવેક વગરના આશયવાલો, અને ધર્મ અને ક્ષમાથી રહિત, અને આકુલ બનેલો મનુષ્ય, આશ્ચર્ય છે કે જગતમાં જતા કાળને જાણતો નથી.

इमे मम धनांगजस्वजनवल्लभादेहजा
सुहृज्जनकमातुलप्रभृतयो भृशं वल्लभाः
मुधेति हतचेतनो भववने खिद्यते यतो
भवति कस्य को जगति वालुकामुष्टिवत् ॥२५७॥

આ ધન, પુત્ર, સ્વજન, વલ્લભા, પુત્રી, મિત્ર, પિતા, માતા, આદિ મ્હારાં છે. મને અતિ વલ્લભ છે એવા વિચારથી હતબુદ્ધિ મનુષ્ય આ ભવાટવીમાં નાહકનો દુઃખી થાય છે. કારણકે રેતીની ભરેલી મુઠ્ઠીની માફક કોણ કોનું છે ?

तनूजजननीपितृस्वसृसुताकलत्रादयो
भवंति निखिला जनाः कृतपरस्परोत्पत्तयः
किमत्र बहुनात्मनो जगति देहजो जायते
धिगस्तु भवसंततिं भवभृतां सदा दुःखदां ॥२५८॥

પરસ્પર ઉત્પત્તિના લીધે સર્વજન, પુત્ર, માતા, પિતા, બ્હેન, પુત્રી, સ્ત્રી આદિ થાય છે. વધુ શું કહેવું. આ સંસારમાં પતિનો જ જીવ, પોતાની સ્ત્રીના પેટે પુત્ર તરીકે અવતરે છે માટે દુખદાઇ પ્રાણીયોના આ સદા ભવ ભ્રમણને ધિક્કાર છે.

विधाय नृपसेवनं धनमवाप्य चित्तेप्सितं
करोमि परिपोषणं निजकुटुंबकस्यांगनाः
मनोनयनवल्लभा समदना निषेवे तथा
सदेति कृतचेतसा स्वहिततो भवे भ्रश्यते ॥२६९॥

રાજસેવા મેળવીને અને મનોવાંછીત ધન પ્રાપ્ત કરીને હું મ્હારા કુટુંબનું પરિપોષણ કરૂં છું, અને તેજ પ્રકારે મન અને નયનને વલ્લભ, સમદના સ્ત્રીઓ ભોગવું છું. આવી રીતે બુદ્ધિ રાખનારો જીવ, સ્વહિતને લીધે ભવમાં ભ્રમણ કરે છે.

विवेकविकलः शिशुः प्रथमतोऽधिकं मोदते
ततो मदनपीडितो युवतिसंगमं वांछति
पुनर्जरसमाश्रितो भवति सर्वनष्टक्रियो
विचित्रमतिजिवितं परिणतेर्न लज्जायते ॥२६०॥

પ્રથમ તો વિવેકથી રહિત જીવ શિશુ વયમાં આનંદ પામે છે, ત્યારપછી મદનથી પીડાતો યુવાન યુવતિના સંગમની ઇચ્છા રાખે છે, અને ત્યારબાદ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરી સર્વક્રિયાથી નષ્ટ થાય છે, આવીરીતે વિવિધ પ્રકારની અવસ્થાના અનુભવથી પણ જેને લજ્જા આવતી નથી.

विनश्वरमिदं वपुर्युवतिमानसं चंचलं
भुजंगकुटिलो विधिः पवनगत्वरं जीवितं
अपायबहुलं धनं बत परिप्लवं यौवनं
तथापि न जना भवव्यसनसंततेर्बिभ्यति ॥२६१॥

આ શરીર નશ્વર છે. યુવતિનું મન ચંચલ છે. વિધિ સર્પની માફક વક્રગતિ છે. જીવિત પવનની માફક ચપલ છે. ધન નાશવંત અને યૌવન અનિશ્ચિત છે, તો પણ મનુજો ભવદુઃખની શ્રેણીથી બ્હીતા નથી.

विपत्तिसहिताः श्रियोऽसुखयुतं सुखं जन्मिनां
वियोगविपदूपिता जगति सज्जनैः संगतिः
रुजोरगविलं वपुर्मरणनिंदितं जन्मिनां
तदप्ययमनारतं हतमतिर्भवे रज्यति ॥२६२॥

લક્ષ્મી વિપત્તિ સહીત છે. પ્રાણીયોનું સુખ દુઃખ યુક્ત છે. સજ્જન સંયોગ આ સંસારમાં વિયોગ રૂપી વિષથી ફલિત થયેલો છે. જન્મધારીયોનું શરીર રોગ રૂપી સર્પના બીલ જેવું પણ નિંદવા યોગ્ય એવા મરણથી અંકીત છે, તોપણ આ હત બુદ્ધિ જન્મમાં તેને ધારણ કરવામાં આનંદ માને છે.

असातहुतभुक्शिखाकवलितंजगन्मंदिरं
सुखं विषमवातभुग्रसनवच्चलं कामजं
जलस्थशशिचंचलां भुवि विलोक्य लोकस्थितिं
विमुंचत जनाः सदा विषयमूर्छनां तत्त्वतः ॥२६३॥

તાત્વિક દૃષ્ટિએ આ જગતરૂપી મંદિર દુઃખરૂપી અગ્નિની પ્રચંડ જ્વાલાથી પ્રજ્વલિત થયલું છે, અને કામજન્ય સુખ સર્પની જીભની માફક અસ્થિર છે, અને

લોક સ્થિતિ જલમાં રહેલા ચંદ્રબિંબ જેવી ચંચલ છે, તેથી હે જનો સદૈવ તમો વિષયમાં આસક્તિ તજો.

भवेऽत्र कठिनस्तनीस्तरललोचनाः कामिनी
धैरापरिवृढश्रियश्चपलचामरभ्राजिताः
रसादिविषयांस्तथा सुखकराश्च कः सेवते
भवेद्यदि जनस्य नो तृणशिरोंबुवज्जिवितं ॥ २६४ ॥

જો મનુષ્યનું જીવન તૃણના અગ્ર ભાગપર રહેલા જલબિન્દુવત્ અસ્થિર ન હોત તો આ ભવમાં કઠીન સ્તની તરલ લોચના સ્ત્રી, ચપલ ચામરોથી શોભતી રાજલક્ષ્મી તથા સુખકર રસાદિ વિષયોનું કોણ સેવન ન કરત? (અર્થાત્ મુનિઓ તપવડે શરીર ગાળી ન નાંખત.)

हसंति धनिनो जना गतधना रुदंत्यातुराः
पठंति कृतबुद्धयोऽकृतधियोऽनिशं शेरते
तपंति मुनिपुंगवा विषयिणो रमंते तथा
करोति नटनर्तनक्रममयं भवे जन्मिनां ॥२६५॥

ધનવાન હસે છે, જ્યારે ગત ધનવાન ચિંતાતુર રૂદન કરે છે. બુદ્ધિશાળી પઠન કરે છે, જ્યારે બુદ્ધિરહિત અહોનિશ પડી રહે છે. મુનિ પુંગવો તપસ્યા કરે છે, જ્યારે વિષયી જનો રમણ કરે છે. આવી રીતે આ ભવ મનુષ્યોને નટની માફક નચાવવાનો ક્રમ કરે છે.

न किं तरललोचना समदकामिनीवल्लभा
विभूतिरपि भूभुजां धवलचामरच्छत्रभृत्
मरुच्चलितदीपवज्जगदिदं विलोक्यास्थिरं
परंतु सकलं जनाः कृतधिया वनांतं गताः ॥२६६॥

મદથી ભરેલી તરલ લોચનાવાળી કામીની તેમજ રાજાઓની ધવલ ચામર અને શુભ્ર છત્રની વિભૂતિ પણ શું વ્હાલી લાગતી નથી ? તથાપિ પવનથી ચલિત થયેલ દીપકની જેમ આ સમગ્ર જગત અસ્થિર જોઇને બુદ્ધિશાળી જનો વનમાં જતા રહ્યા છે.

इति प्रकुपितोरगप्रमुखभंगुरां सर्वदा
निधाय निजचेतसि प्रबलदुःखदां संसृतिं
विमुंचत परिग्रहग्रहमनार्जवं सज्जना
यदीच्छत सुखामृतं रसितुमस्तसर्वाशुभं ॥२६७॥

આ પ્રમાણે કોપાયમાન થયેલા સર્પ જેવી અને ભંગુર તેમજ અતિ દુઃખદાઇ સંસૃતિને હમેશાં નિજ હૃદયને વિષે ધારણ કરીને, સર્વ અશુભ જેમાં નાશ પામ્યું છે તેવા સુખરૂપ અમૃતનું આસ્વાદન કરવાને જો તમો ઇચ્છતા હો તો હે સજ્જનો પરિગ્રહ અને રાગનો ત્યાગ કરો.

मनोभवशरार्दितः स्मरति कामिनीं यो नरो
विचिंतयति सा परं मदनकातरांगी नरं
परोऽपि परभामिनीमिति विभिन्नभावेप्सितां
विलोक्य जगतः स्थितिं बुधजनास्तपः कुर्वते ॥२६८॥

મદન બાણથી વિંધાયેલો નર જે સ્રીનું રટણ કરે છે તે મદનથી વિહ્વલ બનેલી સ્રી અન્ય જનનું ચિંતવન કરે છે તે અન્ય જન પણ અન્ય સ્રીને વાંછે છે. આવા પ્રકારની વિભિન્ન ભાવની વાંચ્છનાવાળી જગતની સ્થિતિ જોઇને બુદ્ધિજનો તપ કરે છે.

## પ્રકરણ ૧૧ મું.

### જરા નિરૂપણ

जनयति वचोऽव्यक्तं वक्त्रं तनोति मलाविलं
स्खलयति गतिं, हंति स्थाम, श्लथी कुरुते तनुं
दहति शिखिवत्सर्वांगानां च यौवनकाननं
गमयति वपुर्मर्त्यानां वा करोति जरा न किं ॥२६९॥

જરા શબ્દોચ્ચારણને અવ્યક્ત બનાવે છે, મોઢાને મળથી ખરડાએલું કરે છે, ગતિસ્ખલિત કરે છે, સામર્થ્ય વીર્યને હણે છે, શરીરને શિથિલ કરે છે, તે ગૌરાંગી અગ્નિની જેમ યૌવન રૂપી વનને બાળી નાંખે છે, અને મનુષ્યોના શરીરનો નાશ કરે છે અથવા જરા શું નથી કરતી?

प्रबलपवनपात ध्वस्तप्रदीप शिखोपमै
रलिमलनिभैः कामोद्भूतैः सुखैर्विषसंनिभैः
समपरिचितैर्दुःखप्रांतैः सतामतिनिंदितै
रिति कृतमनाः शंके वृद्धः प्रकंपयते करौ ॥२७०॥

જોસભેર ફુંકાતા પવનના ઝપાટાથી બુઝાઇ ગયેલી દીવાની શીખા સમાન ક્ષણ વિનાશી, અને સજ્જનોએ નિંદિત એવા કામજન્ય સુખ, પરિણામે દુઃખ દેનારા છે; અને વિષ તુલ્ય વિનાશક છે એમ અનુભવથી સિદ્ધ, હું માનુ છું કે વૃદ્ધ પોતાના હાથ કંપાવે છે.

चलयति तनुं, दृष्टेर्भ्रांति करोति, शरीरिणां
रचयति बलादव्यक्तोक्तिं, तनोति गतिक्षितिं

जनयति जने मुग्धां निंदामनर्थपरंपरां
हरति सुरभिं गंधं देहाज्जरा मदिरा यथाः ॥२७१॥

મદિરાની જેમ જરા શરીરને અસ્થિર બનાવે છે. મનુષ્યની દષ્ટિની ભ્રાન્તિ કરે છે. મહાબળે કરીને અવ્યકતોચ્ચારણ કરાવે છે. ગતિની ક્ષતિ કરે છે. ધિક્કારવા યોગ્ય અને નિંદનિય અનર્થ પરંપરાયે જન્મ આપે છે અને દેહના સુરભિગંધનું હરણ કરે છે.

भवति मरणं प्रत्यासन्नं, विनश्यति यौवनं
प्रभवति जरा सर्वांगानां विनाशविधायिनी
विरमत बुधाः कामार्थेभ्यो वृषे कुरुतादरं
वदितुमिति वा कर्णोपांतस्थितं पलितं जने ॥२७२॥

વૃદ્ધાવસ્થાનો દૂત પળી-ધોળોવાળ કર્ણ પાસે જઇને કહે છે કે હે બુદ્ધજનો કામ અને અર્થથી વિરામ પામો ને ઉત્તમ ધર્મનો આદર કરો-કારણ મરણ તદ્દન નજીકમાં છે. યૌવન નાશ પામે છે, અને સર્વે અંગનો વિનાશ કરનારી જરાનું સામ્રાજ્ય વર્તે છે.

मदनसदृशं यं पश्यंती विलोचनहारिणी
शिथिलिततनुः कामावस्थां गता मदनातुरा
तदपि जरसा शीर्णं मर्त्यं बलादिह भोज्यते
जगति युवतिर्वा भेषज्यं विमुक्तरतस्पृहा ॥२७३॥

જે મદન તુલ્ય નરને જોઈને વિલોચન હારિણી, મદનની પીડાથી આતુર બનેલી અને તેથી શિથિલ થયેલ શરીરવાળી સ્ત્રી કામાવસ્થાને પ્રાપ્ત થતી હતી, તેજ વિક્ષીર્ણ

અંગવાળા મર્ત્યને જેશ બળાત્કારથી ભોગવે છે. જગતમાં સુવતિ અને ઔષધ શું રત (કામ ક્રીડાથી) મુક્ત છે?

भवति विषयान् भोक्तुं मोक्तुं न च क्षमचेष्टितो
वपुषि जरसा जीर्णो देही विधूतबलः परं
रसति तरसा त्वस्थीनि श्वा यथा त्रपयोज्झितः
कररसनया धिग्जीवानां विचेष्टितमीदृशं ॥२७४॥

જો કે વૃદ્ધાવસ્થામાં પુરૂષ બળરહિત અને જીર્ણ અંગવાળો થાય છે, તો પણ વિષયોને તજવાને તેની ઈચ્છા થતી નથી બલ્કે ભોગવવાની ઇચ્છા થતી રહે છે. જેમ કુતરો બેશરમ બની તૃષ્ણાને વશ થઇ માંસ રહિત શુષ્ક હાડકાનો આનંદથી આસ્વાદ કરે છે અને છોડતો નથી. તેમ! માટે જીવોની આવી ચેષ્ટાને ધિક્કાર છે.

तिमिरपिहिते नेत्रे लालावलीमलिनं मुखं
विगलितगती पादौ देहो विसंस्थुलतां गतः
पलितकलितो मूर्धा कंपत्यबोधि जरांगना
मिति कृतपदां तृष्णा नारी तथापि न मुंचति ॥२७५॥

આ દુનિયાનો એવો સામાન્ય નિયમ છે કે જ્યારે સ્રી પોતાની આસક્તિ બીજી સ્રી સાથે ચાલતી જાણે છે કે તરત પેલી સ્રી તેને તજી દે છે, પણ તૃષ્ણારૂપી સ્રી તો એવી નિર્લજ્જ છે કે આ સામાન્ય નિયમનું ઉલ્લંઘન કરનારી છે. કારણકે જરારૂપી અન્ય સ્રીએ પુરૂષનો કબજો લીધો અને પોતાની સત્તા જમાવી છે એમ જુવે છે, એટલે કે મનુષ્યના નેત્રમાંથી તેજ અલોપ થઇ ગયું,

મુખ લાળથી મલિન થઇ ગયું, પગ પણ લથડવા લાગ્યા, દેહ કંપવા લાગ્યું અને મસ્તક બધું શ્વેત થઇ ગયું, છતાં પણ તેને ત્યજતી નથી.

गलति सकलं रूपं, लालां विमुंचति जल्पनं
स्खलति गमनं दंता नाशं श्रयंति शरीरिणः
विरमति मति र्नो शुश्रूषां करोति च गेहिनी
वपुषि जरसा ग्रस्तं वाक्यं तनोति न देहजः ॥२७६॥

જરા શરીરને ઘેરી લે છે, ત્યારે સકલ રૂપ જતું રહે છે, લાળ નીકળે છે, બકબકારો શરૂ થાય છે, ગતિ સ્ખલના પામે છે. અને દાંત પડી જાય છે, અને બુદ્ધિ વિરામ પામે છે, સ્ત્રી ચાકરી કરતી નથી અને પુત્ર બોલતો પણ નથી. આવીરીતે જરા જોકે દુખદાઇ છે ખરી, પણ શાંત ચિત્તે વિચાર કરવામાં આવે તો જરા મનુષ્યોની વિવેક બુદ્ધિને જાગૃત કરીને તેને ધર્મકરણી કરવા પ્રેરે છે.

रचयति मतिं धर्मे, नीतिं तनोत्यतिनिर्मलां
विषयविरतिं धत्ते, चेतः शमं नयते परां
व्यसननिहतिं दत्ते, सूते विनीतिमथार्चितां
मनसि निहिता मायः पुसां करोति जरा हितं ॥२७७॥

ધર્મ તરફ મતિને દોરે છે, અને નિર્મળ નીતિને વધારે છે, વિષયથી વિરતિ પ્રાપ્ત કરાવે છે, ચિત્તને શાંતિ આપે છે, વ્યસનનો નાશ કરે છે, પુજનિય વિનીતિ વિનયનો ઉદ્ભવ કરાવીને મનમાં સચોટ બેઠેલી જરા જનોને ઘણા ભાગે હિત કરે છે.

युवतिरपरा नो भोक्तव्या त्वया मम संनिधाविति
निगदितस्तृष्णां योषां न मुंचसि किं शठ
निगदितुमिति श्रोत्रोपांतं गतेव जरांगना
पलितमिषतो न स्त्रीमन्यां यतः सहतेऽङ्गना ॥२७८॥

જરારૂપી સ્ત્રી પલીના મિષ હેઠળ કાન પાસે જઇ આ પ્રમાણે કહે છે કે મારી હાજરીમાં અન્ય તૃષ્ણા રૂપી સ્ત્રી તારે ભોગવવી નહિ, કારણ કે સ્ત્રીઓ અન્ય સ્ત્રીને સહન કરી શકતી નથી. આવી રીતે શાસિત જન શું તૃષ્ણા રૂપી સ્ત્રી ત્યજતો નથી?

वचनरचना जाताव्यक्ता मुखं वलिभिः श्रितं
नयनयुगलं ध्वांताघ्रातं श्रितं पलितं शिरः
विघटितगती पादौ हस्तौ सवेपथुतां गतौ
तदपि मनस्तृष्णा कष्टं व्युपैति न देहिनां ॥२७९॥

શબ્દ રચના અવ્યક્ત થઇ, મુખ કરચલીથી ભરાઈ ગયું, અને આંખો આંધળી થઇ ગઇ, નાકની શક્તિ મંદ થઇ, શિર પલિત થયું, પગ લથડવા લાગ્યા, હાથ ધ્રુજવા લાગ્યા તો પણ મનુષ્યોની મનની તૃષ્ણા અફસોસ છે કે નાશ થતી નથી.

सुखकरतनुस्पर्शां गौरीं करग्रहलालितां
नयनदयितां वंशोद्भूतां शरीरबलप्रदां
धृतसरलतां वृद्धो यष्टिं न पर्वविभूषितां
त्यजति तरुणीं त्यक्त्वाप्यन्यां जरावनितासखीं ॥२८०॥

સ્ત્રીને તજી તોપણ અન્ય સ્ત્રીને (જરારૂપી સ્ત્રી સખી જે લાકડી) તેને વૃદ્ધ તજતો નથી. ને લાકડી રૂપી સ્ત્રી કેવી છે તો કે જેનો સ્પર્શ સુખકર છે, ગૌરવર્ણવાળી, હાથમાં લઈ લાલન કરે તેવી, આંખને વ્હાલી, વંશ-વાંસના કુળમાંથી ઉત્પન્ન થયેલી, શરીરને બળ અર્પનારી, સરલતા વાળી, (સીધી અને ગાંઠાવિનાની) પર્વથી (ભૂહથી) વિભૂષિત થયેલી છે.

त्यजसि न हते तृष्णायोपे जरांगनया नरं
रमितवपुषं धिक्ते स्त्रीत्वं शठे त्रपयोज्झिते
इति निगदिता कर्णाभ्यर्णे गतैः पलितैरियं
तदपि न गता तृष्णा का वा नु मुंचति वल्लभां ॥२८१॥

હે હતભાગીની તૃષ્ણા રૂપી સ્ત્રી ! જરાંગનાએ જેની સાથે રમણ કર્યું છે, તેવા નરને પણ તું ત્યજતી નથી હે નિર્લજ લુચ્ચી (શઠ) ! તારા સ્ત્રીત્વને ધિક્કાર છે, આવીરીતે કર્ણોપાસે રહેલા પલીઓએ તૃષ્ણાને કહ્યું તો પણ તે ગઇ નહિ અર્થાત્ પોતાના વલ્લભને કોણ છોડે

त्यजत विषयान्दुःखोत्पत्तौ पटूननिशं खलान्
भजत विषयान् जन्मारातेर्निराशकृतौ हितान्
जरयति यतः कालः कायं निहंति च जीवितं
वदितुमिति वा कर्णोपांते गतं पलितं जनाः ॥२८२॥

કર્ણોપાંતે રહેલા પલિઓ પણ આ પ્રમાણે સૂચવે છે કે હે જનો હમેશાં દુઃખોત્પતિમાં નિપુણ અને દૃષ્ય વિષયોને તજો, અને જન્મ મરણરૂપી દુશ્મનને હતાશ નિરાશ કરવામાં

'કુશલ વિષયોને ભોગવ, તેનું અવલંબન કર, કારણ કાળ કાયાને જીર્ણ બનાવે છે અને જીવીતને હણે છે.

हरति विषयान् दंडालंबे करोति गतिस्थिती
स्खलयति पथि स्पष्टं नार्थं विलोकयितुं क्षमा
परिभवकृताः सर्वाश्चेष्टास्तनोत्यनिवारिता
कुनृपमतिवद्देहं नृणां जरा परिजृंभते ॥२८३॥

જરા વિષયોને દૂર કરે છે, ગતિ અને સ્થિતિ દંડના અવલંબન આધારથી કરે છે. માર્ગે સ્ખલના પમાડે છે. અને પદાર્થ સ્પષ્ટરીતે જોવાને અશક્ત બનાવે છે. સર્વ ચેષ્ટાઓને અનિવારિત રીતે અપમાનકારક બનાવે છે. કુનૃપની માફક જરા મનુષ્યના દેહને ઉઘાડી પાડે છે.

शिरसि निभृतं कृत्वा पादं प्रपातयति द्विजान्
पिबति रुधिरं, मांसं सर्वं समत्ति शरीरिणां
स्थपुटविषमं चर्मांगानां दधाति शरीरिणां
विचरति जरा संहाराय क्षिताविव राक्षसी ॥२८४॥

જરા રાક્ષસી માથાપર ગુપ્તપણે પગ પેસારો કરી દાંતને પાડે છે, લોહી પીએ છે, અને શરીરનું સર્વમાંસનું ભક્ષણ કરે છે, મનુષ્યોની ચામડીને વિષમ ખાડા ખબચા-વાળી બનાવે છે, જરા આ અવની તટપર રાક્ષસીની માફક દેહધારીઓના સંહાર અર્થે વિચરે છે.

भुवनसदनप्राणिग्रामप्रकंपविधायिनी
[illegible] भीमा [illegible]रा जराज[illegible]ी रुपा

निहितमनसं तृष्णानार्यां निरीक्ष्य नरं भृशं
पलितमिषतो जातेर्ष्या वा करोति कचग्रहं ॥२८५॥

આ ભયંકર જરારૂપી સ્ત્રી તૃષ્ણા રૂપી સ્ત્રીમાં પુરૂષને ફસેલો દેખીને ઇર્ષ્યા ઉત્પન્ન થવાથી પલીના મીષે તેના કેશ ગૃહણ કરે છે, અને સંસારરૂપી ગૃહમાં વસનારા સમસ્ત પ્રાણીઓના દેહમાં કોપથી કંપારી છોડાવે છે.

विमदमृपिवच्छ्रीकंठं वा गदांकितविग्रहं
शिशिरकरवद्धक्त्रं वेशं विरूपविलोचनं
रविमिव तमोमुक्तं दंडाश्रितं च यमं यथा
नृपमपि विना मर्त्यं निंद्या करोतितरां जरा ॥२८६॥

નિંદવા યોગ્ય જરા ઉત્તમ જનને પણ નાહક રૂપીની માફક મદથી રહિત, શ્રીકંઠ(શિવ-વિષ્ણુ) ની માફક ગદાંકિત શરીરવાળો, ચંદ્રની જેમ સફેદ પુણી જેવા મુખવાળો, વિરૂપ અને આંખને ન ગમે તેવા વેષવાળો, સુર્યની જેમ તમોમુક્ત નિંદ્રાથી રહિત અને યમની માફક દંડ લાકડીના અવલંબન વાળો બનાવે છે.

विगतदशनं शश्वल्लालातताकुलसृक्ककं
स्खलति चरणाक्षेपं तुंडापरिस्फुटजल्पनं
रहितकरणव्यक्तारंभं मृदूकृतमूर्धजं
पुनरपि नरं पापा वालं करोतितरां जरा ॥२८७॥

દાંત વગરનો, હમેશ નીકળતી લાળથી ખરડાએલા છે મુખના છેડા જેના, ચાલવામાં સ્ખલના પામતો, મુખથી અસ્પૃષ્ટ લવારો કરતો, જેની ઇંદ્રિયો સતેજ નથી, અને

કેશ પણ જેના મૃદુ થયા છે, એવી રીતે દુષ્ટ પાપીણી જરા મનુષ્યને ફરી બાળક બનાવી દે છે.

अहह नयने मिथ्यादृग्वत्सदीक्षणवर्जिते
श्रवणयुगलं दुष्पुत्रो वा शृणोति न भाषितं
स्खलति चरणद्वंद्वं मार्गे मदाकुललोकव
द्वपुपि जरसा जीर्णे वर्णो व्यपैति कलत्रवत् ॥२८८॥

અહો શરીર જરાથી જ્યારે જીર્ણ થાય છે ત્યારે નયનો મિથ્યાદૃષ્ટીની સમાન સદ્દર્શન ( સમ્યક્દર્શન ) શક્તિ રહિત થાય છે, કુપુત્રની જેમ કર્ણયુગલ બોલેલું સાંભળતા નથી, મદથી આકુળ થએલા લોકની જેમ રસ્તામાં ચરણ સ્ખલના પામે છે, અને અંગ પરનો વર્ણ કલત્રની જેમ જતો રહે છે.

मुदितमनसो दृष्ट्वा रूपं यदीयमकृत्रिमं
परवशधियः कामाक्षिप्तैर्भवंति शिलीमुखैः
धवलितमुखभ्रूमूर्धानं जरसा (?) धरात्रयं
झटिति मनुजं चांडालं त्यजंति जनीजनाः ॥२८९॥

જે સ્ત્રીઓ પહેલાં જે પુરૂષનું અકૃત્રિમ સ્વભાવિક રૂપ નિહાળીને આનંદ પામતી હતી, અને જેમાં કામના બાણથી વિંધાઇ જઇ પરવશ બની જેને આધિન થતી હતી, તેઓ જ્યારે તેજ પુરૂષને જરાથી શ્વેત થયેલા મુખવાળો જુવે છે ત્યારે તેને ચંડાલની જેમ અસ્પૃશ્ય ગણી તરતજ ત્યજી જાય છે.

नयनयुगलं व्यक्तं रूपं विलोकितुमक्षमं
पलितकलितो मूर्धा कंपी श्रुती श्रुतिवर्जिते
वपुषि जरसाश्लिष्टे नष्टं विचेष्टितमुत्तमं
मरणचकितो नांगी धत्ते तथापि तपो हितं ॥२९०॥

જ્યારે જરા શરીરને આશ્લેષ કરે છે, ત્યારે નયન યુગલ વ્યક્ત રૂપને જોવાને પણ અશક્તીમાન થાય છે. માથું ડોલ્યા કરે છે, અને પલીથી ભરાઇ જાય છે. કર્ણો શ્રવણશક્તિ રહિત થાય છે અને ઉત્તમ ચેષ્ટા પણ નાશ પામે છે, તોપણ મરણથી ચકિત થયેલો મનુષ્ય હિતકારણ તપને ધારણ કરતો નથી.

द्युतिगतिधृतिप्रज्ञालक्ष्मीपुरःसरयोषितः
सितकचवलिव्याजान्मर्त्यं निरीक्ष्य जरांगनां
प्रदधति रुपा तृष्णा नारी पुनर्न विनिर्गता
त्यजति हि न वा स्त्री प्रेयांसं कृतागसमप्यलं ॥२९१॥

માથાના વાળ સફેદ થવાથી જરારૂપી શોકયની સત્તા પુરૂષપર જામેલી છે. એમ જોઇને ઇર્ષ્યાથી કાંતિ, ગતિ, ધૃતિ, બુદ્ધિ લક્ષ્મી આદિ સ્ત્રીઓ તો તેને છોડીને ચાલી જાય છે. પણ એક તૃષ્ણારૂપી સ્ત્રી જતી નથી તે બરાબર છે, કારણ અપરાધી એવા પણ પોતાના પ્રીયતમને સ્ત્રી ત્યજી શકતી નથી.

परिणतिमतिस्पष्टां दृष्ट्वा तनोर्गुणनाशिनीं
झटिति तु नराः संसाराब्धेः समुत्तरणोद्यताः
जिनपतिमतं श्रित्वा पूतं विमुच्य परिग्रहं
विदधति हितं कृत्यं सम्यक्तपश्चरणादिकं ॥२९२॥

શરીરના ગુણુનો નાશ કરનારી અતિસ્પષ્ટ પરિણુતી જોઇને સંસાર સાગરથી તુરત પાર પામવાને પવિત્ર જીનમતનું શરણુ લઇ પરિગ્રહ (સંસારિક મમતા) ત્યજી, સમ્યક્ તપ અને સમ્યક્ ચારિત્ર આદિ હિત કાર્યોમાં બુદ્ધિમાન લોક આદર કરે છે.

---

## પ્રકરણુ ૧૨ મું.

---

### મૃત્યુ નિરૂપણુ

संसारे भ्रमतां पुरार्जितवशाद् दुःखं सुखं चाश्नुतां
चित्र जीवितमंगीनां स्वपरतः संपद्यमानापदां
दंतांतःपतितं मनोहररसं कालेन पक्वं फलं
स्थास्यत्यत्र कियच्चिरं तनुमतस्तीव्रक्षुधाचर्वितं ॥२९३॥

પુર્વ ભવમાં ઉપાર્જન કરેલા પાપ અને પુણ્યના ઉદયથી, દુખ અને સુખ ભોગવતાં થકાં સંસારમાં પરિભ્રમણ કરતા, સ્વ અને પરની બુદ્ધિથી નાના પ્રકારની આપત્તિઓ વ્હોરી લેનાર પ્રાણીઓનું, વિચિત્ર જીવન અતિક્ષુધાતુર મનુષ્યના દાંતની મધ્ય પડેલા, મનોહર રસવાળા અને યોગ્ય સમયમાં પાકેલા ફળની જેમ કેટલો કાળ સ્થીર રહી શકે છે ?

नित्यं व्याधिशताकुलस्य विधिना संक्षिप्यमाणायुषो
नाश्चर्यं भववर्तिनः श्रमवतो यज्जायते पंचता
किं नामाद्भुतमत्र काननतरोरत्याकुलात्पक्षिभि-
र्यत्मोद्यत्पवनमतापनिहतं पक्वं फलं भ्रश्यति ॥२९४॥

નિત્ય સેંકડો વ્યાધિથી આકુલ બનેલા, અને વિધિએ જેનું આયુષ્ય ટુંકું નિર્માણ કર્યું છે તેવા, થાકેલા ભવવર્તિઓ પંચત્વ મૃત્યુને પામે તેમાં નવાઇ નથી. દૃષ્ટાંત, પક્ષીઓથી સદા વ્યાપ્ત રહેનાર વન વૃક્ષ પરથી પવનના મજબુત ઝપાટાથી છુટું પડેલું પાકેલું ફળ જો પડી જાય, તો તેમાં શું આશ્ચર્ય છે ?

निर्धूतान्यबलोऽविचिंत्यमहिमा प्रध्वस्तदुर्गक्रियो
विश्वव्यापिगतिः कृपाविरहितो दुर्बोधमंत्रः शठः
शस्त्रास्त्रोदकपावकारिपवनव्याध्यादिनानायुधो
गर्भादावपि हंति जंतुमखिलं दुर्वारवीर्यो यमः ॥२९५॥

અન્ય બળને નહિ ગણકારતો, અવિચિંત્ય મહિમાવાળો, દુર્ગ ક્રિયાથી રહિત, વિશ્વવ્યાપી ગતિવાળો, કૃપા રહિત, દુર્બોધ મંત્ર છે જેનો એવો શઠ, શસ્ત્ર અસ્ત્ર પાણી અગ્ની શત્રુ પવન વ્યાધિ આદિથી નાના પ્રકારના આયુધોથી સજ્જ થયેલો, દુર્વાર વીર્યવાળો, જે મૃત્યુદેવ ગર્ભમાંથી પણ સમસ્ત જંતુને હણે છે.

प्राज्ञं मूर्खमनार्यमार्यमधनं द्रव्याधिपं दुःखितं
सौख्योपेतमनामयामयनिहतं धर्मार्थिनं पापिनं
व्यावृत्तं व्यसनादराद् व्यसनिनं व्यासाकुलं दानिनं
शिष्टं दुष्टमनर्थमखिलं लोकं निहंत्यंतकः ॥२९६॥

ડાહ્યો અને મુર્ખ, આર્ય અને અનાર્ય, દરિદ્રી અને ધની, ગરીબ અને તવંગર, દુઃખી અને સુખી, નિરોગી અને રોગી, ધર્માર્થી અને પાપી, વ્યસનાદરથી

રહીત અને વ્યસની, લોભી અને દાની, શિષ્ટ અને દુષ્ટ, પૂજનીય અને અપૂજનીય, સર્વ જનોને મૃત્યુ દેવ હણે છે.

देवाराधनमंत्रतंत्रहवनध्यानगृहेज्याजप–
स्थानत्यागधराप्रवेशगमनव्रज्याद्विजार्चादिभिः
अत्युग्रेण यमेश्वरेण तनुमानंगीकृतो भक्षितुं–
व्याघ्रेणेव बुभुक्षितेन गहने नो शक्यते रक्षितुं ॥२९७॥

અટવીમાં ભૂખ્યા અને ક્ષુધાતુર વાઘની જેમ અતિ ઉગ્ર યમ દેવે ભક્ષણ કરવાને અંગીકાર કીધેલા તનુમાનને, દેવારાધન, મંત્ર, તંત્ર, હવન, ધ્યાન, ગૃહ, યજ્ઞ, જપ, સ્થાન, ત્યાગ, ધરા પ્રવેશ, ભિક્ષાટન, દ્વિજ પૂજા આદિ કોઈ રક્ષણ કરવાને શક્તિમાન નથી.

प्रारब्धो ग्रसितुं यमेन तनुमान दुर्वारवीर्येण य–
स्तं त्रातुं भुवने न कोऽपि सकले शक्तो नरो वा सुरः
नो चेद्देवनरेश्वरप्रभृतयः पृथ्व्यां सदा स्युर्जना
विज्ञायेति करोति शुद्धधिषणो धर्मे मतिं शाश्वते ॥२९८॥

દુર્વાર વીર્ય છે જેનું એવા યમે, જેને ગળી જવાનો આરંભ કર્યો છે તેને બચાવવાને સકળ ભુવનમાં નર વા દેવ, કોઈપણ શક્તિમાન નથી. જો તેમ ન હોય તો રાજા આદિજનો આ અવનિ તટ પર સદા સર્વદા રહેત, એમ સમજી શુદ્ધબુદ્ધિશાળી જન શાશ્વત એવો જે ધર્મ, તેને વિષે મન લગાડે છે.

चंद्रादित्यपुरंदरक्षितिधरश्रीकंठसीर्यादयो
ये कीर्तिद्युतिकांतिधीधनबलप्रख्यातपुण्योदयाः

स्वे स्वे ते ऽपि कृतांतदंतकलिताः काले व्रजंति क्षयं
किं चान्येषु कथा सुचारुमतयो धर्मे मतिं कुर्वतां ॥२९९॥

ચંદ્ર, આદિત્ય, પુરંદર, ઈંદ્ર, ક્ષિતિધર, શ્રીકંઠ, બલરામ આદિ જેઓ કીર્તિ ધૃતિ કાન્તિ બુદ્ધિ ધન બળના ધારક અને પ્રખ્યાત પુણ્યોદયવાળા હતા તેપણ મૃત્યુદેવની દાઢમાં બેઠેલા પોતપોતાના વખતે વિલય પામ્યા. બીજાની વાત તો કયાં કરવી? માટે હે ચારૂમતિ જનો! ધર્મને વિષે પ્રવૃત્ત થાઓ.

ये लोकेशशिरोमणिद्युतिजलप्रक्षालितांघ्रिद्वया
लोकालोकविलोकिकेवलसत्साम्राज्यलक्ष्मीधराः
प्रक्षीणायुषि यांति तीर्थपतयस्तेऽप्यस्तदेहास्पदं
तत्रान्यस्य कथं भवेद्भवभृतः क्षीणायुषो जीवितं ॥३००॥

જેના ચરણ યુગલ લોકેશના મુકુટ મણીથી, પ્રભારૂપી જલથી પ્રક્ષાલન થયેલા છે અને લોક અને અલોકને જોનારૂ કેવલજ્ઞાનથી શોભતી સામ્રાજ્ય લક્ષ્મીના ધારક, એવા તીર્થંકરો પણ આયુષ્ય પૂર્ણ થયે અસ્તદેહના ભાજન છે, ત્યાં અન્ય ક્ષીણ આયુષ્યવાળા ભવવર્તિનું જીવિત તો કયાંથી રહે?

द्वात्रिंशन्मुकुटावतंसितशिरोभूभृत्सहस्रार्चिताः
षट्खंडक्षितिमंडना नृपतयः साम्राज्यलक्ष्मीधराः
नीता येन विनाशमत्र विधिना सोऽन्यान् विमुंचेत्कथं
कल्पांतश्वसनो गिरींश्चलयति स्थैर्यं तृणानां कुतः ॥३०१॥

બત્રીસ હજાર મુકુટધારી નૃપતિથી પૂજાયેલા, છખંડ-

પૃથ્વીના મંડનરૂપ, સામ્રાજ્ય લક્ષ્મીના ધારક, એવા રાજાઓ જે વિધિથી નાશ પામ્યા છે તો તે બીજાને છોડે કેમ ? કલ્પાંત કાળનો પવન પર્વતોને ચલાયમાન કરે છે તો ત્યાં તણખલાની સ્થિતિ તો ક્યાંથી હોય ?

यत्रादित्यशशांकमारुतघना नो संति संत्यत्र ते
देशा यत्र न मृत्युरंजनजनो नो सोऽस्ति देशः क्वचित्
सम्यग्दर्शनबोधवृत्तजनितां मुक्त्वा विमुक्तिक्षितिं
संचिंत्येति विचक्षणाः पुरु तपः कुर्वंतु तामीप्सवः ॥२०२॥

આ જગતમાં સુર્ય, ચંદ્ર, પવન, વર્ષાદ આદિ ન હોય તેવા દેશ અસ્તિ ધરાવે છે, પણ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્રથી પ્રાપ્ત થતી મુક્તિ સ્થળને વર્જીને એવો એકે દેશ નથી, કે જ્યાં મૃત્યુને રંજન કરનારા જનો ન હોય; એમ સમજી હે મુક્તિના અભિલાષી જનો તપ તપો.

येषां स्त्रीस्तनचक्रवाकयुगले पीतांशुराजत्तटे
निर्यत्कौस्तुभरत्नरश्मिसलिले आस्यांबुजभ्राजिते
श्रीवृक्षःकमलाकरे गतभया क्रीडां चकारापरां
श्रीर्हि श्रीहरयोऽपि ते मृतिमिताः कुत्रापरेषां स्थितिः॥२०३॥

સ્રીના સ્તનરૂપી ચક્રવાક યુગલથી યુક્ત, અને પીતાંબર રૂપી તનથી શોભતાં, કૌસ્તુભરત્નમાંથી નીકળતા કીરણોરૂપી જલ યુક્ત, અને મુખરૂપી કમલથી અલંકૃત, જેના વક્ષસ્થલરૂપી સરોવરમાં સાક્ષાત લક્ષ્મીએ નિર્ભય

રીતે ક્રીડા કરી છે એવા શ્રી કૃષ્ણદેવ પણ મૃત્યુને વશ થયા, તો પછી અન્યજનની તો શું સ્થિતિ ?

भोक्ता यत्र वितृप्तिरंतकविभुर्भोज्याः समस्तांगिनः
कालेशः परिवेषकोऽश्रमतनुर्ग्रासा विसंत्यक्रमैः
वक्त्रे तस्य निशातदंतकलिते तत्र स्थितिः कीदृशी
जीवानामिति मृत्युभीतमनसो जैनं तपः कुर्वते ॥३०४॥

જ્યાં ભોક્તા (ભોજન કરનાર) અતૃપ્ત મૃત્યુદેવ છે, અને ભોજ્ય (ખાવાનો પદાર્થ) સમસ્ત અંગધારી છે, વળી શ્રમને નહિ જાણતો એવો કાળેશ પીરસનાર પરિવેષક છે અને જ્યાં કવળો ક્રમ રહિતપણે મુખમાં પ્રવેશ કરે છે તેના તીક્ષ્ણ દંતવાળા મુખમાં જીવોની શું સ્થિતિ એમ વિચારી મૃત્યુથી ભીરૂ બનેલા જનો જૈનીય તપ કરે છે.

उद्धर्तुं धरणीं निशाकररवी क्षेप्तुं मरुन्मार्गतो
वातं स्तंभयितुं पयोनिधिजलं पातुं गिरिं चूर्णितुं
शक्ता यत्र विशंति मृत्युवदने कान्यस्य तत्र स्थिति
र्यस्मिन्मांति गिरिर्विले सह वनैः कात्र व्यवस्था ह्यणोः॥३०५॥

ધરણી ધારણ કરવા અર્થે, શશી અને રવીને મરૂતના માર્ગમાંથી ફેંકી દેવા માટે, પવનને અટકાવવા અર્થે, સમુદ્રજલ પીવા માટે, અને ગિરિને ચૂર્ણ કરવા અર્થે, ઈંદ્રોએ જે મૃત્યુવદન વિષે પ્રવેશ કર્યો ? ત્યાં અન્ય જનોની શું સ્થિતિ ? જે બીલમાં વનો સહિત ગિરિ સમાઈ જાય છે, ત્યાં અણુની શું અવસ્થા ?

सुग्रीवांगदनीलमारुतसुतप्रष्टैः कृताराधनो
रामो येन विनाशितस्त्रिभुवन मरण्यातकीर्तिध्वजः
मृत्योस्तस्य परेषु देहिषु कथा का निघ्नतो विद्यते
कात्रास्था नयतो द्विपं हि शशको निर्यापकः श्रोतसः ॥३०६॥

સુગ્રીવ, અંગદ, નીલ, હનુમાનથી, જેનું આરાધન થયેલું છે, અને જેનો કિર્તિધ્વજ ત્રિભુવનમાં ફરકી રહ્યો છે તે રામને, જે મૃત્યુએ હણ્યો તે ઘાતકીની આગળ બીજા દેહીઓની વાતજ શું હોય. જે નદીયોનું પૂર હાથીઓને તાણી જાય છે, ત્યાં તે શું સસલાને છોડી દે ખરૂં.

अत्यंतं कुरुतां रसायनविधिं वाक्यं प्रियं जल्पतु
वार्धेः परिप्रियतुं गच्छतु नभो देवाद्रिमारोहतु
पातालं विशतु प्रसर्पतु दिशं देशांतरं भ्राम्यतु
न प्राणी तदपि प्रहर्तुमनसा संत्यज्यते मृत्युना ॥३०७॥

અત્યંત રસાયણ વિધિ કરો, પ્રિય વાકયો બોલો, સમુદ્ર પાર જાઓ આકાશમાં જાઓ દેવાદ્રિ (મેરૂપર્વતના શિખરપર) આરોહણ કરો, પાતાલમાં પ્રવેશ કરો, કોઈપણ દિશાઓમાં જાઓ યાતો દેશાંતરમાં ભ્રમણ કરો, તોપણ હિંસક બુદ્ધિવાળો મૃત્યુ કોઈપણ પ્રાણીને છોડતો નથી.

कार्यं यावदिदं करोमि विधिवत्तावत्करिष्याम्यद-
स्तत्कृत्वा पुनरेतदद्य कृतवानेतत्पराकारिनं
इत्यात्मीयकुटुंबपोषणपरः प्राणी क्रियाव्याकुलो
मृत्योरेति करग्रहं हतमतिः संत्यक्तधर्मक्रियः ॥३०८॥

આ કાર્ય હું વિધિપુર્વક કરૂં છું, આ હું કાલે કરીશ,

તે કીધા પછી વળી આ આજ કીધું, તે પહેલાં કર્યું, વિગેરે સ્વકુટુંબ પોષણમાં રત થયેલો, ક્રિયામાં વ્યાકુલ બનેલો, હતબુદ્ધિ એવો પ્રાણી, ધર્મ ક્રિયાથી ત્યજાએલો મૃત્યુના હાથમાં સપડાય છે.

मान्धाता भरतः शीवो दशरथो लक्ष्मीधरो रावणः
कर्णः कंसरिपुर्वलो भृगुपतिर्भीमः परेऽप्युन्नताः
मृत्युं जेतुमलं, न, यं नृपतयः कस्तं परो जेप्यते
भग्नो यो न महातरुर्द्विपवरैस्तं किं शशो भंक्ष्यति ॥३०९॥

માન્ધાતા, ભરત, શીવ, દશરથ, લક્ષ્મીધર, રાવણ, કર્ણ, કૃષ્ણ, બલભદ્ર, ભૃગુપતી (પરશુરામ), ભીમ અને બીજા અતિ ઉત્તમ નૃપવરો મૃત્યુને જીતી ન શકયા, તેને બીજો કોણ જીતશે, દ્દષ્ટાંત જે મહાતરૂ ગજવરથી ભાગ્યું નહિ તેને શશલો કેમ ભાગી શકે?

सर्वं शुष्यति सांद्रमेति निखिला पाथोनिधिं निम्नगा
सर्वं म्लायति पुष्पमत्र मरुतः शम्पेव सर्वं चलं
सर्वं नश्यति कृत्रिमं च सकलो यद्वत् व्यपक्षीयते
सर्वस्तद्वदुपैति मृत्युवदनं देहीभवंस्तत्त्वतः ॥३१०॥

સર્વેસાંદ્ર—ગીલા પદાર્થો સુકાઈ જાય છે, સર્વે નદીઓ સમુદ્રમાં મલી જાય છે, સર્વે પુષ્પ કરમાય છે, અને સર્વે પદાર્થો વીજલીની માફક ચંચલ છે, સર્વે કૃત્રિમ પદાર્થો નાશ પામે છે. આ પ્રમાણે સર્વે વસ્તુઓ નશ્વર છે તેવીજ રીતે દેહધારી પ્રાણીયો પણ મૃત્યુના મુખમાં પ્રવેશ કરે છે.

मख्यातद्युतिकांतिकिर्तिधिषणाप्रज्ञाकलाभूतयो
देवा येन पुरंदरप्रभृतयो नीताः क्षयं मृत्युना
तस्यान्येपु जनेपु कात्र हिंसात्मनो विद्यते
मत्तेभं हि हिनस्ति यः स हरिणं किं मुंचते केशरी ॥३११॥

પ્રખ્યાત દ્યુતિ કાંતિ કીર્તિ અને બુદ્ધીવાળા પ્રજ્ઞા કલા અને વિભૂતિના ધારક ઇંદ્રાદિ દેવો જે મૃત્યુથી ક્ષતિ પામ્યા તે હિંસક બુદ્ધિપાસે અન્ય જનોની તો શું ગણના છે? જે કેશરી સિંહ મસ્ત હાથીને હણે છે, તે શું હરિણને જવા દે છે?

श्रींहीकीर्तिरतिद्युतिप्रियतमाप्रज्ञाकलाभिः समं
यद् ग्रासीकुरुते नितांतकठिनो मर्त्यं कृतांतः शठः
तस्मात् किं तदुपार्जनेन भविनां कृत्यं विबुद्धात्मनां
किंतु श्रेयसि जीविते सति चले कार्या मतिस्तत्ववतः ॥३१२॥

લક્ષ્મી લજ્જા કીર્તિ રતિ દ્યુતિ પ્રિયતમા પ્રજ્ઞા અને કલાથી યુક્ત મર્ત્યને, જ્યારે અતિ નિષ્ઠુર અને શઠ મૃત્યુદેવ એક કવલ કરી જાય છે ત્યારે વિબુધ જનોએ, તે સર્વ ઉપાર્જન કરવાનું શું કામ છે, અને શ્રેષ્ઠ જીવિતવ્ય પણ ચલ છે, એમ વિચારી ધર્મ તત્વમાં બુદ્ધિ રાખવી.

यो लोकैकशिरःशिखामणिसमं सर्वोपकारोद्यतं
राजच्छीलगुणाकरं नरवरं कृत्वा पुनर्निर्दयः
धाता हंति निरर्गलो हतमतिः किं तत्क्रियायां फलं
मायो निर्दयचेतसां न भवति श्रेयोमतिर्भूतले ॥३१३॥

લોકમાં એક માથાના મુકુટ મણી સમાન, સર્વ પર

ઉપકાર કરવામાં તત્પર શોભતા શીલ વિગેરે ગુણ સમુહ-વાળા નરવરને ઉત્પન્ન કીધા પછી, હતમતિ, નિર્દય, નિરગેલ વિધાતા તેને હણે છે તો તેની કૃતિનું ફળ શું? પ્રાયે આ ભૂતળપર નિર્દય હૃદયી ઉત્તમ બુદ્ધિવાળા થતાજ નથી.

रम्याः किं न विभूतयोऽतिललिताः सचामरभ्राजिताः
किं वा पीनदृढोन्नतस्तनयुगास्त्रस्तैणदीर्घेक्षणाः
किं वा सज्जनसंगतिर्न सुखदा चेतश्चमत्कारिणी
किं त्वत्रानिलधूतदीपकलिका च्छायाचलं जीवितं ॥ ३१४ ॥

અતિ સુંદર સુચામરોથી શોભતી વિભૂતિ શું રમ્ય નથી? અથવા તો ભરેલા કઠણ અને ઉન્નત સ્તન યુગ, અને બીધેલા હરણની આંખો જેવી સ્ત્રીઓ શું રમ્ય નથી? મનને ચમત્કાર પમાડનારા સજ્જની સંગતિ શું સુખદાઈ નથી? પણ પવનથી હાલતા દીપ શીખાની છાયા જેમ જીવિત ચલ છે.

यद्येतास्तरलेक्षणा युवतयो न स्युर्गलद्यौवना
भूतिर्वा यदि भूभृतां भवति नो सौदामिनीसंनिभा
वातोद्धूततरंगचंचलमिदं नो चेद्भवे जीवितं
को नामेह तदेव सौख्यविमुखः कुर्याज्जिनानां तपः ॥३१५॥

જો આ તરલાક્ષી યુવતિઓ યૌવનગત ન હોય, રાજાઓની વિભૂતિ વિજળી જેવી ન હોય અને પવનથી ઉત્પન્ન થયેલ તરંગોના જેવું જીવિત ચંચલ ન હોય તો કયો મનુષ્ય આવા સુખથી વિમુખ થઇ જીનેશ્વરના તપનું આચરણ કરે?

मांसासृग्रसलालसामयगणव्याधैः समाध्यासितां
नानापायवसुधरारुहचितां जन्माटवीमाश्रितः
धावन्नाकुलमानसो निपतितो दृष्ट्वा जराराक्षसीं
क्षुत्क्षामोद्धतमृत्युपन्नगमुखे प्राणी कियत्प्राणिति॥३१६॥

માંસ લોહી અને લાલસાવાળા, વ્યાધિ રોગના સમુહ રૂપી શીકારીઓથી વસેલા, નાના પ્રકારના દુઃખરૂપી વૃક્ષોથી ભરપુર, જન્મરૂપી અટવીમાં આશ્રય લેનારો, જરારૂપી રાક્ષસીને જોઈને વ્યાકુળ મનવાળો અહીં તહીં દોડતો, ક્ષુધાથી ક્ષામ થયેલ અને ઉન્નત મુખવાળા મૃત્યુરૂપી સર્પના મુખમાં પડતો પ્રાણી કઈ રીતે જીવી શકે.

मृत्युव्याघ्रभयंकराननगतं भीतं जरा व्याधत
स्तीव्रव्याधिदुरंतदुःखतरुमत्संसारकांतारगं
कः शक्नोति शरीरिणं त्रिभुवने पातुं नितांतातुरं
त्यक्त्वा जातिजरामृतिक्षतिकरं जैनेंद्रधर्मामृतं ॥३१७॥

જન્મ જરા અને મૃત્યુને ક્ષય કરનાર જૈન ધર્મ રૂપી અમૃત સિવાય, મૃત્યુરૂપી વાઘના ભયંકર મુખમાં પડેલા, જરા રૂપી શિકારીથી ભય પામેલા, તીવ્ર વ્યાધિ અને અસાધ્ય દુઃખરૂપી ઝાડીવાળી એવી સંસાર રૂપી અટવીમાં ભમતા, તથા હમેશાં અતિ આતુર રહેતા, એવા શરીરીને બચાવવાને કોણ શક્તિમાન છે.

एवं सर्वजगद्विलोक्य कलितं दुर्वारवीर्यात्मना
निस्त्रिंशेन समस्तसत्त्वसमितिप्रध्वंसिना मृत्युना

सद्रत्नत्रयशातमार्गणगणं गृहूणन्ति यच्छित्तये
संतः शान्तधियो जिनेश्वरतपःसाम्राज्यलक्ष्मीश्रिताः ॥३१८॥

સમસ્ત જગત સમસ્ત પ્રાણિઓના નાશ કરવા માટે અજીત્ય શક્તિવાળા મૃત્યુથી વ્યાપ્ત થયેલું છે એમ સમજી, મૃત્યુના નાશ માટે શાંત બુદ્ધિ સંતજનો ઉત્તમ પ્રકારના રત્નત્રયી રૂપી સુખદાયી માર્ગને ગ્રહણ કરે છે, અને જીનેશ્વર પ્રરૂપિત તપરૂપી સામ્રાજ્ય લક્ષ્મીનો આશ્રય સ્વીકારે છે.

## પ્રકરણ ૧૩ મું.

## સામાન્ય અનિત્યતા નિરૂપણ.

कार्याणां गतयो भुजङ्गकुटिलाः स्त्रीणां मनश्चञ्चलं
नैश्वर्यं स्थितिमत्तरंगचपलं नृणां चयो धावति ।
संकल्पाः समदाङ्गनाक्षितरला मृत्युः परं निश्चितो
मत्वैवं मतिसत्तमा विदधतां धर्मे मतिं तत्त्वतः ॥३१९॥

આ સંસારમાં કર્મની ગતિ સર્પની સમાન વાંકી છે, સ્ત્રીઓનું મન ચંચલ છે, ઐશ્વર્ય સંપત્તિ પાણીના તરંગની માફક ચંચલ છે, અને માણસોનો સમુહ (સ્વાર્થ પૂરો થયા બાદ) રવાના થનાર છે અને સંકલ્પો વિકલ્પની પરંપરાઓ કામવિકારથી વ્યાપ્ત એવી કામિનીના નેત્રની માફક ચપલ છે અને છેવટે મૃત્યુ નિશ્ચયથી આવવાનુંજ

છે આમ જાણીને હે ઉત્તમમતિ જનો ! પરમાર્થવૃત્તિયે ધર્મની અંદર જ મતિને ધારણ કરો.

श्री विद्युच्चपला वपुर्विधुनितं नानाविधव्याधिभिः
सौख्यं दुःखकटाक्षितं तनुमतां सत्संगतिर्दुर्लभा ।
मृत्युध्यासितमायुरत्र बहुभिः किं भाषितैस्तत्त्वतः
संसारेऽस्ति न किंचिदङ्गिसुखकृत्तस्माज्जना जाग्रत॥३२०॥

લક્ષ્મી વિજળીની જેવી ચપળ છે. વપુ નાના વ્યાધિથી શીથીલ થાય છે. સુખ અન્ય દુઃખનો કટાક્ષીત છે. અને મનુજોને સત્સંગતિ દુર્લભ છે. આયુ મૃત્યુથી અધ્યાસિત થએલ છે. અથવા વિશેષ વર્ણનથી શું લાભ ? ટુંકમાં, તત્વથી આ સંસારમાં મનુષ્યને સુખકર એવું કાંઈ નથી. માટે હે જનો જાગ્રત થાઓ.

यद्येताः स्थिरयौवनाः शशीमुखीः पीनस्तनीर्भामिनीः
कुर्याद्यौवनकालमानमथवा धाता रतं जीवितं ।
चिन्तास्थैर्यमशोचमंतविरसं सौख्यं वियोगं न तु
को नामेह विमुच्य चारुधिषणः कुर्यात्तपो दुश्चरम्॥३२१॥

જો વિધાતા ચંદ્રમુખી અને પીનસ્તની સ્ત્રીઓનું યૌવન સ્થીર કરી દે અને આ જીવનના યૌવનનો સમય પણ સ્થીર કરી દે. ચિન્તાઓને અસ્થીર કરે સુખનો કદી વિયોગ ન કરે તો એવો કયો બુદ્ધિશાળી પુરૂષ તેમને છોડીને દુશ્ચર તપ તપે.

कान्ताः किं न शशाङ्ककान्तिधवलाः सौधालयाः कस्यचि-
त्काञ्चीदामविराजितोरुजघनाः सेव्या न किं कामिनी ।
किं वा श्रोत्ररसायनं सुखकरं श्रव्यं न गीतादिकं
विश्वं किं तु विलोक्य मारुतचलं सन्तस्तपः कुर्वते ॥३२२॥

ચંદ્રકાન્તી જેવા ઉજ્જવલ ઉંચા સફેદ મંદિરો કોને રમણીય નથી લાગતા, કટિ મેખલાથી શોભતા પીન જઘન-વાલી કામિનીઓ કોને સેવવા યોગ્ય નથી લાગતી, અથવા શ્રોત્ર રસાયણ શ્રવ્ય–શ્રવણ કરવા યોગ્ય એવા ગીતાદિક કોને સુખકર નથી લાગતા, તથાપિ આ વિશ્વને પવન જેવું ચપલ જાણી સન્તજનો તપ કરવાનું શ્રેય સમજે છે.

कृष्टप्वासविमुक्तमार्गणगतिस्थैर्यं जने यौवनं
कामान्क्रुद्धभुजङ्गकायकुटिलान्विद्युच्चलं जीवितं ।
अङ्गारानलतप्ततसरसवद्दृष्ट्वा श्रियोऽप्यस्थिरा
निष्क्रम्यात्र सुबुद्धयो वरतपः कर्तुं वनान्तं गताः ॥३२३॥

આ સંસારમાં ખેંચેલી પણચ વાળાં ધનુષ્યમાંથી છૂટેલા બાણની ગતિ જેવું અસ્થિર યૌવન, વીજળી જેવું ચંચલ જીવીત, કુપિત થએલા સર્પના જેવા કુટિલ કામભોગો, અને અંગારાના અગ્નિથી તપ્ત થએલા પારા જેવી અસ્થીર લક્ષ્મીને જોઈને સુબુદ્ધિજનો અહિંથી નીકળી ઉત્તમ તપ કરવાને વનમાં ગયા છે.

वपुर्व्यसनमस्यति प्रसभमन्तको जीवितं
धनं नृपसुतादयस्तनुमतां जरा यौवनं ।

वियोगदहनं सुखं समदकामिनीसंगजं
तथापि वत मोहिनो दुरितसंग्रहं कुर्वते ॥३२४॥

દુઃખ શરીરનો, અન્તક (મૃત્યુ દેવ) જીવીતનો, નૃપ સુત આદિ ધનનો, જરા યૌવનનો અને વિયોગાગ્નિ મદથી ધૂણુચિમાન થએલી કામીનીના સંગથી ઉદ્‌ભૂત થએલા સુખનો નાશ કરે છે. છતાં પણ મોહગ્રસ્તજનો દુરિત પાપનો સંગ્રહ કરે છે.

अपायकलिता तनुर्जगति सापदः संपदो
विनश्वरमिदं सुखं विषयजं श्रियश्चञ्चलाः ।
भवन्ति जरसाऽरसास्तरललोचना योषित–
स्तदप्ययमहो जनस्तपसि नो परं रज्यति ॥३२५॥

આ જગતમાં શરીર રોગથી કલિત છે. સંપદ આપદા સહિત છે. આ પંચેંદ્રિય વિષયથી ઉત્પન્ન થતું સુખ વિનશ્વર છે. લક્ષ્મી ચંચલ છે અને તરલલોચના કામિની વૃદ્ધાવસ્થાથી વિરસ બને છે. તથાપિ આશ્ચર્ય છે કે લોકો તપમાં નિમગ્ન નથી થતા.

भवे विरहितोऽभवन्भवभृतो न के बान्धवाः
स्वकर्मवशतो न केऽत्र शत्रवो भविष्यन्ति वा ।
जनः किमिति मोहितो नवकुटुम्बकस्यापदि
विमुक्तजिनशासनः स्वहिततः सदा भ्रश्यते ॥३२६॥

ભવથી વિરહીત થતો કયો પ્રાણિ કેટલા બાંધવપણાને પામતો નથી, અગર તો સ્વકર્મ વશથી કેટલા શત્રુપણાને નથી

પામતો ? આમ જાણ્યા છતાં મનુષ્ય નવકુટુંબની આપદામાં કેમ મોહિત થઈ રહ્યો છે, તથા જીનશાસનથી રહિત બની સ્વહિતથી સદા ભ્રષ્ટ થાય છે.

दढोन्नतकुचात्र या चपललोचना कामिनी
शशाङ्कवदनाम्बुजा मदनपीडिता यौवने ।
मनो हरति रूपतः सकलकामिनां वेगतो
न सैव जरसार्दिता भवति वल्लभा कस्यचित् ॥३२७॥

યુવાવસ્થામાં દઢ અને ઉન્નતસ્તની તરલલોચના ચંદ્રોજ્જવલ મુખકમલા અને મદનપીડિતા જે કામિની, પોતાની યૌવનાવસ્થાના રૂપમાં સકલ કામીજનોનું વિદ્યુત્ વેગે મન હરણ કરતી હતી તેજ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં કોઇને પણ પ્રિય લાગતી નથી.

इमा यदि भवन्ति नो गलितयौवना नीरुच-
स्तदा कमललोचनास्तरुण कामिनीः कोऽमुचत् ।
विलासमदविभ्रमान् भ्रमति लुंटयित्री जरा
यतो भुवि बुधस्ततो भवति निस्पृहस्तत्सुखे ॥३२८॥

જો આ કમલલોચના સ્ત્રીઓ યૌવનથી ભ્રષ્ટ–ગલીત અને નિસ્તેજ ફીકી ન થાત તો વિલાસમદથી વિભ્રમ ભટકતી લુટારી જરા તરૂણ માનીનીઓને છોડી દેત, તેથીજ બુદ્ધિજનો ત્હેની હાજરીમાં (જરાની હાજરીમાં) તેનાથી (સ્ત્રીઓથી) નિસ્પૃહી બને છે.

इमा रूपस्थानस्वजनतनयद्रव्यवनिता-
सुतालक्ष्मीकीर्तिद्युतिरतिमतिप्रीतिधृतयः ।
मदान्धस्त्रीनेत्रप्रकृतिचपलाः सर्वं भविना-
महोकष्टं मर्त्यस्तदपि विषयान्सेवितुमनाः ॥३२९॥

રૂપ, સ્થાન, સ્વજન, તનય, પુત્ર, દ્રવ્ય, વનિતા, સુત, લક્ષ્મી, કીર્તિ, દ્યુતિ, રતિ, મતિ, પ્રીતિ અને ધૃતિ સર્વે સમસ્ત જનોને મદથી અન્ય થએલી સ્ત્રીના નેત્ર જેવા ચપલ છે. તોપણ અરે અફસોસ છે કે મર્ત્યો વિષય સેવવાને આતુર થાય છે.

सहात्र स्त्री किंचित्सुतपरिजनैः प्रेम कुरुते
वयमाप्तो भोगो भवति रतये किंचिदनयाः ।
श्रियः किंचित्तुष्टिं विदधति परां सौख्यजनिकां
न किंचित्पुंसां हि कतिपयदिनैरेतदखिलं ॥३३०॥

આ સંસારમાં સ્ત્રી-પુત્ર પરિજન આદિ જે કોઇ પ્રેમ કરે છે, પોતાને આધીન એવા ભોગો જે કોઈ આનન્દ આપે છે, અને લક્ષ્મી જે કાંઇ સૌખ્યદાથી તુષ્ટિ અર્પે છે, તે સઘળું થોડા દીવસો માટેજ છે કારણ કે કેટલાક (થોડા) દીવસો બાદ તે અવશ્ય નષ્ટ થાય છે.

विजित्योर्वी सर्वां सततमिह संसेव्य विषया
श्रियं प्राप्यानर्घ्यां तनयमवलोक्यापि परमं ।
निहत्यारातीनां भुवि वलयमत्यंतपरमं
विमुक्तद्रव्यो हि क्षुपितवदयं याति मरणं ॥३३१॥

સતત પ્રયાણોથી સમગ્ર પૃથ્વીને જીતી વિષયોનો ભોગ કરી અનર્ઘ્ય એવી લક્ષ્મીને પામી પરમપ્રિય એવા પુત્રનું મુખ જોઈ શત્રુઓના સમૂહોનો અતિશે, નાશ કરી છેવટે તે પ્રાણિ પણ ચોરાઈ ગયેલા દ્રવ્યવાલા માણસની માફકજ નિસ્તેજ અને બલ હીન બની મરણના શરણમાં ગમન કરે છે. અર્થાત્ તે પણ શાશ્વત રહેતો નથી.

श्रियोपायाघ्रातास्तृणजलचरं जीवितमिदं
मनश्चित्रं स्त्रीणां भुजगकुटिलं कामजसुखं ।
क्षणध्वंसी कायः प्रकृतितरले यौवनधने
इति ज्ञात्वा सन्तः स्थिरतरधियः श्रेयसि रताः ॥३३२॥

લક્ષ્મી નાશથી દૂષિત થએલી છે, તૃણાગ્રે રહેલા જળ જેમ જીવીત ચંચલ છે, મન ચિત્રગતિવાલું છે, સ્ત્રીઓનું કામથી ઉત્પન્ન થએલું સુખ સર્પની માફક કુટિલ છે, કાયા ક્ષણધ્વંસી છે, અને યૌવન અને ધન સ્વભાવથીજ તરલ-ચંચલ છે, એવું જાણીને સ્થીરબુદ્ધિવાલા સન્તજનો શ્રેષ્ઠ એવા મોક્ષ માર્ગમાં રત થાય છે.

गलत्यायुर्देहे व्रजति विलयं रूपमखिलं
जरा मत्यासन्नीभवति लभते व्याधिरुदयं ।
कुटुम्बस्नेहार्त्तः प्रतिहतमतिर्लोभकलितो
मनो जन्मोच्छित्त्यै तदपि कुरुते नायमसुमान ॥३३३॥

આ દેહમાંજ આયુષ્ય નાશ પામે છે. અખિલ રૂપ વિલયને પામે છે. જરા નજીક આવતી જાય છે. વ્યાધિનો

ઉદય થાય છે તોપણ કુટુમ્બ સ્નેહમાં ગુંથાએલો પ્રતિહત બુદ્ધિવાળો લોભ કલિત પ્રાણી જન્મ છેદન (મોક્ષ પામવા) માટે પણ મન નથી કરતો.

बुधा वह्लोत्कृष्टं परमसुखकृद्वाञ्छितपदं
 विवेकश्चेदस्ति प्रतिहतमलः स्वान्तवसतौ ।
इदं लक्ष्मीभोगप्रभृति सकलं यस्य वशतो
 न मोहग्रस्ते तन्मनसि विदुषां भाति सुखदं ॥३३४॥

હે ! બુધજનો ! જો તમારા અંતરમાં શુદ્ધ વિવેક હોય તો સમજી લો કે પરમસુખદ વાંચ્છિત પદ પરબ્રહ્મ પરમાત્મા છે, કારણ તમારા હૃદયમાં તેને સ્થાન પ્રાપ્ત થયાથી મન નિર્મોહ થઈ જાય છે. અને મોહ નષ્ટ થવાથી લક્ષ્મી ભોગ આદિ સર્વ પદાર્થો વિદ્વાનોને સુખદ જણાતા નથી.

भवन्त्येता लक्ष्म्यः कतिपयदिनान्येव सुखदा-
 स्तरुण्यस्तारुण्ये विदधति मनः प्रीतिमतुलां ।
तडिल्लोला भोगा वपुरपि चलं व्याधिकलितं
 बुधाः संचिन्त्येति प्रगुणमनसो ब्रह्मणि रताः ॥३३५॥

આ લક્ષ્મી માત્ર થોડા દહાડા સુખ અર્પનારી છે. અને તરૂણી તારૂણ્યમાં યુવાવસ્થામાં મનને અતુલ પ્રીતિ દેનારી છે. ભોગો વીજળી જેવા લોલ છે, અને શરીર પણ વ્યાધિ કલિત અને નાશવંત છે એમ ચિન્તવન કરી ઉત્તમ બુદ્ધિવાલા બુધજનો બ્રહ્મમાં મગ્ન થાય છે.

न कान्ता कान्तान्ते विरहशिखिनो दीर्घनयना
न कान्ता भूपश्रीस्तडिदिव चला चान्तविरसा ।
न कान्तं ग्रस्तान्तं भवति जरसा यौवनमतः
श्रयन्ते ते सन्तः स्थिरसुखमयीं मुक्तिवनितां ॥३३६॥

અન્તમાં વિરહાગ્નિ કરનારી દીર્ઘનયના કાન્તા કમનીય નથી, વિદ્યુત્‌ની માફક ચલ અને અન્તમાં વિરસ એવી રાજ લક્ષ્મી પણ કમનીય નથી, તેમજ જરાથી જેનો અન્ત આવે છે એવું યૌવન પણ કમનીય નથી. તેથી સન્તજનો સ્થીર સુખ અર્પનારી મુક્તિ વધુનો આશરો લે છે.

वयं येभ्यो जाता मृतिमुपगतास्तेऽत्र सकलाः
समं यैः संवृद्धा ननु विरसतां तेऽपि गमिताः ।
इदानीमस्माकं मरणपरिपाटी क्रमगता
न पश्यन्तोऽप्येवं विषयविरतिं यान्ति कृपणाः॥३३७॥

આપણે જેનાથી જન્મ્યા તે સર્વે મૃત્યુને પામી ગયાં. જેની સાથે મ્હોટા થયા તે પણ વિરસતાને પ્રાપ્ત થયા. હવે મરણ પરિપાટીના ક્રમને અમો પણ પ્રાપ્ત થયા છીયે. એટલે મૃત્યુની નજીક પહોંચ્યા છીએ. છતાં પણ કૃપણો વિષય વિરતિને પામતા નથી. એટલે વિષયથી વિરત થતા નથી.

स यातो यात्येष स्फुटमयमहो यास्यति मृतिं
परेषामप्येवं गणयति जनो नित्यमबुधः ।

ઉદય થાય છે તોપણ કુટુમ્બ સ્નેહમાં ગુંથાએલો પ્રતિહત બુદ્ધિવાળો લોભ કલિત પ્રાણી જન્મ છેદન (મોક્ષ પામવા) માટે પણ મન નથી કરતો.

बुधा ब्रह्मोत्कृष्टं परमसुखकृद्वाञ्छितपदं
विवेकश्चेदस्ति प्रतिहतमलः स्वान्तवसतौ ।
इदं लक्ष्मीभोगप्रभृति सकलं यस्य वशतो
न मोहग्रस्ते तन्मनसि विदुषां भाति सुखदं ॥३३४॥

હે ! બુધજનો ! જો તમારા અંતરમાં શુદ્ધ વિવેક હોય તો સમજી લો કે પરમસુખદ્ વાંચ્છિત પદ પરબ્રહ્મ પરમાત્મા છે, કારણ તમારા હૃદયમાં તેને સ્થાન પ્રાપ્ત થયાથી મન નિર્મોહ થઈ જાય છે, અને મોહ નષ્ટ થવાથી લક્ષ્મી ભોગ આદિ સર્વ પદાર્થો વિદ્વાનોને સુખદ જણાતા નથી.

भवन्त्येता लक्ष्म्यः कतिपयदिनान्येव सुखदा-
स्तरुण्यस्तारुण्ये विदधति मनः प्रीतिमतुलां ।
तडिल्लोला भोगा वपुरपि चलं व्याधिकलितं
बुधाः संचिन्त्येत्ति प्रगुणमनसो ब्रह्मणि रताः ॥३३५॥

આ લક્ષ્મી માત્ર થોડા દહાડા સુખ અર્પનારી છે. અને તરૂણી તારૂણ્યમાં યુવાવસ્થામાં મનને અતુલ પ્રીતિ દેનારી છે. ભોગો વીજળી જેવા લોલ છે, અને શરીર પણ વ્યાધિ કલિત અને નાશવંત છે એમ ચિન્તવન કરી ઉત્તમ બુદ્ધિવાલા બુધજનો બ્રહ્મમાં મગ્ન થાય છે.

न कान्ता कान्तान्ते विरहशिखिनो दीर्घनयना
न कान्ता भूपश्रीस्तडिदिव चला चान्तविरसा ।
न कान्तं ग्रस्तान्तं भवति जरसा यौवनमतः
श्रयन्ते ते सन्तः स्थिरसुखमयीं मुक्तिवनितां ॥३३६॥

અન્તમાં વિરહાગ્નિ કરનારી દીર્ઘનયના કાન્તા કમનીય નથી, વિદ્યુત્‌ની માફક ચલ અને અન્તમાં વિરસ એવી રાજ લક્ષ્મી પણ કમનીય નથી, તેમજ જરાથી જેનો અન્ત આવે છે એવું યૌવન પણ કમનીય નથી. તેથી સન્તજનો સ્થીર સુખ અર્પનારી મુક્તિ વધુનો આશરો લે છે.

वयं येभ्यो जाता मृतिमुपगतास्तेऽत्र सकलाः
समं यैः संवृद्धा ननु विरसतां तेऽपि गमिताः ।
इदानीमस्माकं मरणपरिपाटी क्रमगता
न पश्यन्तोऽप्येवं विषयविरतिं यान्ति कृपणाः॥३३७॥

આપણે જેનાથી જન્મ્યા તે સર્વે મૃત્યુને પામી ગયાં. જેની સાથે મ્હોટા થયા તે પણ વિરસતાને પ્રાપ્ત થયા. હવે મરણ પરિપાટીના ક્રમને અમો પણ પ્રાપ્ત થયા છીયે. એટલે મૃત્યુની નજીક પહોંચ્યા છીએ. છતાં પણ કૃપણો વિષય વિરતિને પામતા નથી. એટલે વિષયથી વિરત થતા નથી.

स यातो यात्येष स्फुटमयमहो यास्यति मृतिं
परेषामत्रैवं गणयति जनो नित्यमबुधः ।

महामोहाघ्रातस्तनुधनकलत्रादिविभवे
न मृत्युं स्वासन्नं व्यपगतमतिः पश्यति पुनः ॥३३८॥

અમૂક-ફલાણો મૃત્યુ પામ્યો, આ મરી જાય છે અને પેલો ચોકસ મૃત્યુ પામશે. એમ મુર્ખ જન બીજાની હમેશાં ગણત્રી કર્યા કરે છે, પણ તે મહા મોહથી ગ્રસ્ત થએલો અને ધન, દારા આદિ વૈભવ વાલો હતમતિ પોતાની પાસે રહેલા સ્વ મૃત્યુને જોતો નથી.

सुखं प्राप्तुं बुद्धिर्यदि गतमलं मुक्तिवसतौ
हितं सेवध्वं भो जिनपतिमतं पूतचरितं ।
भजध्वं मा तृष्णां कतिपयदिनस्थायिनि धने
यतो नायं सन्तः कमपि मृतमन्वेति विभवः ॥३३९॥

મુક્તિ સ્થાનનું નિર્મલ સુખ પામવાની બુદ્ધિ હોય તો હે ! સજ્જનો ! જીનેશ્વર ભગવાને ઉપદિષ્ટ અને પરમ પવિત્ર જનોએ રચેલા હીતકારી જીનમતનું સેવન કર. થોડા દહાડા રહેનારી ધનમાં તૃષ્ણા મા કર, કારણ કે વૈભવ કાંઈ મૃત્યુ પામેલાની પાછળ જતો નથી.

न संसारे किंचित्स्थिरमिह निजं वास्ति सकले
विमुच्यार्च्यं रत्नत्रितयमनघं मुक्तिजनकं ।
अहो मोहार्तानां तदपि विरतिर्नास्ति भवत-
स्ततो मोक्षोपायाद्विमुखमनसां नात्र कुशलं ॥३४०॥

નિષ્કલંક અને પૂજનીય મુક્તિજનક રત્નત્રય (જ્ઞાન-દર્શન ચારિત્ર) શિવાય આ સકલ સંસારમાં કાંઈ પણું સ્થિર

નથી તેમજ પોતાનું પણ નથી છતાં પણ અહો ! મોહાર્ત (મમત્વ) મારાપણાના મોહથી વિરતિ નથી પામતા અને તેથી મોક્ષ પ્રાપ્તીનો ઉપાય જે રત્નત્રયી, તેનાથી વિમુખ-જનોનું આ સંસારમાં કલ્યાણ થઇ શકતું નથી.

अनित्यं निस्त्राणं जननमरणव्याधिकलितं
जगन्मिथ्यात्वार्थैरहमहमिकालंघितमिदं ।
विचिन्त्यैवं सन्तो विमलमनसो धर्ममतय-
स्तपः कर्तुं वृत्तास्तदपसृतये जैनमनघं ॥ ३४१ ॥

આ સંસાર અનિત્ય છે, નિસ્ત્રાણ (નિઃસહાય) છે, જન્મ, મરણ અને વ્યાધિથી વ્યાપ્ત છે, તથા આ મ્હારૂં અને આ ત્હારૂં એવા મમત્વ પૂર્ણ મિથ્યાભાવોથી યુક્ત છે. એમ વિચારી વિમલ બુદ્ધિસન્તો ધર્મમતિજનો તેથી બચવાને માટે જૈનીય તપ કરવાને પ્રવૃત્ત થયા છે.

तडिल्लोलं तृष्णाप्रचयनिपुणं सौख्यमखिलं
तृषो वृद्धेस्तापो दहति स मनो वह्निवदलं ।
ततः खेदोऽत्यन्तं भवन्ति भविनां चेतसि वृथा
निधायेदं पूते जिनपतिमते सन्ति निरताः ॥ ३४२ ॥

સાંસારિક સુખ વિજળીની માફક ચંચલ છે, તૃષ્ણાની વૃદ્ધિ કરવા વાલા છે (તેને ભોગવવાથી તૃપ્તિ થતી નથી પણ આપ્ત કરવાની ઇચ્છા વૃદ્ધિગત થાય છે) તેમજ તૃષ્ણાની વૃદ્ધિનો તાપ અગ્નિની માફક મનને બાળે છે. અને આ-ત્માની શાંતિ નાશ પમાડે છે, અને તેથી અત્યંત દુઃખ

થાય છે, માટે બુધજનો એ પ્રમાણે ચિતમાં વિચાર કરી પવિત્ર જૈનમતમાં રત થાય છે.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### દૈવ નિરૂપણ.

यत्पाति हन्ति जनयति रजस्तमःसत्त्वगुणयुतं विश्वं ।
तद्धरिशंकरविधिवद्विजयतु जगत्यां सदा कर्म ॥ ३४३ ॥

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની માફક જે રજસ્-તમસ્ અને સત્વગુણ યુક્ત વિશ્વની ઉત્પત્તિ રક્ષણ અને પ્રલય કરનારૂં છે તે કર્મ જગતમાં સદા જયવંતુ વર્તો.

भवितव्यता विधाता कालो नियतिः पुराकृतं कर्म ।
वेधा विधिस्वभावो भाग्यं दैवस्य नामानि ॥ ३४४ ॥

ભવિતવ્યતા, વિધાતા, કાલ, નિયતિ, પુર્વ કીધેલું કર્મ, વેધા, વિધિસ્વભાવ અને ભાગ્ય એ સર્વે કર્મનામક દેવનાં નામો છે.

यत्सौख्यदुःखजनकं प्राणभृता संचितं पुरा कर्म ।
स्मरति पुनरिदानीं तद्दैवं मुनिभिराख्यातं ॥ ३४५ ॥

પુર્વ ભવમાં પ્રાણીએ સંચિત કરેલું તથા સુખ અને દુઃખ જનક જે કર્મ તેને આ ભવમાં જે, સ્મરણમાં લાવે છે, તેને મુનિજનો દૈવ કહે છે.

दुःखं सुखं च लभ्येयद्येन यतो यदा यथा यत्र ।
दैवनियोगात्प्राप्यं तत्तेन ततस्तदा तथा तत्र ॥ ३४६ ॥

જે જીવ જેનાથી જ્યારે જેમ અને જ્યાં સુખ અને દુઃખ મેળવે છે તે તેને તેનાથી ત્યારે તેમ અને ત્યાં દૈવ નિયોગથી પ્રાપ્ત થાય છે.

यत्कर्म पुरा विहितं यानं जीवस्य पाकमिह किंचित् ।
न तदन्यथा विधातुं कथमपि शक्तोऽपि शक्नोति ॥ ३४७ ॥

જે પુર્વભવમાં કીધેલું કર્મ તે આ ભવમાં જીવને ઉદયમાં આવે છે તો જરાએ પણ ત્હેને કોઈ રીતે અન્યથા કરવાને (ફેરવવાને) શક પણ શક્તીમાન નથી થતા.

धाता जनयति तावल्ललामभूतं नरं त्रिलोकस्य ।
यदि पुनरपि गतबुद्धिर्नाशयति किमस्य तत्कृत्यं ॥३४८॥

કોઈ પણ પ્રાણીને એક વખત ત્રિલોકના લલામભૂત (મુકુટ સમાન) દૈવ કર્મરૂપી વિધાતા બનાવી દે છે, તેજ પ્રાણીને ફરી આ વિધાતા નિર્બુદ્ધિ બની નષ્ટભ્રષ્ટ કરી મૂકે છે તેનું શું કારણ? અર્થાત્ અવિવેકિયોનું આવુંજ અવિચારી કૃત્ય હોય છે.

निहितं यस्य मयूखैर्न तमः संतिष्ठते दिगन्तेऽपि ।
उपयाति सोऽपि नाशं नापदि किं तं विधिः स्पृशति॥३४९॥

જે સૂર્યના કિરણના પ્રકાશથી અન્ધકાર દીગન્ત–દીશાઓને છેડે ભરાઇ બેસે છે. તે સૂર્ય પણ નાશ પામે છે. શું! આપત્ કાળમાં વિધિ તેને પણ નથી બચાવતી?

विपरीते सति धातरि साधनमफलं प्रजायते पुंसां ।
दशशतकरोऽपि भानुर्निपतति गगनादनवलम्बः ॥३५०॥

વિધાતા જ્યારે વિપરીત હોય ત્યારે પુરૂષોના સર્વ સાધન અફળ થાય છે. દશ હજાર કીરણનો ધરનારો ભાનુ-સૂર્ય પણ ગગનમાંથી અવલંબન રહિત નીચો પડે છે.

यत्कुर्वन्नपि नित्यं कृत्यं पुरुषो न वाञ्छितं लभते ।
तत्रायशो विधातुर्मुनयो न वदन्ति देहभृतः ॥ ३५१ ॥

નિત્ય કૃત્ય કરવા છતાં પણ જો પુરૂષ વાંચ્છીતની પ્રાપ્તી નથી પામતો તો ત્યાં વિધાતાનો દોષ છે, પણ મુનિઓ પુરૂષનો દોષ નથી કાઢતા.

बान्धवमध्येऽपि जनो दुःखानि समेति पापपाकेन ।
पुण्येन वैरिसदनं यातोऽपि न मुच्यते सौख्यैः ॥ ३५२ ॥

પાપનો પાક થવાથી મનુષ્ય બાન્ધવ મધ્યે પણ દુઃખ પામે છે અને પુણ્યના ઉદય વખતે વૈરીના ઘરમાં જાય તો પણ સુખ તેને છોડતું નથી.

पुरुषस्य भाग्यसमये पतितो वज्रोऽपि जायते कुसुमं ।
कुसुममपि भाग्यविरहे वज्रादपि निष्ठुरं भवति ॥ ३५३ ॥

પુરૂષના ભાગ્યોદય સમયે વજ્ર પડયું હોય તોપણ તે કુસુમ માફક થઇ જાય છે. જ્યારે ભાગ્ય વિરહે કુસુમ પણ વજ્રથી પણ અધિક નિષ્ઠુર થાય છે.

किं सुखदुःखनिमित्तं मनुजोऽयं खिद्यते गतमनस्कः ।
परिणमति विधिविनिर्मितमसुभाजां किं वितर्केण ॥ ३५४ ॥

ગતબુદ્ધિ મનુષ્ય સુખ દુઃખના નિમિત્તથી શા માટે ખિન્ન થાય છે, કારણ કે પ્રાણીઓને વિધિએ નિર્માણ કરેલું જ પરિણમે છે. તો પછી બહુ વિતર્કથી શો લાભ ?

दिशि विदिशि वियति शिखरिणि संयति गहने वनेऽपियातानां।
योजयति विधिरभीष्टं जन्मवतामभिमुखीभूतः ॥ ३५५॥

દિશામાં, વિદિશામાં, આકાશમાં, શિખરપર, લડાઇમાં કે ગહનવનમાં ગએલા પ્રાણીઓ પ્રતિ અભિમુખીભૂત એટલે તુષ્ટ વિધિ અભીષ્ટની સાથે યોજે છે.

यदनीतिमतां लक्ष्मीर्यदपथ्यनिषेविणां च कल्यत्वं ।
अनुमीयते विधातुः स्वेच्छाकारित्वमेतेन ॥ ३५६ ॥

જે અનીતિ માર્ગે પ્રવર્તન કરવાંવાલાને લક્ષ્મી અને અપથ્ય સેવીઓને નિરોગીપણું પ્રાપ્ત થાય છે, તેથી તો આથીજ દૈવનું સ્વેચ્છાચારીપણું જાહેર દેખાઇ આવે છે.

जलधिगतोऽपि न कश्चित्कश्चित्तटगोऽपि रत्नमुपयाति ।
पुण्यविपाकान्मर्त्यो मत्वेति विमुच्यतां खेदः ॥ ३५७ ॥

પુણ્ય વિપાકને લીધે કોઇ માણસ સમુદ્રમાં પેસીને તો કોઇ કીનારા પરથીજ રત્ન પ્રાપ્ત કરે છે એમ માની હે ! જનો ! ખેદ મા કરો.

सुखमसुखं च विधत्ते जीवानां यत्र तत्र जातानां ।
कर्मैव पुरा चरितं कस्तच्छक्नोति वारयितुं ॥ ३५८ ॥

ગમે તે ઠેકાણે જન્મેલા જીવોના સુખ કે અસુખની પુરાકૃત કર્મોજ યોજના કરે છે તે-કર્મને વારવાને કોણ સમર્થ છે ?

विपरीते सति धातरि साधनमफलं प्रजायते पुंसां ।
दशशतकरोऽपि भानुर्निपतति गगनादनवलम्बः ॥३५०॥

વિધાતા જ્યારે વિપરીત હોય ત્યારે પુરૂષોના સર્વ સાધન અફળ થાય છે. દશ હજાર કીરણનો ધરનારો ભાનુ-સૂર્ય પણ ગગનમાંથી અવલંબન રહિત નીચો પડે છે.

यत्कुर्वन्नपि नित्यं कृत्यं पुरुषो न वाञ्छितं लभते ।
तत्रायशो विधातुर्मुनयो न वदन्ति देहभृतः ॥ ३५१ ॥

નિત્ય કૃત્ય કરવા છતાં પણ જે પુરૂષ વાંચ્છીતની પ્રાપ્તી નથી પામતો તો ત્યાં વિધાતાનો દોષ છે, પણ મુનિઓ પુરૂષનો દોષ નથી કાઢતા.

बान्धवमध्येऽपि जनो दुःखानि समेति पापपाकेन ।
पुण्येन वैरिसदनं यातोऽपि न मुच्यते सौख्यैः ॥ ३५२ ॥

પાપનો પાક થવાથી મનુષ્ય બાન્ધવ મધ્યે પણ દુઃખ પામે છે અને પુણ્યના ઉદય વખતે વૈરીના ઘરમાં જાય તો પણ સુખ તેને છોડતું નથી.

पुरुषस्य भाग्यसमये पतितो वज्रोऽपि जायते कुसुमं ।
कुसुममपि भाग्यविरहे वज्रादपि निष्ठुरं भवति ॥ ३५३ ॥

પુરૂષના ભાગ્યોદય સમયે વજ્ર પડયું હોય તોપણ તે કુસુમ માફક થઇ જાય છે. જ્યારે ભાગ્ય વિરહે કુસુમ પણ વજ્રથી પણ અધિક નિષ્ઠુર થાય છે.

किं सुखदुःखनिमित्तं मनुजोऽयं खिद्यते गतमनस्कः ।
परिणमति विधिविनिर्मितमङ्गभाजां किं वितर्केण ॥ ३५४ ॥

ગતબુદ્ધિ મનુષ્ય સુખ દુઃખના નિમિત્તથી શા માટે ખિન્ન થાય છે, કારણ કે પ્રાણીઓને વિધિએ નિર્માણ કરેલું જ પરિણમે છે. તો પછી બહુ વિતર્કથી શો લાભ?

दिशि विदिशि वियति शिखरिणि संयति गहने वनेऽपियातानां।
योजयति विधिरभीष्टं जन्मवतामभिमुखीभूतः ॥ ३५५॥

દિશામાં, વિદિશામાં, આકાશમાં, શિખરપર, લડાઇમાં કે ગહનવનમાં ગએલા પ્રાણીઓ પ્રતિ અભિમુખીભૂત એટલે તુષ્ટ વિધિ અભીષ્ટની સાથે યોજે છે.

यदनीतिमतां लक्ष्मीर्यदपथ्यनिषेविणां च कल्यत्वं ।
अनुमीयते विधातुः स्वेच्छाकारित्वमेतेन ॥ ३५६ ॥

જે અનીતિ માર્ગે પ્રવર્તન કરવાંવાલાને લક્ષ્મી અને અપથ્ય સેવીઓને નિરોગીપણું પ્રાપ્ત થાય છે, તેથી તો આથીજ દૈવનું સ્વેચ્છાચારીપણું જાહેર દેખાઇ આવે છે.

जलधिगतोऽपि न कश्चित्कश्चित्तटगोऽपि रत्नमुपयाति ।
पुण्यविपाकान्मर्त्यो मत्वेति विमुच्यतां खेदः ॥ ३५७ ॥

પુણ્ય વિપાકને લીધે કોઇ માણુસ સમુદ્રમાં પેસીને તો કોઇ કીનારા પરથીજ રત્ન પ્રાપ્ત કરે છે એમ માની હે! જનો! ખેદ મા કરો.

सुखमसुखं च विधत्ते जीवानां यत्र तत्र जातानां ।
कर्मैव पुरा चरितं कस्तच्छक्नोति वारयितुं ॥ ३५८ ॥

ગમે તે ઠેકાણે જન્મેલા જીવોના સુખ કે અસુખની પુરાકૃત કર્મોજ યોજના કરે છે તે કર્મને વારવાને કોણ સમર્થ છે?

द्वीपे चात्र समुद्रे धरणीधरमस्तके दिशामन्ते ।
यातं कूपेऽपि विधि रत्नं योजयति जन्मवतां ॥ ३५९ ॥

દ્વીપમાં, સમુદ્રમાં, પર્વત મસ્તકે, દિશાઓને છેડે કે કુવામાં પડેલા રત્નને વિધિજ મનુષ્યોને યોજી આપે છે.

विपदोऽपि पुण्यभाजां जायन्ते संपदोऽत्र जन्मवतां ।
पापविपाकाद्विपदो जायन्ते संपदोऽपि सदा ॥ ३६० ॥

પુણ્યશાલી પુરૂષોને વિપદ્ પણ સંપદ્ તુલ્ય થાય છે અને પાપ વિપાકથી, સંપદ્ પણ સદા વિપદ્ તુલ્ય થાય છે.

चित्रयति यन्मयूरान्हरितयति शुकान्बकान्सितीकुरुते ।
कर्मैव तत्करिष्यति सुखासुखं किं मनःखेदैः ॥ ३६१ ॥

જે કર્મ મોરને ચિત્રે છે, પોપટને હરીત-લીલા બનાવે છે, તેમજ બગલાને સફેદ બનાવે છે, તેજ કર્મ સુખ અને અસુખ કરશે તો મનમાં ખેદ કરવાથી શો લાભ?

अन्यत्कृत्यं मनुजश्चिन्तयति दिवानिशं विशुद्धधिया ॥
वेधा विदधात्यन्यस्स्वामी च न शक्यते धर्तुम् ॥ ३६२ ॥

મનુષ્ય અહોનિશ વિશુદ્ધ બુદ્ધિથી ચિન્તવે છે કાંઈ, અને કર્મ-દૈવ આપે છે કાંઇ, કે જે તેનો સ્વામી ધારણ કરવાને પણ શક્તીમાન નથી.

નોટ—(અત્ર દૈવને ઉત્પન્ન કરનાર મનુષ્ય છે માટે તેને દૈવનો સ્વામી કહ્યો.)

द्वीपे जलनिधिमध्ये गहनवने वैरिणां समूहेऽपि ।
रक्षति मर्त्यं सुकृतं पूर्वकृतं भृत्यवत्सततं ॥ ३६३ ॥

દ્વીપમાં, સમુદ્રમાં, ગહનવનમાં, વૈરીના સમુહ મધ્યે, પુર્વકૃત સુકૃત, ચાકરની માફક હમેશાં મનુષ્યનું રક્ષણ કરે છે.

नश्यतु यातु विदेशं प्रविशतु धरणीतलं खमुत्पततु ।
विदिशं दिशं तु गच्छतु नो जीवस्त्यज्यते विधिना ॥३६४॥

ન્હાસી જાઓ, વિદેશમાં જાઓ, ધરણીતલમાં પેસી જાઓ, આકાશમાં ઉડી જાઓ, દિશા કે વિદિશામાં જાઓ, તોપણ વિધિ જીવને ત્યજતો નથી.

शुभमशुभं च मनुष्यैर्यत्कर्म पुराजितं विपाकमितम् ।
तद्भोक्तव्यमवश्यं प्रतिषेद्धुं शक्यते केन ॥ ३६५ ॥

મનુષ્યે પુર્વે કીધેલું-બાંધેલું શુભ કે અશુભ કર્મ જે ઉદયમાં આવે છે તે અવશ્ય ભોગવવું પડે છે. તેનો પ્રતિષેધ કરવાને કોણ સમર્થ છે?

धनधान्यकोशनिचयाः सर्वे जीवस्य सुखकृतः सन्ति ।
भाग्येनेति विदित्वा विदुषा न विधीयते खेदः ॥ ३६६ ॥

ધન, ધાન્ય, ખજાનો વિગેરેનો સંચય સર્વે ભાગ્ય યોગેજ જીવને સુખકૃત થાય છે એમ જાણી પંડિત જનો ખેદ ધરતા નથી.

दैवायत्तं सर्वं जीवस्य सुखासुखं त्रिलोकेऽपि ।
बुध्द्वेति शुद्धधिषणाः कुर्वन्ति मनःक्षतिं नात्र ॥३६७॥

ત્રિલોક મધ્યે જીવનું સુખ કે અસુખ સર્વે દૈવાધીન છે, શુદ્ધ બુદ્ધિજનો એમ જાણીને મનને ખેદ પમાડતા નથી.

दातुं हर्तुं किंचित्सुखासुखं नेह कोऽपि शक्नोति ।
त्यक्त्वा कर्म पुराकृतमिति मत्वा नाशुभं कृत्यं ॥३६८॥

પુરાકૃત કર્મ (દૈવ) સિવાય, કોઈ પણ કિંચિત્ માત્ર સુખ યા અસુખ દેવાને કે હરવાને શક્તીમાન નથી એમ માનીને મનુષ્યોએ શુભ કૃત્ય કરવું.

नरवरसुरवरविद्याधरेषु लोके न दृश्यते कोऽपि ।
शक्नोति यो निषेद्धुं भानोरिव कर्मणामुदयः ॥ ३६९ ॥

નરવર સુરવર અને વિદ્યાધર માંહેલો કોઈ પણ એવો દૃષ્ટિગોચર થતો નથી કે જે સૂર્યના ઉદયની માફક કર્મનો ઉદય અટકાવવાને શક્તીમાન હોય.

નોટ—( સૂર્યનો ઉદય અટકાવવાને કોઇની તાકાત નથી તેમ કર્મનો ઉદય પણ કોઇ અટકાવી શકે નહિ. )

दयितजनेन वियोगं संयोगं खलजनेन जीवानां ।
सुखदुःखं च समस्तं विधिरिव निरङ्कुशः कुरुते ॥ ३७० ॥

પ્રિય જનનો વિયોગ દુષ્ટ જનનો સંયોગ અને સમસ્ત સુખ દુઃખ નિરંકુશ વિધિ જીવને કરાવે છે.

अशुभोदये जनानां नश्यति बुद्धिर्न विद्यते रक्षा ।
सुहृदोऽपि सन्ति रिपवो विषमविषं जायते त्वमृतं ॥३७१॥

અશુભ કર્મના ઉદયે જીવોની બુદ્ધિ નાશ પામે છે, આશ્રયનું સ્થાન રહેતું નથી, મિત્રો પણ શત્રુ બને છે, અને અમૃત હલાહલ વિષરૂપે પરિણમે છે.

नश्यति हस्तादर्थः पुण्यविहीनस्य देहिनो लोके ।
दूरादेत्य करस्थं भाग्ययुतो जायते रत्नं ॥ ३७२ ॥

આ લોકમાં પુણ્ય રહિત જનોના હાથમાંથી પણ અર્થ નાશ પામે છે-જતુ રહે છે અને ભાગ્યશાળી નરને દૂરથી આવીને પણ રત્ન હસ્ત તલમાં પ્રાપ્ત થાય છે.

कस्यापि कोऽपि कुरुते न सुखं दुःखं च दैवमपहाय ।
विदधाति वृथा गर्वं खलोऽहमहितस्य हन्तेति ॥ ३७३ ॥

દૈવ સિવાય કોઇ પણ કોઇને સુખ કે દુ:ખ કરી શકતું નથી પણ હું અહિતનો હરનારો છું એમ ખલજન વૃથા ગર્વ કરે છે.

गिरिपतिराजसानुमधिरोहतु यातु सुरेन्द्रमन्दिरं
विशतु समुद्रवारि धरणीतलमेकधियाप्रसर्पतु ।
गगनतलं प्रयातु विदधातु सुगुप्तमनेकधायुधै-
स्तदपि न पूर्वकर्म सततं बत मुञ्चत देहधारिणं ॥३७४॥

પર્વતરાજ હિમાદ્રિના શીખર પર ચ્હડો, સુરેન્દ્રના મંદિરમાં જાઓ, સમુદ્રજલમાં પ્રવેશ કરો, કે પાતાલમાં પેસી જાઓ, તેમજ આકાશમાં ઉડી જાઓ કે અનેક આયુધોથી સુગુપ્ત બનો, તોપણ પૂર્વ કર્મ દેહધારીને નિશ્ચય પૂર્વક મુકતા નથી.

## પ્રકરણ ૧૫ મું

### જઠર નિરૂપણ.

तावज्जल्पति सर्पति तिष्ठति मायति विलसति विभाति ।
यावन्नरो न जठरं देहभृतां जायते रिक्तं ॥ ३७५ ॥

જ્યાંસુધી મનુષ્યની જઠર ખાલી નથી થઇ ત્યાંસુધી તે બોલે છે, ચાલે છે, ઉભે છે, માટે છે, વિલાસ પામે છે અને શોભે છે.

यद्यकरिष्यद्वातो निक्षिप्तद्रव्यनिर्गमद्वारं ।
को नाम शक्यः कर्तुं जठरघटीपूरणं मर्त्यः ॥ ३७६ ॥

જઠર રૂપી ઘડામાં પડેલાં પદાર્થો બ્હાર કાઢનાર પવન જ્યાં સુધી હૈયાત છે ત્યાંસુધી કયો મનુષ્ય તેને ભરવાને શક્તીમાન છે ?

शक्येतापि समुद्रः पूरयितुं निम्नगाशतसहस्त्रैः ।
नो शक्यते कदाचिज्जठरसमुद्रोऽन्नसलिलेन ॥ ३७७ ॥

હજારો નદીઓથી સમુદ્ર પણ કદાચ પૂરી શકાય તો પણ જઠરરૂપી સમુદ્ર અન્નરૂપી નદીઓથી કદાપિ પણ પુરી શકાતો નથી.

वैश्वानरो न तृप्यति नानाविधकाष्ठनिचयतो यद्वत् ।
तद्वज्जठरहुताशो नो तृप्यति सर्वथाप्यशनैः ॥ ३७८ ॥

જેમ નાના પ્રકારના કાષ્ઠના સમુહથી અગ્નિ તૃપ્ત થતો નથી તેમ જઠરાગ્નિ ખાવાથી સર્વથા તૃપ્ત થતો નથી.

यस्यां वस्तु समस्तं न्यस्तं नाशाय कल्पते सततं ।
दुःपूरोदरपिठरीं कस्तां शक्नोति पूरयितुं ॥ ३७९ ॥

જે દુષ્પૂર (અતિકષ્ટે પૂરાય તેવી) જઠર પિઠરી (ઘંટી) માં ઓરેલી–નાંખેલી સમસ્ત વસ્તુ નાશને પામે છે તેને પૂરવાને કોણ શક્તીમાન છે?

तावन्नरः कुलीनो मानी शूरः प्रजायतेऽत्यर्थं ।
यावज्जठरपिशाचो वितनोति न पीडनं देहे ॥ ३८० ॥

જ્યાંસુધી જઠર પિશાચ શરીરમાં પીડા કરતો નથી ત્યાંસુધીજ મનુષ્ય કુલીન, માની કે શૂર થાય છે.

यदि भवति जठरपिठरी नो मानविनाशिका शरीरभृतां ।
कः कस्य तदा दीनं जल्पति मानापहारेण ॥ ३८१ ॥

જો જઠર પિઠરી મનુષ્યનું માન વિનાશ કરનારી ન હોય તો (જો મનુષ્યને માન વિનાશિકા જઠરપિઠરી ન હોય તો) કોણ કોને માન અપહાર પુર્વક દીન વચન ભાખત?

गायति नृत्यति वल्गति धावति पुरतो नृपस्य वेगेन ।
किं किं न करोति पुमानुदरग्रहपवनवशीभूतः ॥३८२॥

ઉદર ગ્રહ પવનને વશીભૂત નર નૃપ સન્મુખ ગાય છે, નાચે છે, કુદે છે અને વેગથી દોડે છે, અને તે શું શું નથી કરતો?

जीवान्निहन्त्यसत्यं जल्पति बहुधा परस्वमपहरति ।
यदकृत्यं तदपि जनो जठरानिलतापितस्तनुते ॥ ३८३ ॥

જીવ હિંસા કરે છે, અસત્ય બોલે છે, બહુધા પારકું ધન અપહરણ કરે છે. અને એવાં જે અકૃત્ય તે પણ જઠરાનલથી તાપિત જન કરે છે.

द्युतिगतिमतिरतिलक्ष्मीलता लसन्ति तनुधारिणां तावत् ।
यावज्जठरदवाग्निर्न ज्वलति शरीरकान्तारे ॥ ३८४ ॥

જ્યાં સુધી શરીરરૂપી અટવીમાં જઠર રૂપી દાવાનલ પ્રજ્વલ્યો નથી ત્યાં સુધી મનુષ્યની દ્યુતિ, ગતિ, મતિ, રતિ, અને લક્ષ્મી રૂપીલતા–વેલડી શોભે છે.

संसारतरणदक्षो विषयविरक्तो जरार्दितोऽप्यसुमान् ।
गर्वोद्ग्रीवं पश्यति सधनमुखं जठरनृपगदितः ॥३८५॥

સંસાર તરણમાં દક્ષ, વિષયવિરક્ત, જરાજીર્ણ પ્રાણી જઠર રાજના શાસન તળે ગર્વોદ્ગ્રીવ ( ગર્વથી ઉચી ડોક રાખનાર ) ધનીના મુખ સામું જુએ છે.

कर्षति वपति लुनीते दीव्यति सीव्यति पुनाति वयते च ।
विदधाति किं न कृत्यं जठरानलशान्तये तनुमान् ॥३८६॥

મનુષ્ય જઠરાનલ શાન્તિને અર્થે ખેડે છે, વાવે છે, લણે છે, જુગાર ખેલે છે, સીવે છે, ઝાટકે છે (ઝાડું કાઢે છે), કાપડ વણે છે અને અન્ય શું કૃત્ય નથી કરતો ?

लज्जामपहन्ति नृणां मानं नाशयति दैन्यमुपचिनोति ।
वर्धयति दुःखमखिलं जठरशिखी वर्धितो देहे ॥ ३८७ ॥

જઠરાનલ શરીરમાં વૃદ્ધિ પામતાં મનુષ્યની લજ્જાનું અપહરણ કરે છે, માન મુકાવે છે, દૈન્ય કરાવે છે, અને સમગ્ર દુઃખની વૃદ્ધિ કરે છે.

गुणकमलशशाङ्कतनुर्गर्वग्रहनाशने महामन्त्रं ।
सुखकुमुदौघदिनेशो जठरशिखी बाधते किं न ॥ ३८८ ॥

જઠરાગ્નિ ગુણરૂપી કમલ (સૂર્ય વિકાસી ફુલ) ને ચંદ્ર સમાન છે, ગર્વરૂપી પિશાચનો નાશ કરવામાં મહામંત્ર સમાન છે, અને સુખરૂપી કુમુદ (ચંદ્ર વિકાશી કમલ) ના ઓઘને માટે સૂર્ય સમાન છે.

નોટઃ—જેમ ચંદ્રોદયથી કમલ ખીલતું નથી તેમ જઠરાગ્નિથી પીડિત મનુષ્યમાં ગુણ પ્રગટ થતા નથી, જે પીશાચ વિગેરે મંત્ર બળથી નાશી જાય છે તેમ ક્ષુધાથી પીડાતા મનુષ્યનો ગર્વનો ખર્વ થઈ જાય છે, અને જેમ સૂર્યોદયથી કુમુદ કરમાઈ જાય છે તેમ ઉદરાગ્નિના પ્રાદુર્ભાવથી સુખ નાશ પામે છે.

शिथिलीभवति शरीरं दृष्टिर्भ्राम्यति विनाशमेति मतिः ।
मूर्च्छा भवति जनानामुदरभुजङ्गेन दष्टानां ॥ ३८९ ॥

ઉદરરૂપી સર્પ કરડવાથી (દંશ દેવાથી) મનુષ્યનું શરીર શિથીલ થાય છે, (ગાત્ર ઢીલા થાય છે), દૃષ્ટિ ભમે છે, મતિ વિનાશ પામે છે, અને મૂર્છા આવે છે.

उत्तमकुलेऽपि जातः सेवां विदधाति नीचलोकस्य ।
वदति न वाचां नीचामुदरेश्वरपीडितो मर्त्यः ॥ ३९० ॥

ઉદરેશ્વર—ઉદરરાજથી પીડિત મનુષ્ય ઉત્તમ કુળમાં જન્મેલા હોય છતાં પણ નીચ લોકની સેવા કરે છે, ફક્ત નીચ ભાષા નથી બોલતો.

दासीभूय मनुष्यः परवेश्मसु नीचकर्म विदधाति ।
चाटुशतानि च कुरुते जठरदरीपूरणाकुलितः ॥३९१ ॥

જઠર દરી (ગુફા) પૂરણ કરવાને આકુલ નર દાસ બનીને બીજાને ઘેર નીચ કર્મ કરે છે અને સેંકડો વખત ખુશામત કરે છે.

क्रीणाति खलति याचति गणयति रचयति विचित्रशिल्पानि।
जठरपिठरीं न शक्तः पूरयितुं गतशुभस्तदपि ॥३९२॥

ગત શુભ (શુભ કલ્યાણ જેનું નાશ પામ્યું છે તે) મનુષ્ય ખરીદે છે, એકઠું કરે છે, યાચે છે, ગણે છે, નવાઇ ઉપજાવે તેવી કલાઓની રચના કરે છે, છતાં પણ જઠર પિઠરી ભરવાને તે શકતીમાન થતો નથી.

प्रविशति वारिधिमध्यं संग्राममुर्वं च गाहते विषमं ।
लङ्घति सकलधरित्रीमुदरग्रहपीडितः प्राणी ॥ ३९३ ॥

ઉદર ગ્રહ પીડિત પ્રાણી સમુદ્રમાં પ્રવેશ કરે છે, વિષમ સંગ્રામ ભૂમિમાં ઝંપલાવે છે, અને આખી પૃથ્વીને પગતળે કચડી નાંખે છે.

कर्माणि यानि लोके दुःखनिमित्तानि लज्जनीयानि ।
सर्वाणि तानि कुरुते जठरनरेन्द्रस्य वशमितो जन्तुः॥३९४॥

જઠર નરેશ્વરને વશ થએલો પ્રાણી, જે દુઃખ નિમિત્ત અને લજ્જાવનાર કૃત્યો આ દુનિઆમાં છે તે સર્વે કરે છે.

अर्थः कामो धर्मो मोक्षः सर्वं भवन्ति पुरुषस्य ।
तावद्यावत्पीडां जाठरवह्निर्न विदधाति ॥ ३९५ ॥

જ્યાં સુધી જઠરાનલ પીડા કરતો નથી ત્યાં સુધી જે ધર્મ અર્થ કામ અને મોક્ષ એ સર્વે પુરૂષાર્થ મનુષ્ય સાધે છે.

एवं सर्वजनानां दुःखकरं जठरशिखिनमतिविषमं ।
संतोषजलैरमलैः शमयन्ति यतीश्वरा ये ते ॥ ३९६ ॥

આ પ્રમાણે આવી રીતે સર્વ જનોને દુઃખકર જઠર રૂપી વિષમાગ્નિને જેઓ શુદ્ધ સંતોષરૂપી જલથી સમાવે છે તે યતીશ્વર છે.

ज्वलितेऽपि जठरहुतभुजि कृतकारितमोदितैर्न वाहारैः ।
कुर्वन्ति जठरपूर्णं मुनिवृषभा ये नमस्तेभ्यः ॥ ३९७ ॥

જઠરાનલ ધુખતો હોય છતાં પણ કૃત, કારિત, અને અનુમોદિત એ ત્રણ પ્રકારના આહારથી જે મુનિવૃષભો જઠર પૂર્ણ નથી કરતા તેને નમસ્કાર થાઓ.

तावत्कुरुते पापं जाठरवह्निर्न शाम्यते यावत् ।
धृतिवारिणा शमित्वा तं यतयः पापतो विरताः ॥ ३९८ ॥

જ્યાં સુધી જઠરાનલ શાન્ત થયો નથી ત્યાં સુધી લોકો પાપ કરે છે, ધૃતિ જલથી તેને શાન્તવન કરી યતિઓ પાપથી વિરત થાય છે.

श्रीमदमितगतिसौख्यं परमं परिहरति मानमपहन्ति ।
विरमति नृपतस्तनुमानुदरदरीपूरणाशक्तः ॥ ३९९ ॥

ઉદર દરી (ગુફા) પુરણ કરવાને અશક્ત જનો શ્રી-યુક્ત પરમ અમિત ગતિ-મોક્ષનું સુખ ત્યજે છે, સ્વમાન મુકે છે, અને ઉત્તમ કાર્યથી વિરમે છે.

शुभसंतोषवारिपरिषेकवलेन यतिः सुदुःसहं
शमयति यः कृतान्तसमचेष्टितमुत्थितमौदरानलं ।
व्रजति सरोगशोकमदमत्सरदुःखवियोगवर्जितं
विगलितमृत्युजननमपविघ्नमनर्घमनन्तमास्पदं ॥४००॥

જે યતિ જનો મરણ સમાન દુઃખ દેનારા મહાકષ્ટે સહન થાય તેવા ઉત્પન્ન થએલા ઉદરાનલને શુભ સંતોષ-રૂપી વારિના સિંચન બલે કરીને શાન્ત કરે છે, તેઓ રોગ શોક મદ મત્સર દુઃખ અને વિયોગથી વર્જીત, મૃત્યુ અને જનનથી રહિત, વિઘ્ન રહિત, અનર્ઘ પૂજવા યોગ્ય અનન્તપદ-મોક્ષને પામે છે.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### જીવ સંબોધન સ્વરૂપ.

सर्पत्स्वांतप्रसूतप्रततनमतमस्तोममस्तं समस्तं
सावित्रीव प्रदीप्तिर्नयति वितनुते पुण्यमन्यद्धिनस्ति ।

सूते संमोदमैत्रीद्यतिसुगतिमतिश्रीश्रिता कांतिकीर्तिं
किं किं वा नो विधत्तेन जिनपतिपदयोर्मुक्तिकर्त्री च दृष्टिः॥४०१॥

જેવી રીતે સૂરજની કાન્તિ સમસ્ત અંધકારનો નાશ કરી પ્રકાશ આપેછે તેવીરીતે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનારી, પુણ્યની વૃદ્ધિ કરનારી, પાપનો નાશ કરનારી, આનંદ, મૈત્રી, કાન્તિ, સુગતિ મતિ, લક્ષ્મી અને કીર્તિને પ્રગટ કરનારી, મોક્ષને કરનારી, એવી જીનેશ્વરના ચરણોની દ્રષ્ટિ શું શું નથી કરી શક્તી ?

शुश्रूषामाश्रयध्वं, बुधजनपदवीं याहि, कोपं विमुंच,
ज्ञानाभ्यासं कुरुष्व, त्यज विषयरिपुं, धर्ममित्रं भजात्मन्।
निस्त्रिंशत्वं जहीहि, व्यसनविमुखतामेहि, नीतिं विधेहि,
श्रेयश्चेदस्ति पूतं परमसुखमयं लब्धुमिच्छास्तदोषं ॥४०२॥

હે જીવ! જો તું નિત્ય સુખની વાંચ્છના રાખતો હોય તો સુદેવની સેવા કર, ડાહ્યા માણુસોનો સંગ કર, ક્રોધનો ત્યાગ કર, જ્ઞાનનો અભ્યાસ કર, વિષય રૂપી શત્રુનો નાશ કર, ધર્મનું મિત્રરૂપે શરણ લે, પારકાની હિંસાને છોડી દે, વ્યસનોથી દૂર રહે, અને નીતિનું સેવન કર.

तारुण्योद्रेकरम्यां दृढकठिनकुचां पद्मपत्रायताक्षीं
स्थूलोपस्थां परस्त्रीं किमिति शशिमुखीं वीक्ष्य खेदं प्रयासि ।
त्यक्त्वा सर्वान्यकृत्यं कुरु सुकृतमहो कांतमूर्त्यंगनानां
वांच्छा चेत्ते हतात्मन्न हि सुकृतमृते वांछीतावाप्तिरस्ति ॥४०३॥

હે દીન આત્માઓ ! જો તમોને આ સંસારમાં સુવાવસ્થાવાળી, કઠીન સ્તનોવાળી, કમળના જેવા નયનવાળી, સ્થૂલ નિતંબવાળી, ચંદ્ર વદનવાળી, પારકી સ્ત્રીઓને જોઈ તેમના માટે લાલસા થઇ આવતી હોય તો બીજી બધી વાતો છોડી દઇ સુકૃત-ધર્મ કરવાનું શરૂ કરો, કારણ કે સુંદર સુખવાળી સ્ત્રીઓની લાલસા જેવા વાંછિત ફળની પ્રાપ્તિ ધર્મ વિના થઇ શકતી નથી.

लक्ष्मीं प्राप्याप्यनर्घ्यामखिलपरजनप्रीतिपुष्टिप्रदात्रीं
कांतां कांतांगयष्टिं, विकसित वदनांचितयस्यार्तचित्तः।
तस्याः पुत्रं पवित्रं प्रथितपृथुगुणं तस्य भार्यां च तस्याः
पुत्रं तस्यापि कांतामिति विहितमतिः खिद्यसे जीव मूढ॥४०४॥

હે જીવ! આ સંસારમાં તું પોતે દુઃખનું ઉપાર્જન કરી ખેદ કરે છે, કારણકે લક્ષ્મી મેળવવાસારૂ તરસતો ફરે છે, અને જ્યારે લક્ષ્મી મળે છે ત્યારે સમસ્ત કુટુંબી તથા અન્ય લોકો પણ પ્રીતિ કરવા લાગે છે, અને ફરીથી દુખી થઇ મનોહર મૂર્તિધારી સ્ત્રીની ચાહ કરવા માંડે છે, અને પછીથી તેના પુત્ર માટે અને તેની સ્ત્રીના માટે અને તેના પુત્ર માટે અને તેના વિવાહ અને પુત્રને માટે એવી રીતે પરંપરા વાંછના વધતી જાય છે.

जन्मक्षेत्रेऽपवित्रे क्षणरुचिचपले दोषसर्पोरुरंध्रे
देहे व्याधादिसिंधुप्रपतनजलधौ पापपानीयकुंभे ।
कुर्वाणो बंधुबुद्धिं विविधमलभृते यासि रे जीव ! नाशं
संचिन्त्यैवं शरीरे कुरु हतममतो धर्मकर्माणि नित्यं ॥४०५॥

હે જીવ, જે અપવિત્ર જન્મનું સ્થાન છે, વીજલીના જેવું જે અસ્થિર છે, જુદાજુદા દોષરૂપી સર્પોનું જે સ્થાન છે, આધિ વ્યાધિરૂપી નદીઓનો જે સમુદ્ર છે, પાપરૂપી પાણીનો ભરેલો ઘડો છે, અને જુદાજુદા મલનો ભંડાર છે, તેવા તારા અહિતકારી શરીરપર તું મમતા શું કરવા રાખે છે માટે તેવા શરીરપરથી મમતા છોડી દઈ ધર્મ કાર્ય નિત્ય કરવા શરૂ કર.

यद्वच्चित्तं करोपि स्मरशरनिहतः कामिनीसंगसौख्ये
तद्वत्त्वं चेज्जिनेंद्रप्रणिगदितमते मुक्तिमार्गे विदध्याः ।
किं किं सौख्यं न यासि प्रगतभवजरामृत्युदुःखप्रपंचं
संचिन्त्यैवं विधित्स्व स्थिर परमधिया तत्र चित्तस्थिरत्वं॥४०६॥

હે જીવ! જેવી રીતે તું તારા મનને કામ દેવના શરથી વિંધાઇ જઇ સ્ત્રી સંગના સુખમાં લગાવે છે, તેવી રીતે બીજાં કામકાજ છોડી જીનેંદ્ર ભગવાને પ્રતિપાદિત મોક્ષના માર્ગમાં લગાવી દે, તો જન્મ જરા મૃત્યુ આદિ દુખોથી રહિત થઇ, કયા કયા અનંત સુખ તું ના પામે? માટે સમસ્ત ચિંતાઓને છોડી દઇ તારા મનને પરમ પવિત્ર માર્ગમાં સ્થિર કર.

सद्यः पातालमेति प्रविशति जलधिं गाहते देवगर्भे
भुंक्ते भोगान्नराणाममरयुवतिभिः संगमं याचते च ।
वांछत्यैश्वर्यमर्थं रिपुसमितिहतेः कीर्तिकांतां ततश्च-
धृत्वा त्वं जीव चित्तं स्थिरमतिचपलं स्वस्य कृत्यं कुरुष्व॥४०७॥

હે જીવ! તારૂં ચિત્ત બહુ ચંચલ છે કારણ કે કોઈ વખત પાતાલમાં પેસી જાય છે, સમુદ્રમાં અંદર ઘુસી જાય છે, સ્વર્ગના રસ્તાપર ચઢી જાય છે, મનુષ્યોના ભોગ ભોગવે છે, કદાચિત દેવાંગનાના સંગની ઇચ્છા કરે છે, કદાચિત ધન ધાન્ય પ્રાપ્તિ માગે છે, કદાચિત શત્રુઓના નાશકરનારી કીર્તિંરૂપી કાંતાની ચાહના કરે છે, માટે તેને ધર્મ કાર્યમાં લગાવી તારા ચિત્તને સ્થીર કર.

नो शक्यं यन्निषेद्धुं त्रिभुवनभवनप्रांगणे वर्तमानं
सर्वे नश्यंति दोषा भवभयजनका रोधतो यस्य पुंसां ।
जीवाजीवादितत्त्वप्रकटननिपुणे जैनवाक्ये निवेश्य
तत्त्वे चेतो विदध्याः स्ववशसुखमदं स्वं तदा त्वं प्रयासि॥४०८॥

હે જીવ, આ ચિત્ત જે ત્રણે લોકના આંગણામાં ફરવાવાળું છે, અને જેને રોકવાથી જન્મ મરણના સર્વે દુઃખો નાશ પામે છે. તો હે જીવ, આવા ચંચલ ચિત્તને જીવ અજીવ આદિ યથાર્થ તત્વોને પ્રકટાવનાર જૈનશાસ્ત્રો- ના વિચારમાં લગાવી દે, જેથી કરી તને આત્માધીન સ્વતંત્ર સુખપ્રાપ્ત થઇ જાય.

मित्रत्वं याति शत्रुः कथमपि सुकृतं नापहर्तुं समर्थो
जन्मन्येकत्र दुःखं जनयति भविनां शक्यते चापघातुं ।
नैवं भोगोऽय वैरी मृतजननजरादुःखतो जीव! दाय-
स्तस्मादेनं निहत्य प्रशमशितशरैर्मुक्तिभोग भज त्वं ॥४०९॥

હે જીવ, આ સંસારમાં શત્રુ કોઈપણ કારણસર મિત્ર બને છે, પણ કોઇના પુણ્યનો નાશ કરી શકતો નથી. અથવા આ ભવમાં કરેલા દુખને કોઇ રીતે દૂર પણ કરી શકાય છે, પરંતુ આ વિષય ભોગ જે જન્મ મરણ અને જરાનાં દુઃખો ભવોભવ ઉત્પન્ન કરે છે તેવો શત્રુ કોઈ નથી. માટે તે શત્રુનો શાંતિરૂપી તીક્ષ્ણ બાણોથી નાશ કરી મુક્તિરૂપી અંગનાનો ભોગ કર અર્થાત્ તેમાં ચિત્ત લગાવ.

रे जीव ! त्वं विमुंच क्षणरुचिचपलानिंद्रियार्थोपभोगा-
नेभिर्दुःखं न नीतः किमिह भववनेऽत्यंतरौद्रे हतात्मन् ।
तृष्णा चित्ते न तेभ्यो विरमति विमतेद्यापि पापात्मकेभ्यः
संसारात्यंतदुःखात्कथमपि न तदा ! मुग्ध मुक्ति प्रयासि॥४१०॥

રે જીવ, ચમકતી વિજળીના જેવા વિષયભોગ ક્ષણીક છે તેને તું છોડી દે, કારણકે તેણે તને આ ભવોભવમાં ભટકતાં કયાં કયાં દુખો આપ્યાં નથી. તેમ છતાં પણ એવા પાપીઓની સાથે રહેલા તારા ચિત્તમાં તેની ઉત્કંઠા પૂરી થતી નથી તો પછી આ અતિ દુખી સંસારમાંથી તારી મુક્તિ કદી પણ થનાર નથી.

मत्तस्त्रीनेत्रलोलाद्विरम रतिसुखाद्योपितामंतदुःखा-
त्याज्ञान् प्रेक्षातितिक्षोमतिधृतिकरुणामित्रताश्री गृहांश्च ।
एतास्तारुण्यरम्या न हि तरलदृशो मोहयित्वा तरुण्यो
दुःखात्पातुं समर्था नरकगतिमितानंगिनो जीव ! जातु ॥४११॥

રે જીવ મદમાતી સ્ત્રીઓના નેત્ર સમાન ચંચળ અને અંતમાં દુખ આપનારા રતિસુખનો તું ત્યાગ કર, કારણકે યૌવનાવસ્થાવાળી મહા મનોહર ચંચળ નેત્રોવાળી સ્ત્રીઓ, પેક્ષા, તિતિક્ષા, બુદ્ધિ, ધીરતા, કરૂણા, મિત્રતા અને લક્ષ્મીના ધરવાવાળા બુદ્ધિમાનોને ફસાવનારી છે, અને તે સ્ત્રીઓ નરક ગતિમાં જતા જીવોને બીલકુલ રક્ષા કરી શકતી નથી.

दृष्ट्वा लक्ष्मीं परेषां किमिति हतमते खेदमंतः करोपि
नैषा नैते न च त्वं कतिपयदिवसैर्गत्वरं येन सर्वं ।
तत्त्वं धर्मं विधेहि स्थिरविशदधिया जीव ! मुक्त्वान्यवांछां
येन प्रध्वस्तबाधां विततसुखमयीं मुक्तिलक्ष्मीमुपैषि ॥४१२॥

રે જીવ, બીજાની લક્ષ્મી વધતી જોઇને તું શા સારૂ ખેદ કરે છે, કારણકે તે લક્ષ્મી અને બીજા લોક અને તું પણ કેટલાં દિવસ રહેવાના છો, એટલે જલદી જનાર તો છે જ. માટે હે જીવ, તું શાંત ચિત્તથી ધર્મનું સેવન કર અને બીજી બધી લાલસાઓને છોડી દઇને સર્વ બાધાઓથી રહિત અનંત સુખના ભંડાર મોક્ષ સુખને પ્રાપ્ત કર.

भोगा नश्यंति कालात्स्वयमपि न गुणो जायते तत्र कोपि
तज्जीवैतान् विमुंच व्यसनभयकरानात्मना धर्मबुद्धया ।
स्वातंत्र्यात्येन याता विदधति मनसस्तापमत्यंतमुग्रं
तन्त्यक्ते तु मुक्ताः स्वयमसमसुखं स्वात्मजं नित्यमर्च्यं॥४१३॥

ઇંદ્રિય વિષય જન્ય ભોગો કાળના જવાથી પોતાની મેળે નષ્ટ થનાર છે, અને કોઇ પણ ગુણને આપનાર નથી. માટે હે જીવ, એવા વ્યસનને કરનારા ભોગોને તારી આત્માની ધર્મબુદ્ધિથી તું છોડી દે, કારણ કે તેઓ પોતે પોતાના સ્વતંત્ર જાતિ ગુણોના લીધે પોતાની મેળે જો નાશ પામ્યા તો તેઓ તને ઘણું દુખ આપશે અને જો તું તેઓને છોડી દેશે તો તને અનંત સુખ સ્વરૂપ મોક્ષની પ્રાપ્તિ થશે.

धर्मे चित्तं निधेहि, श्रुतकथितविधिं जीव! भक्त्या विधेहि,
सम्यक्त्वांतं पुनीहि, व्यसनकुसुमितं कामवृक्षं लुनीहि ।
पापे बुद्धिं धुनीहि, प्रशमयमदमान शिंढि, पिंढि प्रमादं
छिंधि क्रोधं,विभिंधि प्रचुरमदगिरींस्तेऽस्ति चेन्मुक्तिवांछा॥४१४॥

હે જીવ, જો તને મોક્ષની વાંછા થાય તો ધર્મમાં ચિત્તને સ્થીર કર, અને શાસ્ત્રોક્ત વિધિથી ભક્તિ કર, અને પોતાના અંતરને સમ્યકત્વવાન્ રાખ, વ્યસનરૂપી ફ્લોથી ફલિત થયેલા કામરૂપી વૃક્ષને કાપી નાંખ, પાપની બુદ્ધિથી પાછો હઠ, શાંતિ, દાંતિ અને યમના ગુણ ધારણ કર, પ્રમાદ એટલે આળસને છોડી દે, ક્રોધનો ત્યાગ કર, અને અષ્ટ પ્રમાદો-રૂપી પર્વતોના ચૂરા કરી નાંખ.

बाधाव्याधावकीर्णे विपुलभववने भ्राम्यता संचितानि
दग्ध्वा कर्मेंधनानि ज्वलित शिखि वदत्यंत दुःखप्रदानि ।
यद्दत्ते नित्यसौख्यं व्यपगतविपदं जीव ! मोक्षं समीक्ष्य
बाह्यांतर्ग्रंथमुक्ते तपसि जिनमते तत्र तोषं कुरुष्व॥४१५॥

હે જીવ, વ્યાધિરૂપી વ્યાઘ્રોથી ભરેલા આ સંસારરૂપી ઘાડ વનમાં, અનાદિકાળમાં ભમવાથી જ્વલાયમાન થયેલા અગ્નિસમાન અને અત્યંત દુઃખ દેવાવાલા કર્મોનો સંચય કરેલો છે, તેઓને બાળી નાંખી નિરાબાધ નિત્ય અને આપત્તિ-રહિત મોક્ષ સુખને આપનાર, અને બાહ્ય અને અંતરંગ બંને પ્રકારના પરિગ્રહોથી રહિત, સર્વજ્ઞ વીતરાગે કથન કરેલા તપમાં સંતોષ માન એટલે તપ તરફ માનની લાગણીથી જો.

एको मे शाश्वतात्मा सुखमसुखभुजो ज्ञानदृष्टिस्वभावो
नान्यत्किंचिन्निजं मे तनुधनकरणभ्रातृभार्यासुखादि ।
कर्मोद्भूतं समस्तं चपलमसुखदं तत्र मोहो मुधा मे
पर्यालोच्येति जीव ! स्वहितमवितथं मुक्तिमार्गं श्रय त्वं ॥४१६॥

આ સંસારમાં મારો આત્મા એકલો શાશ્વત છે. જે સુખ સ્વરૂપ અને જ્ઞાન-દર્શન સ્વરૂપનો ધારક છે. બીજું કાંઈપણ-શરીર, ધન, ઈંદ્રિયો, ભાઈ સ્ત્રી ભાર્યા સુખ વિગેરે મારાં નથી. તેઓ સર્વ કર્મોથી ઉપાર્જન થયેલાં ચપળ અને દુઃખનાં કરનારાં છે. માટે તેના તરફનો મોહ વ્યર્થ છે. એવી રીતનો વિચાર કરી હે જીવ, પરમહિતકારી અને સત્યભૂત મોક્ષમાર્ગનું રક્ષણ લે.

ये बुध्यंतेऽत्र तत्त्वं न प्रकृतिचपलं तेऽपि शक्ता निरोद्धुं
प्रोद्यत्कल्पांतवातक्षुभित जलनिधि स्फीत वीचिस्यदं वा ।
प्रागेवान्ये मनुस्यास्तरलतरमनुवृत्तयो दृष्टनष्टा-
स्तचेतश्चेदगेनत्स्थिरपरमसुखं त्वं तदा किं न यासि ॥४१७॥

હે જીવ, જેવી રીતે કલ્પના અંત સમયે ઉપજેલા જોસવાળા પુષ્કળ પવનના વેગથી સમુદ્રના મોજાને રોકવા સારૂ કોઇ સમર્થ નથી, તેવી રીતે મન એટલું બધું ચંચલ અને જોરવાળું છે કે તેના વેગને તત્વના જાણનાર પણ રોકવા શક્તિમાન નથી, વળી પૂર્વ કાળમાં ચંચળ વૃત્તિને ધારણ કરનારા ઘણા મનુષ્યો નાશ પામેલા છે, તો તું ધીરતા પૂર્વક તારા વેગવાળા મનને શાંત કરીશ તો પરમ સુખ આપનારા મોક્ષ સ્થાનને તું જરૂર પામીશ.

रे पापिष्ठातिदुष्ट ! व्यसनगतमते निंद्यकर्मप्रसक्त
न्यायान्यायानभिज्ञ प्रतिहतकरुण व्यस्तसन्मार्गबुद्धे ।
किं किं दुःखं न यातो विनयवशगतो, येन जीवो विपद्यं
त्वं तेनैनो निवर्त्य प्रसभमिह मनो जैनतत्वे निधेहि ॥४१८॥

પાપિષ્ટ અને અતિદુષ્ટ ઈંદ્રિય ભોગમાં લોલુપ્તવાન નીચકર્મ કરવાવાળા અને ન્યાય અન્યાયની અવગણના કરનાર નીર્દયી, સન્માર્ગમાંથી વિમુખ થયેલા હે જીવ! તેં વિષયને વશ થઇ કયા કયા દુખો ભોગવ્યાં નથી તો તેમાંથી હવે પાછો ફર, અને તેઓને છોડી દે. અને જૈન તત્ત્વોમાં તારા મનને લગાવ, એટલે તેનું ધ્યાન કરવામાં રોક.

लज्जाहीनात्मशत्रो कुमतगतमते त्यक्ततत्त्वप्रणीते
धृष्टानुष्ठाननिष्ठ स्थिरमदनरते मुक्तिमार्गाप्रवृत्ते
संसारे दुःखमुग्रं सुखरहितगताविंद्रियैः प्रापितो यै-
स्तेषामद्यापि जीव! व्रजसि गतघृण! ध्वस्तबुद्धे! वशित्वं॥४१९॥

રે જીવ, નિર્લજ્જ, આત્માનો શત્રુ, મિથ્યા મતોને અવલંબન કરનાર, તત્વમાં શ્રદ્ધાથી રહિત, નિંદિત અનુષ્ઠાનોનો ભક્ત, મૈથુનનું દૃઢ અવલંબ કરનાર અને મોક્ષ માર્ગમાંથી વિમુખ બની, ઈંદ્રિયોને વશ થઈ તને ઘણાં સખ્ત દુઃખો પડેલાં છે છતાં પણ, તું, નિર્બુદ્ધિ બની ઈંદ્રિયોને હજી વશ પડેલો છે, તો તેનો સંબંધ હવે છોડી દે.

सर्पव्याघ्रेभवैरिज्वलनविषयमग्राहशत्रुग्रहाद्यान्
हित्वा दुष्टस्वरुपान् ददति तनुभृतां ये व्यथां सर्वतोऽपि ।
तान् कोपादीन्निकृष्टानतिविषमरिपून्निर्जय त्वं प्रवीणान्
रे रे जीव ! प्रलीनप्रशमगतिमते दग्धभग्नस्वशत्रो ॥ ४२० ॥

રે જીવ, સર્પ વાઘ હસ્તી વેરી અગ્નિ યમ ગ્રાહ અને ગ્રહ આદિ બીજા પદાર્થો જે મનુષ્યોને બધી રીતે દુઃખ આપે છે, તેને તારા શત્રુ માને છે અને ક્રોધ માન માયા લોભ વીગેરે જે અતિ કઠોર ભવોભવમાં પીડા કરનારા છે, તેઓને તારા હિત કરનારા સમજે છે, તેમાં તું ભૂલ કરે છે. માટે વાઘ વીગેરેને છોડી તારા ખરા શત્રુઓને વશ કરી સમસ્ત પ્રકારથી શત્રુઓ વિનાનો થઈ જા.

मैत्रीं सत्वेषु, मोदं गुणवति, करुणां क्लेशिते देहभाजि,
मध्यस्थत्वं मतोपे, जिनवचसि रतिं, निग्रहं क्रोधयोधे ।
अक्षार्थेभ्यो निवृत्तिं, मृतिजननभवाद्भीतिमत्यंतदुःखाद्
रे जीव त्वं ! विधत्स्व च्युतनिखिलमले मोक्षसौख्येऽभिलाषं

રે જીવ, જો તું અતુલ અને નિરાબાધ એવા નિત્ય સુખને વાંછતો હો, તો સર્વે પ્રાણિઓ સાથે મૈત્રી કર, ગુણવાનોને માન આપ, દુખી મનુષ્યોપર દયા રાખ, તારા શત્રુઓ સાથે સમભાવ રાખ, જીનેશ્વર ભગવાનના વચનો પર શ્રદ્ધા રાખ, ક્રોધરૂપી શત્રુનો નાશ કર, ઈંદ્રિય ભોગોથી દૂર થા, અને અત્યંત દુઃખ દેવાવાળા જન્મ મરણ અને જરાથી ભયભીત થા અને કર્મમલથી રહિત થયેલી પવિત્ર અને નિત્ય સુખને આપનાર મોક્ષ સુખની અભિલાષા કર.

कर्मानिष्टं विधत्ते भवति परवशो लज्जते नो जनानां
धर्माधर्मौ न वेत्ति त्यजति गुरुकुलं सेवते नीचलोकं ।
भूत्वा माज्ञः कुलीनः प्रथितपृथुगुणो माननीयो बुधोपि
ग्रस्तो येनात्र देही तुद मदनरिपुं जीव ! तं दुःखदक्षं ॥४२२॥

હે જીવ, ત્હારો પ્રબલ શત્રુ અથવા દુઃખનો કરનાર કામદેવ છે કે જે તું પંડિત કુલીન ગુણવાન અને સન્માનવાળો હોવા છતાં તારી પાસે અનિષ્ટ કર્મો કરાવે છે, જેના લીધે તું પરવશ બને છે, અને મનુષ્યોની લજ્જાની દરકાર કરતાં અટકાવે છે, ધર્મ અને અધર્મના વિચાર ભૂલાવે છે, ગુરૂજનનો સંગ છોડાવે છે અને નીચ લોકોની સેવા કરાવે છે, માટે તેવા શત્રુના ઉપર વિજય મેળવ.

रागाद्युक्तोपि देवोंतरतदितररजःग्रंथशक्तोपि साधु–
र्जीवध्वंसोपि धर्मस्तनुविभवसुखं स्थाष्णु मे सर्वदेति ।

संसारापातहेतुं मतिगतिदुरितं कार्यते येन जीव-
स्तं मोहं मर्दय त्वं यदि सुखमतुलं वांछसि त्यक्तबाधं ॥४२३॥

હે જીવ, જો તું અતુલ અને નિરાબાધ સુખની વાંછા કરતો હોય તો તું આ મોહરૂપી શત્રુને વશ કર–કે જેના લીધે તું રાગદ્વેષવાળાઓને પણ દેવ માને છે, અંતર અને બાહ્ય એવા પરિગ્રહોવાળાને ગુરૂ માને છે, અને જીવોને નાશ કરવાવાળા ઉપદેશને ધર્મ માને છે, અને શરીર વીગેરેથી ઉત્પન્ન થયેલા અનિત્ય સુખને સુખ માને છે.

तीव्रत्रासप्रदायिप्रभवमृतिजराश्वापदव्रातपाते
दुःखोर्वीजप्रपंचे भवगहनवनेनेकयोन्यद्रि रौद्रे ।
भ्राम्यन्नाप्यापि नृत्वं कथमपि शमतः कर्मणो दुष्कृतस्य
नो चेद्धर्मं करोषि स्थिरपरमधिया वंचितस्त्वं तदात्मन् ॥४२४॥

તીવ્ર ત્રાસ આપનાર જન્મ મરણ જરારૂપી દુઃખોના સમુહથી વ્યાપ્ત, અને જુદી જુદી જાતના દુઃખોરૂપી વૃક્ષોથી અંધકારમય થયેલો, અનેક યોનિરૂપ પહાડોથી ભરેલા એવા ભયાનક સંસારરૂપી વનમાં તું ભટકતો છતાં હવે હે જીવ, તને કોઇ કર્માનુસાર દુષ્કર્મોની શાંતિ થવાથી મનુષ્ય ભવ મળેલો છે, તો સ્થિર ચિત્ત થઈ ધર્મ ધ્યાન નહિ કરે તો હે મૂઢ આત્મા ! તું ખરેખર ઠગાઇ જઇશ એટલે સર્વે ખોઈ નાંખીશ.

ज्ञानं तत्त्वप्रबोधो जिनवचनरुचिर्दर्शनं धूतदोषं
चारित्रं पापमुक्तं त्रयमिदमुदितं मुक्तिहेतुं मयत्त्व

मुक्त्वा संसारहेतुत्रितयमपि परंनिंद्यबोधाद्यवद्यं
रे रे जीवात्मवैरिन्नमितगतिसुखे चेत्तवेच्छास्ति पूते ॥४२५॥

હે પોતાના અહિત કરનારા જીવ, જો તને અપરીમિત આત્મિક સુખ લેવાની ઇચ્છા હોય તો જ્ઞાન મેળવ, જીનેશ્વર ભગવાનના ઉપદેશેલા તત્વોમાં શ્રદ્ધા રાખ, અને દોષ રહિત દર્શન રાખ, તથા પાપથી રહિત ચારિત્ર રાખ, અને વાસ્તવિક તત્વોને બતાવનારા સમ્યક્ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ ત્રણે રત્નો જે મોક્ષને આપનારાં છે તેને ધારણ કર, અને તેનાથી વિપરીત મિથ્યા દર્શન, મિથ્યા જ્ઞાન, અને મિથ્યા ચારિત્રનો સર્વથા ત્યાગ કર.

## પ્રકરણ ૧૭ મું.

### દુર્જન નિરૂપણ.

पापं वर्धयते, चिनोति कुमतिं, कीर्त्यङ्गनां नश्यति,
धर्मं ध्वंसयते, तनोति विपदं, संपत्तिमुन्मर्दति ।
नीतिं हन्ति विनीतिमत्र, कुरुते कोपं, धुनीते शमं
किंवा दुर्जनसंगतिर्न कुरुते लोकद्वयध्वंसिनी ॥ ४२६ ॥

પાપ વધારે છે. કુમતિ એકઠી કરે છે. કીર્તિરૂપી સ્રીને નસાડે છે. ધર્મનો ધ્વંસ કરે છે. વિપદની વૃદ્ધિ કરે છે. સંપત્તિને ઉન્મૂલ કરે છે. નીતિને હરે છે. અનિતિ વિસ્તારે છે. કોપ કરાવે છે અને શાંતિનો નાશ કરે છે.

અથવા બન્ને લોક (લોકદ્વય-આ લોક અને પરલોક) ને બગાડનારી દુર્જન સંગતિ શું નથી કરતી ?

न व्याघ्रः क्षुधयातुरोऽपि, कुपितो नाशीविषः पन्नगो
नारातिर्बलसत्वबुद्धिकलितो, मत्तःकरीन्द्रो न च ।
तं शक्नोति न कर्तुमत्र नृपतिः, कण्ठीरवो नोद्धुरो
दोषं दुर्जनसङ्गतिर्वितनुते, यं देहिनां निन्दिता ॥ ४२७ ॥

જગત્ નિન્દ્ય દુર્જન સંગતિ, દેહધારીઓને જે હાનિ કરે છે તે ક્ષુધાતુર વાઘ પણ, અને કુપિત (ઉગ્ર સ્વરૂપી) અતિ ઝેરી સર્પ પણ,અથવા તો બલ સત્વ અને બુદ્ધિશાળી દુશ્મન પણ, તેમજ મસ્ત બનેલો હસ્તી (ગજેન્દ્ર) પણ, તેવીજ રીતે ક્રોધાયમાન થયેલો રાજા અને સ્વેચ્છા વિહારી સિંહ પણ કરી શકતાં નથી.

व्याधव्यालभुजङ्गसंगभयकृत्कक्षं वरं सेवितं
कल्पांतोद्धतभीमवीचिनिचितो वार्द्धिर्वरं गाहितः ।
विश्वप्लोषकरोद्धतोज्ज्वलशिखो वह्निर्वरं चाश्रित-
स्त्रैलोक्योदरवर्तिदोपजनके नासाधुमध्ये स्थितं ॥४२८॥

શીકારીઓ, દુષ્ટ વાઘ, અને સર્પના સંગથી ભયંકર બીહામણા વનમાં નિવાસ કરવો બ્હેતર છે. કલ્પાન્ત કાલ વખતે ઉદ્‌ભૂત-ઉત્પન્ન થએલા ભયંકર મહામોજાઓની છોળો જેની ઉડી રહી છે, તેવા મહા સાગરમાં પ્રવેશ કરવો ( ડુબકી મારવી ) તે પણ બ્હેતર છે. તેમજ વિશ્વને બાળી નાંખનારા અને જ્વલત શિખા વાલા અગ્નિનો આશરો લેવો તે પણ બ્હેતર છે, પણ

ત્રણલોક મધ્યે વર્ત્તતા સર્વ દોષોના કરનાર દુર્જન મધ્યે વાસ કરવો તે સારો નથી.

वाक्यं जल्पति कोमलं सुखकरं, कृत्यं करोत्यन्यथा
वक्रत्वं न जहाति जातु मनसा, सर्पो यथा दुष्टधीः ।
नो भूतिं सहते परस्य न गुणं, जानाति कोपाकुलो
यस्तं लोकविनिन्दितं खलजनं, कः सत्तमः सेवते ॥४२९॥

જે સુકોમલ અને સુખકર શબ્દોનું ઉચ્ચારણ કરે છે પણ વર્ત્તન-કૃત્ય તો તેનાથી વિરૂદ્ધ આચરે છે, સર્પની માફક જે દુષ્ટબુદ્ધિ મનની વક્રતા જરાએ ત્યજતો નથી, પરની વિભૂતિ સાખી-જોઇ શકતો નથી, તેમજ તે કોપથી આકુલ થઈ ગુણની પીછાણ પણ કરતો નથી, તેવા લોક નિન્દ્ય ખલજનનું કયો ઉત્તમજન સેવન કરે.

नीचोच्चादिविवेकनाशकुशलो बाधाकरो देहिना-
माशाभोगनिरासनो मलिनताच्छन्नात्मनां वल्लभः ।
सद्दृष्टिप्रसरावरोधनपटुर्मित्रप्रतापाहतः
कृत्याकृत्यविदा प्रदोषसदृशो वर्ज्यः सदा दुर्जनः ॥ ४३० ॥

નીચ અને ઉચ્ચના વિવેકનો નાશ કરવામાં કુશલ, દેહધારીઓને બાધાનો કરનારો, આશા ભોગનો (દીશા વિસ્તારનો), પ્રનાશક, મલીનતાથી આચ્છાદિત જનોનો વલ્લભ, સદ્દષ્ટિ પ્રસારણના અવરોધમાં નિપુણ, મિત્ર પ્રતાપને (સૂર્ય પ્રતાપને) હણનારો, કૃત્ય અને અકૃત્યને નહિ જાણનાર, પ્રદોષ માફક દુર્જન, સદા વર્જ્ય છે.

ध्वान्तध्वंसपरः कलङ्कितवनुर्वृद्धिक्षयोत्पादकः
पद्माशी कुमुदप्रकाशनिपुणो दोषाकरो यो जडः ।
कामोद्वेगरसः समस्तभविनां लोके निशानाथव-
त्कस्तं नाम जनो महासुखकरं जानाति नो दुर्जनं ॥४३१॥

કયો માણુસ નીશાનાથ-ચંદ્રની માફક, ધ્વાન્ત ધ્વંસપર (અંધારાનો નાશ કરવામાં નિપુણ, અજ્ઞાનતા વધારવામાં નિપુણ ) કલંકિત શરીરવાળો, વૃદ્ધિ ક્ષયનો કારણ, પદ્મનો વૈરી, કુમુદ પ્રકાશમાં નિપુણ, દોષોનો કરનાર (દોષાઃ રાત્રી, દોષનો આકરઃ દોષનો સમુહ), જડ મૂર્ખ, સમસ્ત પ્રાણીઓને કામનો ઉદ્વેગ કરનારો અને મહા સુખકર ( મહા સુખકર, મહા અસુખકર,) દુર્જનને કોણ નથી જાણતું.

दुष्टो यो विदधाति दुःखमपरं पश्यन्सुखेनान्वितं
दृष्ट्वा तस्य विभूतिमस्तधिषणो हेतुं विना कुप्यति ।
वाक्यं जल्पति किंचिदाकुलमना दुःखावहं यन्नृणां
तस्माद्दुर्जनतो विशुद्धमतयः काण्डाद्यथा बिभ्यति ॥४३२॥

બીજાને સુખી જોઈને દુષ્ટ માણુસ ઘણું દુઃખ પામે છે, નિર્બુદ્ધિ બીજાની વિભુતિને જોઈને વિના કારણ કોપે છે, મનુષ્યોને દુઃખકર્ત્તા એવા શબ્દો જેમ તેમ બોલે છે, તેથી કરીને વિશુદ્ધ મતિજનો દુષ્ટ જનથી બાણુની માફક બીહે છે.

यस्त्यक्त्वा गुणसंहतिवितनुते गृह्णाति दोषान्परे
दोषानेव करोति जातु न गुणं त्रेधा स्वयं दुष्टधीः।
युक्तायुक्तविचारणाविरहितो विध्वस्तधर्मक्रियो
लोकानन्दिगुणोऽपि कोऽपि न खलं शक्नोति संबोधितुं॥४३३॥

દુર્જન અન્ય પુરૂષોમાં રહેલાં ગુણોની શ્રેણી ત્યજીને તેઓનાં દોષને વિસ્તારે છે, દોષજ ગ્રહણ કરે છે, અને બીજા દોષોનુંજ ઉત્પાદન કરે છે, પણ તેના ગુણોને એ ત્રણ પ્રકારે કરતો નથી એટલે વિસ્તારતો નથી, ગ્રહણ કરતો નથી તેમજ પેદા કરતો નથી, એવી રીતે તે યોગ્યા યોગ્ય વિચારણાથી રહિત થાય છે અને ધર્મ ક્રિયાથી વિમુખ રહે છે, માટે ખલપુરૂષને સમજાવવાને. (સુમાર્ગે ચડાવવાને) જેના ગુણોથી લોક આનન્દ પામે એવો માણસ પણ શક્તિમાન નથી.

दोषेषु स्वयमेव दुष्टधिषणो यो वर्तमानः सदा
तत्रान्यानपि मन्यते स्थितिवतस्त्रैलोक्यवर्त्यङ्गिनः।
कृत्यंनिन्दितमातनोति वचनं यो दुःश्रवं जल्पति
चापारोपितमार्गणादिव खलात्सन्तस्ततो बिभ्यति॥४३४॥

દુષ્ટબુદ્ધિ દુર્જનો હમેશાં દોષથી વ્યાપ્ત રહે છે અને તેથી આ ત્રણ લોકના અન્ય પ્રાણીઓમાં પણ દોષજ જુએ છે તે નિંદ્ય કાર્ય આચરે છે અને કર્ણકટુ ન સાંભળી શકાય તેવા શબ્દોનો પ્રયોગ કરે છે આ કારણથી જેમ ધનુષ્યપર ચડાવેલા બાણથી લોકો ડરે તેમ સજ્જનો દુર્જનથી ડરે છે.'

योऽन्येषां भषणोद्यतः श्वशिशुवच्छिद्रेक्षणः सर्पव-
दग्राह्यः परमाणुवन्मुरजवद्वक्त्रद्वयेनान्वितः ।
नानारूपसमन्वितः शरदवद्वक्रो भुजङ्गेश्वव-
त्कस्यासौ न करोतिदोषनिलयश्चित्तव्यथां दुर्जनः ॥४३५॥

જે કુતરાના બચ્ચાંની જેમ, બીજા તરફ ભસવાને તત્પર છે, સર્પની માફક છિદ્રાન્વેષીછે, પરમાણુની પેઠે અગ્રાહ્ય છે, ઢોલની જેમ બેમુખવાળો (બંને તરફ મુખવાળો) છે, શરદની માફક નાના પ્રકારના રૂપથી યુક્ત છે, સર્પ ગતિની માફક વક્ર (વાંકો) છે, દુર્જન કે જે દોષનું સ્થાન છે તે કોને ચિત્તની વ્યથા ઉપજાવનારો થતો નથી.

गाढं श्लिष्यति दूरतोऽपि कुरुतेऽभ्युत्थानमार्द्रेक्षणो
दत्तेऽर्द्धासनमातनोति मधुरं वाक्यं प्रसन्नाननः ।
चिन्तान्तर्गतवञ्चनो विनयवान्मिथ्यावधिर्दुष्टधी-
र्दुःखामृतधर्मणा विषमयो मन्ये कृतो दुर्जनः ॥ ४३६ ॥

દુર્જન, બીજાને દૂરથી પણ જોઈને (તેને સત્કાર કરવાને) ઉભો થાય છે, તેને (પાસે આવતાં) ગાઢ આલિંગન કરે છે, પોતાના અર્ધા આસનપર બેસાડે છે, અને પ્રસન્ન મુખ રાખી મિષ્ટ વચનો પણ બોલે છે, આવી રીતે અંતરથી તેને છેતરવાની બુદ્ધિવાળો છતાં (બ્હારથી) વિનયવાન દેખાય છે, તે ખોટા વાયદા આપે છે તેથી એમ લાગે છે કે લોકોને દુઃખ દેવાને માટે અમૃતની સાથે વિધાતાએ દુર્જનને વિષસ્વરૂપ બનાવ્યો છે.

यद्वच्चन्दनसंभवोऽपि दहनो दाहात्मकः सर्वदा
संपन्नोऽपि समुद्रवारिणि यथा प्राणान्तको दुंदुभिः ।
दिव्याहारसमुद्भवोऽपि भवति व्याधिर्यथा बाधक-
स्तद्वद्दुःखकरः खलस्तनुमतां जातः कुलेऽप्युत्तमे ॥ ४३७ ॥

જેવી રીતે ચંદનથી ઉત્પન્ન થએલો છતાં પણ, અગ્નિ સર્વદા દાહક ગુણવાલો છે, સમુદ્રના પાણીમાંથી નીકળ્યા છતાં પણ વિષ પ્રાણાન્તક છે, દિવ્યાહારથી ઉત્પન્ન થએલો છતાં પણ વ્યાધિ બાધક છે તેવી રીતે ખલપુરૂષ ઉત્તમ કુળમાં જન્મ્યો છતાં પણ મનુષ્યોને દુઃખ કર્તા છે..

लब्धं जन्म यतो यतः पृथुगुणा जीवन्ति यत्राश्रिता
ये तत्रापि जने वने फलवति प्लोषं पुलिन्दा इव ।
निस्त्रिंशा वितरन्ति धूतमतयः शश्वत्खलाः पापिन-
स्ते मुञ्चन्ति कथं विचाररहिता जीवन्तमन्यं जनं ॥४३८॥

જેમ જંગલી પુલિન્દો (ભીલ જેવી જાતના જંગલી લોકો) જે જંગલમાં પોતે ઉત્પન્ન થયા છે, જ્યાંથી અનેક ગુણ પ્રાપ્ત કર્યા છે અને જેના આશરામાં રહીને જીવે છે, આજીવિકા ચલાવે છે તેજ ફલરૂપ જંગલને તે નિર્બુદ્ધિ નિર્દય પુલિન્દો દાહ દે છે-બાળી નાંખે છે, તેવીજ રીતે પાપી દુર્જન, જેનાથી પેદા થયા છે જેની પાસેથી અનેક ગુણ હુન્નર આદિ શીખ્યા છે અને જેના આશરા હેઠળ જીવે છે તે ફલ દેનારા ઉપકારી મનુષ્યને દયારહિત થઇ નુકસાન પહોંચાડે છે તો પછી તે વિચાર વગરના મૂર્ખો, અન્ય

જન (કે જેની સાથે કાંઇ સબંધ નથી) તેને જીવતા છોડેજ કેમ? અર્થાત્ તેનું અહિત કીધા વગર રહી શકતા નથી.

यः साधूदितमन्त्रगोचरमतिक्रान्तो द्विजिह्वाननः
क्रुद्धो रक्तविलोचनोऽसिततमो मुञ्चत्यवाच्यं विषं ।
रौद्रो दृष्टिविषो विभीषितजनो रन्ध्रावलोकोद्यतः
कस्तं दुर्जनपन्नगं कुटिलगं शक्नोति कर्तुं वशं ॥ ४३९ ॥

જે સન્ત પુરૂષોની શીક્ષાને આધીન નથી રહેતો, બે મુખવાળો, ક્રુદ્ધ રાતી આંખોવાળો, કાલા હૃદયવાળો, નહી બોલવા લાયક એવા શબ્દોરૂપી વિષ અર્પનારો, રાૈદ્ર દૃષ્ટિ વિષવાળો (વિષ તુલ્ય દૃષ્ટિવાળો)મનુષ્યને બ્હીવાનું કારણ અને છિદ્રાન્વેષી કુટિલ ગતિ દુર્જન રૂપી સર્પને વશ કરવાને કોણ શક્તિમાન છે.

नो निर्धूतविषः पिबन्नपि पयः संपद्यते पन्नगो
निम्बाङ्गः कटुतां पयोमधुघटैः सिक्तोऽपि नो मुञ्चति।
नो सीरैरपि सर्वदा विलिखितं धान्यं ददात्यूषरं
नैवं मुञ्चति वक्रतां खलजनः संसेवितोऽप्युत्तमैः ॥ ४४० ॥

સર્પ દુધ પીને પણ વિષ રહિત થતો નથી, તેમજ લીમડો દુધ અને મધથી સીંચાયા છતાં પણ પોતાની કડુતા મુકતો નથી અને ઉખર ભૂમિ (ખારી જમીન) માં વાળાનું ખાતર નાંખ્યું હોય છતાં ધાન્ય પાકતું નથી, તેવીજ રીતે ખલ જનની ઉત્તમ પુરૂષો સેવા કરે છતાં પણ દુર્જન પોતાની વક્રતા ત્યજતો નથી.

वैरं यः कुरुते निमित्तरहितो मिथ्यावचो भाषते
नीचोक्तं वचनं शृणोति सहते स्तौति स्वमन्यं जनं ।
नित्यं निन्दति गर्वितोऽभिभवति स्पर्धी तनोत्यूर्जिता-
मेवं दुर्जनमस्तशुद्धधिषणं सन्तो वदन्त्यङ्गिनां ॥ ४४१ ॥

જે નિઃકારણ વૈર બાંધે છે, અસત્ય ભાષણ કરે છે, નીચજનોએ ઉચ્ચારેલા વચનો સાંભળે છે આત્મ સ્તુતિ સહન કરે છે, અન્ય જનોને નિત્ય નિન્દે છે,ગર્વિત થાય છે, વીર્યવાન પ્રત્યે સ્પર્ધા કરે છે, તે શુદ્ધ બુદ્ધિ રહિતને સન્તજનો દુર્જન કહે છે.

भानोः शीतमतिग्मगोरहिमता शृङ्गात्पयोऽधेनुतः
पीयूषं विपतो ऽमृताद्विपलता शुक्लत्वमङ्गारतः ।
वह्नेर्वारि ततोऽनलः सुरसजं निम्बाद्भवेज्जातुचि-
न्नोवाक्यं महितं सतां हतमतेरुत्पद्यते दुर्जनात् ॥ ४४२ ॥

કદાચિત્ સૂર્ય શીતલતા અને પ્રકાશ (ગરમી) રહિતત્વને પામે, ગાયના શીંગમાંથી દુધ નીકળે, વિષમાંથી અમૃત પ્રાપ્ત થાય, અમૃતમાંથી વિષ વેલી જન્મ પામે, કોલસામાંથી શુકલત્વ થાય, વહ્નિમાંથી વારિ ને વારિમાંથી અગ્નિ, નિમ્બમાંથી સુરસજ ( સાકર ) થાય, તોપણ હતબુદ્ધિ એવો જે દુર્જન તેના મુખમાંથી સન્તોને પ્રશંસવા યોગ્ય એવું વાકય તો નીકળેજ નહિ.

सत्या योनिरुजं वदन्ति यमिनो दम्भं शुचेर्धूर्तता
लज्जालोर्जडतां पटोर्मुखरतां तेजस्विनो गर्वतां ।

शान्तस्याक्षमतामृजोरमतितां धर्मार्थिनो मूर्खता-
मित्येवं गुणिनां गुणास्त्रिभुवने नादूषिता दुर्जनैः ॥ ४४३ ॥

સતીત્વમાં યોનિ રહે, સંયમિ જનોમાં દંભ, શુચિપણામાં ધૂર્તતા, લજ્જાલુમાં જડતા, પટુમાં મુખરતા (બહુ બોલાપણું), તેજસ્વીમાં ગર્વ, શાંતમાં અશક્તિ,સરળમાં મતિહિનપણું,ધર્માર્થિમાં મૂર્ખતા, આવી રીતે ગુણી જનોના આ ત્રિભૂવનમાં કયા ગુણો છે કે જેને દુર્જનોએ દોષારોપણું નથી કીધો ?

प्रत्युत्थाति समेति नौति नमति प्रह्लादते सेवते
भुङ्क्ते भोजयते धिनोति वचनैर्गृह्णाति दत्ते पुनः ।
अङ्गं श्लिष्यति संतनोति वदनं विस्फारिताद्रेक्षणं
चित्तारोपितवक्रिमोऽनुकुरुते कृत्यं यदिष्टं खलः ॥४४४॥

સ્વાગત અર્થે ઉભો થાય છે, જાય છે, પ્રશંસા કરે છે, નમન કરે છે, આનંદ પામે છે, સેવન કરે છે, ખાય છે, ખવડાવે છે, વચન વડે સંતોષ આપે છે, ગ્રહણ કરે છે,ને વળી આપે છે,આલિંગન કરે છે, સંપૂર્ણ ઉઘાડેલાં આદ્ર નેત્રોવાળું વદન વિસ્તારે છે, આવી રીતે ખલ જન મનમાં કુટિલપણું ધારણ કરીને જે જે ઇષ્ટ કૃત્ય છે તે સર્વે કરે છે.

सर्वोद्वेगविचक्षणः प्रचुरमाशुश्रवनवाच्यं विषं
प्राणाकर्षपदोपदेशकुटिलस्वान्तो द्विजिह्वान्वितः ।
भीमभ्रान्तविलोचनो समगतिः शश्वद्दयावर्जित-
श्छिद्रान्वेषणतत्परो भुजगवद्वर्ज्यो बुधैर्दुर्जनः ॥ ४४५ ॥

બુદ્ધિશાળી પુરૂષોને દુર્જન સર્પની જેમ વર્જ્ય છે કારણ (દુર્જનમાં સર્પના બધા ગુણો હોવાથી તે સર્પ જેવો ભયંકર છે) સર્પ જેમ સર્વ લોકને ઉદ્વેગ કરાવવામાં સમર્થ છે તેમ દુર્જન પણ છે. સર્પ જેમ નિંદવા યોગ્ય વિષ કાઢીને અનહદ પીડા ઉપજાવે છે તેમ દુર્જન નિંદનીય વચનો મુખમાંથી કહાડીને અત્યંત ુઃખ ઉપજાવે છે.સર્પનો ઘરમાં વાસ જેમ પ્રાણહારક છે તેમ દુર્જનનો પણ ઘરમાં પગપેસારો નાશકારક છે. સર્પ જેમ અપદેશ ખરાબ ભૂમિમાં જવાવાળો કુટિલ છે તેમ દુર્જન અપદેશ કહેતાં છલ કપટથી કુટિલ હૃદયવાળો છે. સર્પ જેમ દ્વિજીહ્વ (બે જીભવાળો) તેમ દુર્જન પણ બે મોઢાવાળો (બોલીને ફરી જનારો) છે. સર્પ જેમ ભયંકર લોલ નેત્રોયુક્ત છે તેમ દુર્જન પણ પોતાની ભયંકર દ્રષ્ટિ આમતેમ ફેરવે છે. સર્પ જેમ વક્રગતિ છે તેમ દુર્જન પણ કુટિલ ગતિ છે. સર્પ જેમ સદાને માટે દયા રહિત છે તેમ હૃદયમાં દયાનો અંશ પણ હોતો નથી. અને સર્પ જેમ છિદ્રન્વેષી એટલે દર શોધવાને તત્પર છે તેમ દુર્જન છિદ્ર દોષ શોધવામાં તત્પર છે.

धर्माधर्मविचारणाविरहिताः सन्मार्गविद्वेषिणो
निन्द्याचारविधौ समुद्यतधियः स्वार्थैकनिष्ठापराः ।
दुःखोत्पादकवाक्यभाषणरताः सर्वाभशंसाकरा
द्रष्टव्या सपरिग्रहव्रतिसमा विद्वज्जनैर्दुर्जनाः ॥ ४४६ ॥

વિદ્વાનો દુર્જનોને અપરિગ્રહવ્રત્તિ સમાન (પરિગ્રહનું પરિણામ જેને નથી એવા) ગણે છે. કારણ બન્ને ધર્મ અને અધર્મ (પાપ અને પુણ્ય) ની વિચારણાથી રહીત છે, સન્માર્ગના વિદ્વેષી છે, નિંદ્યક્રિયા (આચારે) આચરવામાં તત્પર છે, સ્વાર્થ સાધવામાં એકનિષ્ઠ છે, જે શબ્દોથી સામાને દુઃખ ઉત્પન થાય એવાં વચનો વદે છે અને સર્વની નિંદા કરનારા છે.

मानं मार्दवतः क्रुधं प्रशमतो लोभं तु संतोषतो
मायामार्जवतो जनीमवनतेर्जिह्वाजयान्मन्मथं ।
ध्वान्तं भास्करतोऽनलं सलिलतो मन्त्रात्समीराशनं
नेतुं शान्तिमलं कुतोऽपि न खलं मर्त्यो निमित्ताद्भुवि ॥४४७॥

મૃદુતાથી માનને, ક્ષમાથી ક્રોધને, સંતોષથી લોભને, સરળતાથી માયાને, સ્રીને અનુનય (વિનય) થી, જીહ્વાના જયથી મન્મથને (કામદેવને), પ્રકાશથી અંધકારને, પાણીથી અગ્નિને અને મંત્રથી સર્પને શાંત કરાય છે પણ આ સંસારને વિષે કોઇપણ ઉપચારથી દુર્જનને વશ કરી શકાતો નથી.

वीक्ष्यात्मीयगुणैर्मृणालधवलैर्यद्वर्धमानं जनं
राहुर्वा सितदीधितिं सुखकरैरानन्दयन्तं जगत् ।
नो नीचः सहते निमित्तरहितो न्यक्कारबद्धस्पृहः
किंचिन्मात्र तदद्भुतं खलजने येन स्थितिः ॥४४८॥

પોતાની મૃણાલ જેવી ઉજ્વલ કલાઓથી વૃદ્ધિ પામતાં અને પોતાના બિમ્બ અને કિરણોથી જગતને

પ્રફુલ્લિત કરનારા ચંદ્રમાને જોઈ તેને વિનાકારણ નીચા પાડવાની બુદ્ધિવાળો રાહુ ગ્રાશ કરી જાય છે. તેમ પોતાના મૃણાલ જેવા શુભ ગુણોથી પ્રવર્ધમાન (ચડતી) અને પોતાના વચન અને ઉદાર હસ્તથી જગતને આનંદ આપનાર મનુષ્યને જોઈને તેને વિનાકારણ ઉતારી પાડવાની ઇચ્છાવાળો દુર્જન સહન કરી શકતો નથી. પણ આ કંઈ નવાઈ જેવું નથી કારણ કે દુર્જનની સ્થિતિ આ પ્રમાણેજ વૃક (ગીધ) પક્ષીના જેવી છે.

त्यक्त्वा मौक्तिकसंहतिं करटिनो गृह्णन्ति काकाः पलं
त्यक्त्वा चन्दनमाश्रयन्ति कुथितयोनिक्षतं मक्षिकाः ।
हित्वान्नं विविधं मनोहररसं श्वानो मलं भुञ्जते
यद्वल्लांति गुणं विहाय सततं दोषं तथा दुर्जनाः ॥ ४४९ ॥

જેવી રીતે હાથીના માથામાંથી નિકળતા મોતીઓને છોડી દઇને કાગડા તેનું માંસ ગ્રહણ કરે છે, માખીઓ ચંદનને ત્યજીને મલીન યોનિક્ષત (ગુમડા)નો આશ્રય કરે છે, મનોહર સુસ્વાદુ ભોજનને છોડીને કુતરો વિષ્ટા ખાય છે, તેવી રીતે દુર્જનો હમેશાં ગુણ ત્યજીને દોષ ગ્રહણ કરે છે.



## પ્રકરણ ૧૮ મું

### સજ્જન નિરૂપણ.

ये जल्पन्ति व्यसनविमुखां भारतीमस्तदोषां
ये श्रीनीतिद्युतिमतिधृतिप्रीतिशान्तीर्ददन्ते ।
येभ्यः कीर्तिर्विगलितमला जायते जन्मभाजां
शश्वत्सन्तः कलिलहतये ते नरेणात्र सेव्याः ॥ ४५० ॥

જે લોકો દોષ રહિત અને અન્યને પીડા ન ઉપજાવે તેવી વાણી વદે છે, જેઓ લક્ષ્મી, નીતિ, દ્યુતિ, મતિ, ધૃતિ, પ્રીતિ, અને શાન્તિ અર્પે છે અને જેનાથી નિર્મળ કીર્તિ લોકો પ્રાપ્ત કરે છે તેવા સજ્જનો પાપ નિવારણ અર્થે મનુષ્યોએ હમેશા સેવવા યોગ્ય છે.

नैतच्छ्यामा चकितहरिणीलोचना कीरनाशा
मृद्वालापा कमलवदना पक्वबिम्बाधरोष्ठी ।
मध्ये क्षामा विपुलजघना कामिनी कान्तरूपा
यन्निर्दोषं वितरति सुखं संगतिः सज्जनानां ॥ ४५१ ॥

સજ્જનોની સંગતિથી જે નિર્દોષ સુખ પ્રાપ્ત થાય છે તે સુખ વા આનંદ, હરીણુ જેવા ચકિત શ્યામ નેત્રો વાળી, પોપટ જેવા નમણા નાકવાળી, મૃદુભાષિણી, કમળ મુખી, પાકેલા બિમ્બફળ જેવા રક્ત ઓષ્ટવાળી, પાતળી કમરવાળી, સ્થૂલ નિતમ્બીની (જંઘા વાળી) અને સ્વરૂપવતી સ્ત્રીની સંગતિથી પણ મળી શકતું નથી.

यो नाक्षिप्य प्रवदति कथां नाभ्यसूयां विधत्ते
न स्तौति स्वं हसति न परं वक्ति नान्यस्य मर्म ।
हन्ति क्रोधं स्थिरयति शमं प्रीतितो न व्ययीति
सन्तः सन्तं व्यपगतमदं तं सदा वर्णयन्ति ॥ ४५२ ॥

જે કટાક્ષ યુક્ત આક્ષેપ વાળા વચન બોલતો નથી જે બીજાના ગુણોમાં દોષારોપણ કરતો નથી, આત્મ શ્લાઘા કરતો નથી અને બીજાના અવગુણોની હાંસી કરતો નથી તેમજ તેમના ગૂઢમર્મો ઉઘાડા પાડતો નથી ક્રોધને હણે છે ક્ષમા ધારણ કરે છે અને ગર્વને જેણે જડમુળથી ઉખેડી નાંખેલ છે તેવા પુરૂષને સજ્જનો સર્વદા શ્રેષ્ઠ ગણે છે.

धृत्वा धृत्वा ददति तरवः सप्रणामं फलानि
प्राप्तं प्राप्तं भुवनभृतये वारि वार्दाः क्षिपन्ति ।
हत्वा हत्वा वितरति हरिर्दन्तिनः संश्रितेभ्यो
भो साधूनां भवति भुवने कोऽप्यपूर्वोऽत्र पन्थाः ॥४५३॥

લાંબા સમય સુધી પરિશ્રમ પુર્વક ફળોને ધારણ કરીને વૃક્ષો નમ્રતા પુર્વક (નમીને) ફળો આપે છે, જમીન પરથી જળને વરાળરૂપે ગ્રહણ કરીને વાદળાં તેજ જમીનના પોષણ અર્થે ફરી વર્ષાદરૂપે પાણી અર્પણ કરે છે, અને સિંહ હાથીઓને હણીને પોતાના આશ્રિતોને ભક્ષ અર્પણ કરે છે, આવી રીતે આ જગતમાં સજ્જન પુરૂષોની ઉપકાર કરવાની રીત- કોઈ (અપૂર્વ) ન્યારીજ છે.

वार्धेश्चन्द्रः किमिह कुरुते नाकिमार्गेस्थितोऽपि
वृद्धो वृद्धिं श्रयति यदयं तस्य हानौ च हानिं ।
अज्ञातो वा भवति महतः कोऽप्यपूर्वस्वभावो
देहेनापि व्रजति तनुतां येन दृष्ट्वान्यदुःखं ॥ ४५४ ॥

આકાશમાં પણ દુર રહેલો ચંદ્ર સાગરને કંઈક ઉપકાર કરે છે કે જેથી તે ચંદ્રમાની વૃદ્ધિ સાથે વૃદ્ધિ પામે છે અને ચંદ્રમાની ક્ષીણ કળાથી તે ક્ષીણ થાય છે. મહાપુરૂષોનો સ્વભાવ જ કોઈ અપુર્વજ છે કે જેથી બીજાનું દુઃખ દેખીને પોતે માનસિક પીડા અનુભવે છે એટલુંજ નહીં પણ શરીરમાં પણ તેઓ ક્ષીણ થતા જાય છે.

सत्यां वाचं वदति कुरुते नात्मशंसान्यनिन्दे
नो मात्सर्यं श्रयति तनुते नापकारं परेषां ।
नो शप्तोऽपि व्रजति विकृतिं नैति मन्युं कदाचि-
त्केनाप्येतन्निगदितमहो चेष्टितं सज्जनस्य ॥ ४५५ ॥

સજ્જનો હમેશાં સત્ય બોલે છે, આત્મશ્લાઘા અને પરનિંદાથી મુક્ત રહે છે, મત્સર ધારણ કરતા નથી, પરને પીડાકારી કાર્ય આચરતા નથી, તેમને શ્રાપ દેવાથી પણ જેઓનું મન ક્ષુબ્ધ થતું નથી અને કદાપિ પણ કોપ ધારણ કરતા નથી, આવું સત્પુરૂષોનું આચરણ કોણ વર્ણવી શકે ?

नश्यत्तन्द्रो भुवनभवतोऽद्भूततत्त्वप्रदर्शी
सम्यग्मार्गप्रकटनपरो ध्वस्तदोषाकरश्रीः ।
पुण्यत्पक्षो गलिततिमिरो दत्तमित्रप्रतापो
राजत्तेजा दिवससदृशः सज्जनो भाति लोके ॥ ४५६ ॥

આ લોકને વિષે સત્પુરૂષો દિવસની માફક શોભી નીકળે છે જેમ દિવસ તંદ્રા (નિન્દ્રા )ને નાશ કરનારો છે, તેમ સજ્જન જડતાનો હરનાર છે, દિવસ જેમ આ સંસારરૂપી ગ્રહણ અદ્દભૂત તત્વોને દેખાડનાર છે તેમ સજ્જન પણ સાંસારિક તત્વોને બતાવવાવાળો છે, (બન્ને સત્ય માર્ગના પ્રગટ કરનારા છે), દિવસ જેમ ચંદ્રની જ્યોતિનો નાશ કરે છે તેમ સજ્જનપણ દોષનો સમુહ એવા દુર્જનની કાંતિનો નાશ કરે છે, દિવસ જેમ પદ્મને વિકસિત કરે છે તેમ સજ્જન પણ લક્ષ્મીને પુષ્ટ કરે છે, દિવસ જેમ અંધકારનો નાશ કરે છે તેમ સજ્જન અજ્ઞાનરૂપી અંધકાર નસાડે છે, દિવસ જેમ સૂર્યના પ્રતાપને પ્રગટ કરે છે તેમ સજ્જન પણ મિત્રના ઐશ્વર્યને જાહેરમાં લાવે છે, અને દિવસ જેમ તેજથી શોભે છે તેમ સજ્જન પણ પોતાના પ્રતાપથી શોભી નીકળે છે.

ये कारुण्यं विदधति जने सापकारेऽनपेक्षा
मान्याचारा जगति विरला मण्डनं ते धरित्र्याः ।
ये कुर्वन्ति ध्रुवमुपकृतिं स्वस्य कृत्यप्रसिद्ध्यै
मर्त्याः सन्ति प्रतिगृहममी काश्यपीभारभूताः ॥४५७॥

જે લોકો ફળની અપેક્ષા વિના અપકાર કરનારા પ્રત્યેપણ કરૂણા દાખવે છે ( રહેમ નજરથી જુવે છે ) એવા ઉત્તમ આચારવાળા આ પૃથ્વીને મંડનરૂપ વિરલાજ નરો જગતમાં હોય છે. પરંતુ સ્વાર્થબુદ્ધિથી પોતાના કાર્યની સિદ્ધિને અર્થે જેઓ અન્ય પ્રત્યે ઉપકાર કરે છે તેવા પૃથ્વીને ભારભુત જનો તો ઘેરઘેર દ્રષ્ટિગોચર થાય છે.

सम्यग्धर्मेऽप्यत्रसितपरः पापविध्वंसदक्षो
मित्रामित्रस्थिरसममनाः सौख्यदुःखैकचेताः ।
ज्ञानाभ्यासात्प्रशमितमदक्रोधलोभप्रपञ्चः
सद्वृत्ताढ्यो मुनिरिव जन सज्जनो राजतेऽत्र ॥ ४९८ ॥

શ્રેષ્ઠ આચરણવાળો સજ્જન પુરૂષ સત્‌ચારિત્રવાન મુનિની માફક આ લોકને વિષે શોભે છે. બન્ને સત્ય ધર્મમાં પ્રવૃત્ત રહેનારા છે, પાપનો વિધ્વંસ કરવામાં કુશળ છે, મિત્ર અને શત્રુ પ્રત્યે સમભાવવાળા છે, સુખ અને દુઃખ સરખા માની લેનારા છે, અને જ્ઞાનના અભ્યાસથી ક્રોધ, માન, માયા, અને લોભને શાંત કરનારા છે.

यः प्रोत्तुङ्ग परमगरिमा स्थैर्यवान्वा नगेन्द्रः
पद्मानन्दी विहितजडिमो भानुवद्भूतदोषः ।
शीतः सोमोऽमृतमयवपुश्चन्द्रवद् ध्वान्तघाती
पूज्याचारो जगति सुजनो भात्यसौ ख्यातकीर्तिः ॥४९९॥

જેમ પર્વત ઉંચો, વિસ્તારવાળો અને સ્થિર હોય છે, તેમ સજ્જન પણ ઉન્નતિ, પ્રભુતા અને સ્થૈર્ય (અડગવૃત્તિ) વાન હોય છે, જેમ સૂર્ય કમળોને વિકસાવનાર છે, શીતળતાનો નાશ કરનાર છે અને રાત્રિને દુર કરનાર છે, તેમ સજ્જન લક્ષ્મીથી આનંદિત રહેનાર છે. જડતા દુર કરનાર છે અને દોષને દેશવટો આપનાર છે અને ચંદ્રની જેમ શાંત, અમૃતમય અને (અજ્ઞાન) અંધકારનો નાશ કરનાર છે આવી રીતે (ચંદ્ર, સૂર્ય, અને પર્વત સમ) પૂજ્ય આચારવાળા સત્પુરૂષની કીર્તિ જગતમાં પ્રસિદ્ધિને પામે છે.

तृष्णां चित्ते शमयति मदं ज्ञानमाविष्करोति
नीतिं सूते हरति विपदं संपदं संचिनोति ।
पुंसां लोकद्वितयशुभदा संगतिः सज्जनानां
किं वा कुर्यान्न फलममलं दुःखनिर्नाशदक्षः ॥ ४६० ॥

સજ્જનોની સંગતિ તૃષ્ણાને ચિત્તમાં શાંત કરે છે, મદને સમાવે છે જ્ઞાનનો પ્રાદુર્ભાવ કરે છે, ન્યાયાચરણ તરફ દોરે છે દુઃખનો ધ્વંસ કરે છે સંપત્તિનો સંગ્રહ કરાવે છે અને આ ભવ અને પરભવ બન્નેમાં લોકને કલ્યાણકારી થાય છે. અથવા દુઃખનો નાશ કરવામાં નિપુણ એવી સજ્જનની સંગતિ શું શું ફળ દેનારી નથી થતી? અર્થાત્ સર્વ ફળને અર્પનારી છે.

चित्ताह्लादि व्यसनविमुखं शोकतापापनोदि
प्रज्ञोत्पादि श्रवणसुभगं न्यायमार्गानुयायि ।
तथ्यं पथ्यं व्यपगतमदं सार्थकं मुक्तबाधं
यो निर्दोषं रचयति वचस्तं बुधाः सन्तमाहुः ॥ ४६१ ॥

ચિત્તને આહ્લાદ જનક, વ્યસનથી વિમુખ, શોક અને સંતાપને હરનાર, બુદ્ધિને સતેજ કરનાર, કર્ણપ્રિય ન્યાયમાર્ગ પ્રત્યે લઈ જનારા, સત્ય રૂચિકર, દોષરહિત, અર્થપૂર્ણ અને બાધા રહિત નિર્દોષ વચન જેઓ વદે છે તેને બુદ્ધિશાળી પુરૂષો ખરેખર સત્પુરૂષ કહે છે.

कोपो विद्युत्स्फुरिततरलो ग्राववरेखेव मैत्री
मेरुस्थैर्यं चरितमचलः सर्वजन्तूपचारः ।

बुद्धिर्धर्मग्रहणचतुरा वाक्यमस्तोपघातं
किं पर्याप्तं न सुजनगुणैरेभिरेवात्र लोके ॥ ४६२ ॥

સજ્જનનો ક્રોધ વીજળીના ચમકારાની માફક ક્ષણિક હોય છે, તેઓની મૈત્રી પત્થરની રેખા સમાન દ્રઢ છે, તેઓનું ચારિત્ર મેરૂની જેમ નિશ્ચલ છે, સર્વ પ્રાણીઓને ઉપકાર કરવાની વૃત્તિ અચલ છે, બુદ્ધિ, ધર્મગ્રહણ કરવામાં ચતુર છે અને વાણી, પરને બાધા રહિત છે. સજ્જનના આવા ગુણોથી આ જગતને વિષે શું પૂર્ણ નથી ?

जातु स्थैर्याद्विचलति गिरिः शीततां याति वह्नि
र्यादोनाथः स्थितिविरहितो मारुतः स्तम्भमेति ।
तीव्रश्चन्द्रो भवति दिनपो जायते चामतापः
न प्राणांते प्रकृति विकृति जायते सज्जनानां ॥ ४६३ ॥

કદાચ પર્વત ચલાયમાન થાય, અગ્નિ શીતળતાને પ્રાપ્ત કરે, મહાસાગર મર્યાદા મુકે, પવન સ્થંભિ જાય, ( નિશ્ચલ થાય ), ચંદ્ર ગરમ થાય અને સૂર્ય પ્રતાપરહિત થાય તોપણ સજ્જનનો સ્વભાવ પ્રાણાંતે પણ વિકાર પામતો નથી.

वृत्तत्यागं विदधति न ये नान्यदोषं वदन्ते
नो याचन्ते सुहृदमधनं नाशनो नापि दीनं ।
नो सेवन्ते विगतचरितं कुर्वते नाभिभूतिं
नो लङ्घन्ते क्रममलिनं सज्जनास्ते भवन्ति ॥ ४६४ ॥

સજ્જન પુરૂષો પોતાના સતચારિત્રનો ત્યાગ કરતા નથી, બીજાના દોષને ગ્રહણ કરતા નથી; પ્રાણજતાં પણ નિર્ધન અને દીન મિત્ર પાસે યાચના કરતા નથી, દુષ્ચારિત્ર વાનની સેવા કરતા નથી અને કોઈનો તિરસ્કાર કરતા નથી. તેમજ ન્યાયાચરણનું ઉલ્લંઘન કરતા નથી.

मातृस्वामिस्वजनजनकभ्रातृभार्याजनाद्या
दातुं शक्तास्तदिह न फलं सज्जना यद्ददन्ते ।
काचित्तेषां वचनरचना येन साध्वस्तदोषां
यां शृण्वन्तः शमितकलुषा निर्वृतिं यान्ति सत्त्वाः ॥४६५॥

સજ્જનની સંગતિ જે ફળ (લાભ) આપે છે તે લાભ માતા સ્વામી સગાસંબંધી પિતા ભાઈ ભાર્યા વિગેરે કોઈપણ આપવાને શક્તિમાન નથી. કારણકે તેઓની ભાષા કંઇક એવી અપૂર્વ દોષરહિત અને ઓજસ્વી હોય છે કે જે સાંભળવાથી લોકો નિવૃત્તિ (મોક્ષ) પ્રાપ્ત કરે છે.

नित्यच्छायाः फलभरनताः प्रीणितप्राणिसार्थाः
क्षिप्त्वा पेक्षामुपकृतिकृतो दत्तसत्त्वावकाशाः ।
शश्वत्तुङ्गा विपुलसुमनो भ्राजिनोऽलङ्घनीयाः
प्रीतिं चान्तः स्थिरतरधियो वृक्षवद्वर्धयन्ति ॥ ४६६ ॥

સજ્જનો વૃક્ષની માફક હૃદયમાં પ્રીતિ ઉત્પન્ન કરે છે. કારણ જેમ વૃક્ષો સર્વદા છાયા આપનારા છે, ફળના ભારથી નમેલા છે સકળ પ્રાણીઓને આલ્હાદક છે. અને સ્વાર્થની આશા સિવાય ઉપકાર કરનારા છે. પક્ષીઓ અને

પ્રાણીઓને સ્થાન આપનારા છે. સર્વદા ઉંચાં રહે છે, પુષ્પોના સમુહથી શોભીત છે અને અલંઘનીય છે, તેમ સજ્જનો હમેશાં આશ્રય દાતા છે, ફળ પ્રાપ્તિથી (લાભથી) નમ્ર બને છે, સમસ્ત પ્રાણીઓને આનંદદાતા છે, લાભની અપેક્ષા સિવાય ઉપકાર બુદ્ધિવાળા છે, શરણાગતને સ્થાન આપનારા છે, સદા શ્રેષ્ઠ છે, વિશાળ, શુભ, માનસિક વૃત્તિઓથી શોભાયમાન છે અને દુર્જનથી અલંઘનીય છે.

मुक्त्वा स्वार्थं सकृपहृदयाः कुर्वते ये परार्थं
ये निर्व्याजां विजितकलुषां तन्वते धर्मबुद्धिं ।
ये निर्गर्वा विदधति हितं गृह्णते नापवादं
ते पुंनागा जगति विरलाः पुण्यवन्तो भवन्ति ॥ ४६७ ॥

જેઓ પોતાના સ્વાર્થને ત્યજીને સદા પરમાર્થ સાધે છે, જેઓ કપટરહિત અને નિષ્પાપ ધર્મબુદ્ધિ ધારણ કરે છે, જે ગર્વરહિત છે, તેમજ હિતના કરનારા છે અને પરાયા દોષ ગ્રહણ કરતા નથી તેવા પુણ્યશાળી નરપુત્ર આ જગતમાં વિરલા હોય છે. અર્થાત્ કોઇ કોઇ હોય છે.

हन्ति ध्वान्तं हरयति रजः सत्त्वमाविष्करोति
प्रज्ञां सूते वितरति सुखं न्यायवृत्तिं तनोति ।
धर्मे बुद्धिं रचयतितरां पापबुद्धिं धुनीते
पुंसां नो वा किमिह कुरुते संगतिः सज्जनानां ॥ ४६८ ॥

સજ્જનોની સંગતિ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે છે, પાપને હરે છે, સત્વબુદ્ધિ જાગ્રત કરે છે, (તમોગુણ

અને રજોગુણને અપહરીને સત્વગુણનો આવિષ્કાર કરે છે), બુદ્ધિ સતેજ કરે છે, સુખ આપે છે, ન્યાયાચરણ તરફ પ્રેરે છે, ધર્મમાં બુદ્ધિને સુદૃઢ બનાવે છે અને પાપબુદ્ધિને અપહરે છે, અથવા સતસંગતિ શું શું નથી કરતી ?

अस्यत्युच्चैः शकलितवपुश्चन्दनो नात्मगन्धं
नेक्षुर्यन्त्रैरपि मधुरतां पीडयमानो जहाति ।
यद्वत्स्वर्णं न चलति हिताच्छिन्नघृष्टोपतप्तं
तद्वत्साधुः कुजननिहतोऽप्यन्यथात्वं न याति ॥ ४६९ ॥

ચંદનને ખંડખંડ કરવામાં આવે તોપણ પોતાની સુગંધથી રહિત થતું નથી. શેરડીને કોલ્હામાં (ચીચોડામાં) પીલવામાં આવે તોપણ પોતાની મધુરતા (મીઠાશ) છોડતી નથી. સુવર્ણ જેમ ટુકડા કરવાથી, ઘસવાથી અને તપાવાથી પોતાની કાંતિથી ચલિત થતું નથી, તેમ સત્પુરૂષ દુર્જનથી પીડા પામતો છતાં પણ પોતાની સજ્જનતાનો ત્યાગ કરતો નથી.

यद्वद्भानुर्वितरति करैर्मोदमंभोरुहाणां
शीतज्योतिः सरिदधिपतिं लब्धवृद्धिं विधत्ते ।
वार्दो लोकानुदकविसरैस्तर्पयत्यस्तहेतु-
स्तद्वद्दोषं रचयति गुणैः सज्जनः प्राणभाजां ॥ ४७० ॥

જેવી રીતે સુર્ય પોતાના કિરણોથી પદ્મોને પ્રફુલ્લિત કરે છે, જેમ ચંદ્રમા સાગરની વૃદ્ધિ કરે છે, અને જેમ વાદળા વર્ષાદ્દ્વારા લોકોને તૃપ્ત કરે છે, તેમ સજ્જન પુરૂષો પણ સ્વાર્થ વિના લોકોના દોષોને ગુણરૂપે ગ્રહણ કરે છે.

પ્રાણીઓને સ્થાન આપનારા છે. સર્વદા ઉંચા રહે છે, પુષ્પોના સમુહથી શોભીત છે અને અલંઘનીયં છે, તેમ સજ્જનો હમેશાં આશ્રય દાતા છે, ફળ પ્રાપ્તિથી (લાભથી) નમ્ર બને છે, સમસ્ત પ્રાણીઓને આનંદદાતા છે, લાભની અપેક્ષા સિવાય ઉપકાર બુદ્ધિવાળા છે, શરણાગતને સ્થાન આપનારા છે, સદા શ્રેષ્ઠ છે, વિશાળ, શુભ, માનસિક વૃત્તિઓથી શોભાયમાન છે અને દુર્જનથી અલંઘનીય છે.

मुक्त्वा स्वार्थं सकृपहृदयाः कुर्वते ये परार्थं
ये निर्व्याजां विजितकलुषां तन्वते धर्मबुद्धिं ।
ये निर्गर्वा विदधति हितं गृह्णते नापवादं
ते पुंनागा जगति विरलाः पुण्यवन्तो भवन्ति ॥ ४६७ ॥

જેઓ પોતાના સ્વાર્થને ત્યજીને સદા પરમાર્થ સાધે છે, જેઓ કપટરહિત અને નિષ્પાપ ધર્મબુદ્ધિ ધારણ કરે છે, જે ગર્વરહિત છે, તેમજ હિતના કરનારા છે અને પરાયા દોષ ગ્રહણ કરતા નથી તેવા પુણ્યશાળી નરપુત્ર આ જગતમાં વિરલા હોય છે. અર્થાત્ કોઇ કોઇ હોય છે.

हन्ति ध्वान्तं हरयति रजः सत्त्वमाविष्करोति
प्रज्ञां सूते वितरति सुखं न्यायवृत्तिं तनोति ।
धर्मे बुद्धिं रचयतितरां पापबुद्धिं धुनीते
पुंसां नो वा किमिह कुरुते संगतिः सज्जनानां ॥ ४६८ ॥

સજ્જનોની સંગતિ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે છે, પાપને હરે છે, સત્વબુદ્ધિ જાગ્રત કરે છે, (તમોગુણ

અને રજોગુણને અપહરીને સત્વગુણનો આવિષ્કાર કરે છે), બુદ્ધિ સતેજ કરે છે, સુખ આપે છે, ન્યાયાચરણ તરફ પ્રેરે છે, ધર્મમાં બુદ્ધિને સુદૃઢ બનાવે છે અને પાપબુદ્ધિને અપહરે છે, અથવા સત્સંગતિ શું શું નથી કરતી ?

अस्यत्युच्चैः शकलितवपुश्चन्दनो नात्मगन्धं
नेक्षुर्यन्त्रैरपि मधुरतां पीड्यमानो जहाति ।
यद्वत्स्वर्णं न चलति हिताच्छिन्नघृष्टोपतप्तं
तद्वत्साधुः कुजननिहतोऽप्यन्यथात्वं न याति ॥ ४६९ ॥

ચંદનને ખંડખંડ કરવામાં આવે તોપણ પોતાની સુગંધથી રહિત થતું નથી. શેરડીને કોલ્હામાં (ચીચોડામાં) પીલવામાં આવે તોપણ પોતાની મધુરતા (મીઠાશ) છોડતી નથી. સુવર્ણ જેમ ટુકડા કરવાથી, ઘસવાથી અને તપાવાથી પોતાની કાંતિથી ચલિત થતું નથી, તેમ સત્પુરૂષ દુર્જનથી પીડા પામતો છતાં પણ પોતાની સજ્જનતાનો ત્યાગ કરતો નથી.

यद्वद्भानुर्वितरति करैर्मोदमंभोरुहाणां
शीतज्योतिः सरिदधिपतिं लब्धवृद्धिं विधत्ते ।
वार्दो लोकानुदकविसरैस्तर्पयत्यस्तहेतु-
स्तद्वद्दोषं रचयति गुणैः सज्जनः प्राणभाजां ॥ ४७० ॥

જેવી રીતે સુર્ય પોતાના કિરણોથી પદ્મોને પ્રફુલ્લિત કરે છે, જેમ ચંદ્રમા સાગરની વૃદ્ધિ કરે છે, અને જેમ વાદળા વર્ષાદદ્વારા લોકોને તૃપ્ત કરે છે, તેમ સજ્જન પુરૂષો પણ સ્વાર્થ વિના લોકોના દોષોને ગુણરૂપે ગ્રહણ કરે છે.

देवा धौतक्रमसरसिजाः सौख्यदाः स्वर्गलोके
पृथ्वीपालाः प्रददति धनं कालतः सेव्यमानाः ।
कीर्तिःप्रीतिप्रशमपटुतापूज्यतातत्त्वबोधाः
संपद्यन्ते झटिति कृतिनश्चैव पुंसः श्रितस्य ॥ ४७१ ॥

દેવતાઓ તો જ્યારે તેમના ચરણ કમળો ધોવામાં આવે ત્યારે સુખના આપનારા થાય છે. રાજાઓ સુશ્રુષા કરવાથી સમયે ધન આપે છે પણ સજ્જન પુરૂષોના આશ્રય માત્રથીજ કીર્ત્તિ પ્રીતિ શાન્તિ નિપુણતા પૂજ્યતા અને તત્વબોધ પ્રાપ્ત થાય છે.

નોટ:—દેવતાઓ અને રાજાઓ ત્યારેજ પારલૌકિક સ્વર્ગનું સુખ અને ધન આપે છે, કે જ્યારે તેમની સુશ્રુષા કરવામાં આવે પણ સજ્જનનો આશ્રય ગ્રહણ કરવાથી કીર્ત્તિ આદી ઉભય લોકમાં સુખદ ગુણો સત્વર પ્રાપ્ત થાય છે.

यद्वद्वाचः प्रकृतिसुभगाः सज्जनानां प्रसूताः
शोकक्रोधप्रभृतिजवपुस्तापविध्वंसदक्षाः ।
पुंसां सौख्यं विदधतितरां शीतलाः सर्वकालं
तद्वच्छीतद्युतिरुचिलवांश्चामृतस्यन्दिनोऽपि ॥ ४७२ ॥

શોક ક્રોધ વિગેરેથી ઉત્પન્ન થતાં શારીરિક દુઃખનો ધ્વંસ કરવામાં નિપુણ અને સર્વદા શાંતિ અર્પનારી સજ્જનોની સ્વાભાવિક સુમધુર ભાષા અથવા વાણી લોકોને જેટલું સુખ આપે છે, તેટલું સુખ ચંદ્રમા અમૃતના સિંચનથી પણ આપી શકતો નથી.

आक्रुष्टोऽपि व्रजति न रुषं भाषते नापभाष्यं
नोत्कृष्टोऽपि प्रवहति मदं शौर्यधैर्यादिधर्मैः ।
यो यातोऽपि व्यसनमनिशं कातरत्वं न याति
सन्तः प्राहुस्तमिह सुजनं तत्त्वबुद्धा विवेच्य ॥ ४७३ ॥

દુર્જનોથી પીડાયા છતાં પણ જે ક્રોધ કરતો નથી અને અપશબ્દ બોલતો નથી, તેમજ શૌર્ય, ધૈર્ય વિગેરે ગુણોને પ્રાપ્ત કરવાથી પણ ગર્વ ધારણ કરતો નથી, વળી જે વ્યસન (દુઃખ) ને પ્રાપ્ત થયો છતાં પણ કાયરતા પામતો નથી, તેને સંત પુરૂષો તત્ત્વબુદ્ધિથી વિચારીને સજ્જન કહે છે.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### દાન નિરૂપણ.

तुष्टिश्रद्धाविनयभजनालुब्धताक्षान्तिसत्त्व-
प्राणत्राणव्यवसितगुणज्ञानकालज्ञताढ्यः ।
दानासक्तिर्जननमृतिभिश्चास्तिकोऽमत्सरेर्ष्यो
दक्षात्मा यो भवति स नरो दातृमुख्यो जिनोक्तः ॥४७४॥

જે દાની મનુષ્ય તુષ્ટિ, શ્રદ્ધા, વિનય, ભક્તિ, નિર્લોભિતા, ક્ષમા, પ્રાણીદયા, ગુણજ્ઞતા અને કાલજ્ઞતાથી યુક્ત, જન્મ અને મરણથી ડરનારો, આસ્તિક, માત્સર્ય અને ઈર્ષા

રહિત અને દક્ષ હોય તેને જીનેશ્વર ભગવાને દાનીઓમાં શ્રેષ્ઠ કહેલ છે.

कालेऽन्नस्य क्षुधमवहितो दित्समानो विसृत्य
नो भोक्तव्यं प्रथममतिथेर्यः सदातिष्ठतीति।
तस्यामासावपि गतमलं पुण्यराशिं श्रयन्तं
तं दातारं जिनपतिमते मुख्यमाहुर्जिनेन्द्राः ॥ ४७५ ॥

મુનિની આહાર ગોચરીના યોગ્ય સમયે ક્ષુધાયુક્ત છતાં પણ પોતાની ભૂખને દબાવી રાખી અતિથિની પહેલાં ભોજન ન કરવું એમ મુનિદાનની ઇચ્છાથી રાહ જોતો ઉભો રહે છે. તે મુનિ ન આવે તોપણ વિશુદ્ધ પુણ્ય ઉપાર્જન કરે છે અને તેનેજ જીનમતમાં જૈનેંદ્રોએ દાતારોમાં અગ્રણી ગણ્યો છે.

सर्वाभीष्टा बुधजननुता धर्मकामार्थमोक्षाः
सत्सौख्यानां वितरणपरा दुःखविध्वंसदक्षाः।
लब्धुं शक्या जगति न यतो जीवितव्यं विनैव
तद्दानेन ध्रुवमसुभृतां किं न दत्तं ततोऽत्र ॥ ४७६ ॥

( અહિંસા પ્રતિપાદન. )

સુખ આપવામાં તત્પર અને દુઃખને ઉચ્છેદવામાં દક્ષ તેમજ વિદ્વજ્જનોએ જેની પ્રશંસા કરી છે, એવા સર્વ અભીષ્ટના કારણભૂત ચાર પુરૂષાર્થ ધર્મ અર્થ કામ અને મોક્ષ છે, તે પ્રાણ વગર આ જગતમાં સાધી શકાતા નથી. તે પ્રાણદાન જેણે દીધું તેણે પ્રાણીઓને શું નથી અર્પણ કીધું? અર્થાત્ પ્રાણદાનથી અધિક બીજી શી વસ્તુ છે? માટે પ્રાણરક્ષા એ ઉત્તમોત્તમ દાન છે.

कृत्याकृत्ये कलयति यतः कामकोपौ लुनीते
धर्मे श्रद्धां रचयति परां पापबुद्धिं धुनीते ।
अक्षार्थेभ्यो विरमति रजो हन्ति चित्तं पुनीते
तद्दातव्यं भवति विदुषा शास्त्रमत्र व्रतिभ्यः ॥ ૪૭૭ ॥

### જ્ઞાનદાન.

કૃત્ય અને અકૃત્ય (કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય) નું જેનાથી ભાન થાય છે, કામ અને ક્રોધનો હ્રાસ થાય છે, ધર્મને વિષે દ્રઢ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, પાપ બુદ્ધિનો ઉચ્છેદ થાય છે, ઈન્દ્રિયના વિષયથી વિરક્તિ થાય છે, મનોમાલિન્ય નષ્ટ થાય છે અને ચિત્ત પવિત્ર થાય છે એવા શાસ્રનું વિદ્વજ્જનોએ મુનિને અવશ્ય દાન આપવું જોઇએ.

भार्याभ्रातृस्वजनतनयान्यन्निमित्तं त्यजन्ति
प्रज्ञासत्त्वव्रतसमितयो यद्विना यान्ति नाशं ।
क्षुद्दुःखेन ग्लपितवपुषो भुञ्जते च त्वभक्ष्यं
तद्दातव्यं भवति विदुषा संयतायान्नशुद्धं ॥ ૪૭૮ ॥

### અન્નદાન

લોકો અન્નને માટે ભાર્યા, ભાઇ, સ્વજન, પુત્ર વિગેરેને ત્યજે છે, જેના વગર પ્રજ્ઞા, સત્ત્વ, વ્રત અને સમિતિ હીન થઇ જાય છે અને ભૂખના દુઃખથી પીડાતો મનુષ્ય અભક્ષ્ય પણ ખાવા તત્પર થાય છે માટે વિદ્વાનોએ સંયતિ મુનિઓને શુદ્ધ અન્નનું દાન દેવું જોઇએ.

सम्यग्विद्याशमदमतपोध्यानमौनव्रताढयं
श्रेयोहेतुर्गतरुजि तनौ जायते येन सर्वं ।
तत्साधूनां व्यथितवपुषां तीव्ररागमपक्षै–
स्तद्रक्षार्थं वितरत जनाः माशुकान्यौषधानि ॥ ४७९ ॥

### ઔષધિ દાન

મુનિઓને શાસ્ત્રાભ્યાસ શમ દમ તપ ધ્યાન મૌન વ્રતઆદિ સમસ્ત ક્રિયાઓ જ્યારે શરીર નિરાબાધ હોય છે ત્યારેજ સમ્યક્ પ્રકારે અને અવ્યાબાધ રીતે થઈ શકે છે માટે તે શરીરની રક્ષાર્થે તીવ્ર વ્યાધિથી પીડાતા સાધુઓને પ્રાશુક (અચિત) ઓષધોનું દાન આપવું.

सावद्यत्वान्महदपि फलं नो विधातुं समर्थं
कन्यास्वर्णद्विपहयधरागोमहिष्यादिदानं ।
त्यक्त्वा दद्याज्जिनमतदयाभेषजाहारदानं
भूत्वाप्यल्पं विपुलफलदं दोषमुक्तं वियुक्तं ॥ ४८० ॥

(લૌકિક મતમાં વર્ણવેલ) કન્યા, સુવર્ણ, હાથી, ઘોડા ભૂ (જમીન) ગાય, ભેંસ વિગેરેનું દાન સાવદ્ય (સદોષ) હોવાથી અલ્પ ફલદાયી થાય છે માટે તે ત્યજીને (લોકોત્તર નિર્દોષ દાન) જિનશાસ,પ્રાણરક્ષા, ઔષધિ અને આહારનું દાન આપવું જે દાન દોષ રહિત હોવાથી અલ્પ છતાં પણ મહત્ ફલની પ્રાપ્તિ થાય છે.

नीतिश्रीतिश्रुतिमतिधृतिज्योतिभक्तिमतीति–
प्रीतिज्ञातिस्मृतिरतियतिख्यातिशक्तिप्रगीतीः ।

यस्माद्देही जगति लभते नो विना भोजनेन
तस्माद्दानं स्युरिह ददता ताः समस्ताः प्रशस्ताः ४८१॥

આ સંસારમાં મનુષ્યને નીતિ, લક્ષ્મી, શ્રુતિ, બુદ્ધિ, ધૃતિ, જ્યોતિ, ભક્તિ, પ્રતીતિ, પ્રીતિ, જ્ઞાન, સ્મૃતિ, રતિ, યતિ, કીર્તિ, શક્તિ અને પ્રગીતિ આહાર વિના સમ્યક્ પ્રકારે પ્રાપ્ત થઈ શકતા નથી. એટલા માટે આહારદાન આપવું જેથી તે સર્વે પ્રશસ્ત રીતે મેળવી શકાય.

दर्पोद्रेकव्यसनमथनक्रोधयुद्धप्रबाधा–
पापारम्भक्षतिहतधियां जायते यन्निमित्तं।
यत्संगृह्य श्रयति विषयान्दुःखितं यत्स्वयं स्या–
द्यद्दुःखाढ्यं प्रभवति न तच्छ्लाघ्यतेऽत्र प्रदेयं ॥ ४८२ ॥

## મુનિઓને શું ન આપવું

જે પદાર્થથી પાપ અને આરંભ રહિત મુનિઓને અહંકાર ઉદ્દભવ થાય, દુઃખ ઉત્પન્ન થાય, નાશની બુદ્ધિ થાય, ક્રોધનો પ્રાદુર્ભાવ થાય, લડાઈ ઝઘડાની બાધા ઉભી થાય, અને જેના સબંધથી ઈંદ્રિયાર્થ સેવનની વૃત્તિ થાય તેમજ પોતે દુઃખી થાય એવા દુઃખપૂર્ણ પદાર્થ મુનિઓને કદી પણ આપવા નહિ.

साधू रत्नत्रितयनिरतो जायते निर्जिताक्षो
धर्मं धत्ते व्यपगतमलं सर्वकल्याणमूलं।
रागद्वेषप्रभृतिमथनं यद्गृहीत्वा विधत्ते
तद्दातव्यं भवति विदुषा देयमिष्टं तदेव ॥ ४८३ ॥

## મુનિઓને શું આપવું.

જે પદાર્થના ગ્રહણ કરવાથી સાધુઓ રત્નત્રયિમાં (સમ્યક્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર) નિરત થાય, વિજીતેંદ્રિય થાય, સર્વ કલ્યાણનું મુલ એવા દોષ રહિત ધર્મારાધનમાં તત્પર થાય, અને રાગ દ્વેષાદિ દોષોને ઉન્મૂલ કરી નાંખે તેવા પદાર્થો સાધુઓને આપવા અને તેજ દાન ઇષ્ટ છે.

તાત્પર્ય કે-જે પદાર્થના સેવનથી મુનિઓનો આત્મા કલુષિત થાય તેવા પદાર્થો તેઓને કદિ પણ આપવા નહિ પણ જેના સેવનથી તેઓ આત્મ ધર્મમાં દ્રઢ થાય એવા હિતાવહ પદાર્થો આપવા.

धर्मध्यानव्रतसमितिभृत्संयतश्चारुपात्रं
व्यावृत्तात्मा त्रसहननतः श्रावको मध्यमं तु ।
सम्यग्दृष्टिर्व्रतविरहितः श्रावकःस्याज्जघन्य–
मेवं त्रेधा जिनपतिमते पात्रमाहुः श्रुतज्ञाः ॥ ४८४ ॥

જૈન મતમાં શ્રુતજ્ઞ પુરૂષોએ દાન દેવાને યોગ્ય ત્રણ પ્રકારના પાત્રો વર્ણવ્યા છે. પ્રથમ તો ધર્મધ્યાન વૃત અને સમિતિના પાળવા વાલા સંયત મુનિઓ તે ઉત્કૃષ્ટ પાત્ર છે. મધ્યમ પાત્ર તે ત્રશજીવની હિંસાથી વિરત એવા શ્રાવકો અને અવિરતિ સમ્યક્ દષ્ટિ શ્રાવકો તે ત્રીજું જઘન્ય પાત્ર છે.

यो जीवानां जनकसदृशः सत्यवाग्दत्तभोजी
सप्रेमस्त्रीनयनविशिखाभिन्नचित्तः स्थिरात्मा ।
द्वेधा ग्रन्थादुपरतमनाः सर्वथा निर्जिताक्षो
दातुं पात्रं व्रतपतिममुं वर्यमाहुर्जिनेन्द्राः ॥ ४८५ ॥

જે પ્રાણી માત્ર પર પિતાની જેમ પ્રેમ રાખે છે, જે હમેશાં સત્ય વચન બોલે છે, જે આપેલા આહારનુંજ ભોજન કરે છે, વલી જેનું ચિત્ત સ્ત્રીઓના પ્રેમ પૂર્વક ફેંકાયલા કટાક્ષ બાણથી વિંધાતું નથી, જે બે પ્રકારના પરિગ્રહથી સર્વથા (અંતરંગ રાગ દ્વેષાદિ અને બાહેરંગ ધન-ધાન્યાદિ) રહિત છે, જેણે ઇંદ્રિયોપર વિજય મેળવ્યો છે, તે વ્રતીઓમાં શ્રેષ્ઠ મુનીવર્યને જિનેંદ્રોએ દાન આપવાને સર્વોત્તમ પાત્ર વર્ણવ્યું છે.

ભાવાર્થ—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહ એ પાંચ મહાવ્રતોથી વિભૂષિત મુનિ ઉત્તમ પાત્ર છે.

यद्वत्तोयं निपतति घनादेकरूपं रसेन
प्राप्याधारं सगुणमगुणं याति नानाविधत्वं ।
तद्वद्दानं सफलमफलं प्राप्यमप्येति मत्वा
देयं दानं शमयमभृतां संयतानां यतीनां ॥ ४८६ ॥

જેવી રીતે વર્ષાદનું પાણી એકજ રૂપે પડે છે છતાં પણ આધાર ભેદથી નાના પ્રકારનાં (વિવિધ પ્રકારનાં) રૂપ ધારણ કરે છે તેવી રીતે દાન પણ ગુણી કે નિર્ગુણી પાત્રના (સુપાત્ર કે કુપાત્રના) ભેદથી સફલ વા નિષ્ફલ થાય છે. એમ સમજીને દાન આપનારે શમ યમ આદિ ગુણોથી વિભૂષિત યતિઓને દાન આપવું.

यद्वत्क्षिप्तं गलति सकलं छिद्रयुक्ते घटेऽम्भ-
स्तिक्तालांबूनिहितमहितं जायते दुग्धमुद्धं ।
आमापात्रे रचयति भिदां तस्य नाशं च याति
तद्वद्दत्तं विगततपसे केवलं ध्वंसमेति ॥ ४८७ ॥

જેવી રીતે છિદ્રવાળા ઘડામાં ભરેલું પાણી સઘળું ઝળી જાય છે અથવા કડવા તુંબડામાં રાખેલું દુધ કે અન્ન અહિતકર (વિષતુલ્ય) થઈ જાય છે અને જેમ કાચા માટીના પાત્રમાં રાખેલું પાણી પોતે નાશ પામે છે અને પાત્રનો પણ નાશ કરે છે તેવી રીતે તપ રહિત મનુષ્યને દીધેલું દાન પણ કેવળ નાશને અર્થેજ છે. (નકામું થાય છે). ભાવાર્થ—અવ્રતિને દીધેલું દાન ફળદાયી નથી.

शश्वच्छीलव्रतविरहिताः क्रोधलोभादिवन्तो
नानारम्भग्रहितमनसो ये मदग्रन्थशक्ताः ।
ते दातारं कथमसुखतो रक्षितुं सन्ति शक्ता
नावा लोहं न हि जलनिधेस्तारयेते लोहमय्या ॥४८८॥

જેમ લોઢાની નાવથી લોઢું સમુદ્રપાર થઈ શકતું નથી તેમ, હમેશાં શીલવ્રતથી રહિત, ક્રોધ, લોભ, મદ આદિ દોષથી સહિત નાના પ્રકારના આરંભ પરિગ્રહમાં અનુરક્ત, મિથ્યા શાસ્ત્રોના પ્રેમી એવા દાન લેનાર લોકો દાનીનું, દુઃખથી કઈ રીતે રક્ષણ કરી શકે?

અર્થાત્-વ્રત રહિત અને કષાયમાં રચ્યો પચ્યો રહેનારો મનુષ્ય પોતે તો તરવાવાળો નથી તો પછી તેને આપેલુ દાન પણ દાતારને કઈ રીતે સુખનું દેનારૂં થાય?

क्षेत्रद्रव्यप्रकृतिसमयान्वीक्ष्य बीजं यथोप्तं
दत्ते सस्यं विपुलममलं चारुसंस्कारयोगात् ।
दत्तं पात्रे गुणवति तथा दानमुक्तं फलाय
सामग्रीतो भवति हि जने सर्वकार्यप्रसिद्धिः ॥ ४८९ ॥

જેમ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ જોઈને વાવેલું બીજ સારા સંસ્કારના યોગથી ઘણો સારો અને શુદ્ધ પાક આપે છે તેમ ગુણવાન પાત્રને આપેલું દાન પણ ગુણી દાતાને ફલદાયી નીવડે છે કારણ કે સંસારમાં મનુષ્યને સર્વ કાર્યની સિદ્ધિ યોગ્ય સામગ્રીના સદ્‌ભાવથી થાય છે.

नानादुःखव्यसननिपुणान्नाशिनोऽतृप्तिहेतू-
न्कर्मारातिप्रचयनपरांस्तत्त्वतोऽवैत्यभोगान् ।
मुक्त्वाकाङ्क्षां विषयविषयां कर्मनिर्नाशनेच्छो
दद्याद्दानं प्रगुणमनसा संयतायापि विद्वान् ॥ ४९० ॥

તત્ત્વની દ્રષ્ટિએ સાંસારિક ભોગો વિવિધ પ્રકારના દુઃખ દેવામાં નિપુણ છે, ક્ષણિક છે, અતૃપ્તિ ઉપજાવનાર છે અને કર્મરૂપી શત્રુઓના દળને એકઠું કરવામાં સહાયક છે એમ જાણી (દાનના ફલ તરીકે) સાંસારિક વિષયોની વાંછના છોડી કર્મને ઉચ્છેદવાની ઉન્મૂલ કરવાની ઈચ્છાવાલા મુમુક્ષુએ આલ્હાદ પુર્વક સંયતિઓને દાન આપવું.

ભાવાર્થ—સંયતિ મુનિને આપેલું દાન મોક્ષનું ફળ આપનારૂં છે માટે ક્ષણિક સાંસારિક ભોગો માટે તેના ફલનું નિયાણું ન કરતાં મુમુક્ષુ જનોએ તેના ફલ તરીકે મોક્ષની અભિલાષા રાખવી.

यस्मै गत्वा विषयमपरं दीयते पुण्यवद्भिः
पात्रे तस्मिन्गृहमुपगते संयमाधारभूते ।
नो यो मूढो वितरति धने विद्यमानेऽप्यनल्पे
तेनात्मात्र स्वयमपधिया वञ्चितो मानवेन ॥ ४९९ ॥

અન્ય દેશમાં જઇને પણ પુણ્યશાળી જનો સંયમધારી મુનિને દાન દે છે તેવા મહાપુરૂષ જ્યારે પોતાના ઘરમાં આવે ત્યારે પ્રચુર ધન છતાં પણ જે મૂઢાત્મા તેને દાન નથી દેતો તે દુર્બુદ્ધિ મનુષ્યે પોતાના આત્માને ઠગ્યો છે.

श्रुत्वा दानं कथितमपरैर्दीयमानं परेण
श्रद्धां धत्ते व्रजति च परां तुष्टिमुत्कृष्टबुद्धिः ।
दृष्ट्वा दानं जनयति मुदं मध्यमो दीयमानं
दृष्ट्वा श्रुत्वा भजति मनुजो नानुरागं जघन्यः ॥४९२॥

ઉત્તમ મનુષ્યને તો બીજાએ દીધેલાં દાનથી વાત **સાંભળીને** પણ આલ્હાદ થાય છે અને (દાતા અને ગ્રહીત બનેમાં) શ્રદ્ધા ભક્તિ ઉત્પન્ન થાય છે. જ્યારે મધ્યમ બુદ્ધિ મનુષ્યને બીજાને દાન આપતો **દેખીને** આનન્દ થાય છે પરંતુ જઘન્ય બુદ્ધિ મનુષ્ય તો દાન દેખીને વા સાંભળીને પણ લેશ માત્ર હર્ષ પામતો નથી.

दीर्घायुष्कः शशिसितयशोव्याप्तदिक्चक्रवालः
सद्विद्याश्रीकुलबलधनप्रीतिकीर्तिप्रतापः ।
शूरो धीरः स्थिरतरमना निर्भयश्चारुरूप-
स्त्यागी भोगी भवति भविनां देयभीतिप्रदायी ॥४९३॥

પ્રાણીઓને જે માણસ અભયદાન આપે છે (અભય પ્રદાન કહે છે) તે દીર્ઘાયુ થાય છે, તેની સુધાંશુ ધવલ કીર્તિ દિગન્તને વિષે વ્યાપી રહે છે, તેને ત્યાં વિદ્યા, લક્ષ્મી, કુલ, બલ, ધન, પ્રીતિ, કીર્તિ અને પ્રતાપ આદિ શુભ

પદાર્થો નિવાસ કરી રહે છે, તે ધીર, વીર, સ્થિરચિત્ત, નિર્ભય, સુંદર, ત્યાગી, અને ભોગી પણ થાય છે.

અર્થાત્–અભય પ્રદાન કરવાથી સર્વ કોઈ શુભ પદાર્થો અને ગુણો આપો આપ આવી મળે છે.

### જ્ઞાનદાનથી સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ

कर्मारण्यं दहति शिखिवन्मातृवत्पाति दुःखा-
त्सम्यग्नीतिं वदति गुरुवत्स्वामिवद्यद्बिभर्ति ।
तत्त्वातत्त्वप्रकटनपटु स्पष्टमाप्नोति पूतं
तत्संज्ञानं विगलितमलं ज्ञानदानेन मर्त्यः ॥ ४९४॥

કર્મરૂપી વનને બાળી મુકવામાં અગ્નિ સમાન, દુઃખોથી રક્ષણ કરવામાં માતા સમાન, સુનીતિ, સન્માર્ગ દેખાડવામાં ગુરૂ સમાન, પાલન કરવામાં સ્વામિ સમાન અને તત્ત્વ અને અતત્વને સ્પષ્ટ રીતે દર્શાવવામાં કુશળ એવું પવિત્ર નિર્દોષ સમ્યક્જ્ઞાન જ્ઞાનદાનથી પ્રાપ્ત થાય છે.

### અન્નદાનથી થતા લાભ

दाता भोक्ता बहुधनयुतः सर्वसत्त्वानुकम्पी
सत्सौभाग्यो मधुरवचनः कामरूपातिशायी ।
शश्वद्भक्त्या बुधजनशतैः सेवनीयांह्रि युग्मो
मर्त्यः प्राज्ञो व्यपगतमदो जायतेऽन्नस्य दानात् ॥४९५॥

અન્નદાનથી મનુષ્ય, દાતા, ભોકતા, ધનાઢય, સમસ્ત જીવો પ્રત્યે અનુકમ્પાવાન, શૌભાગ્યશાળી, મધુર-ભાષી, કામદેવથી વધે એવો સ્વરૂપવાન, બદ્ધાંજલિ (બેહાથ જોડેલા) સેંકડો બુધજનોદ્વારા ભક્તિ પુર્વક સર્વદા સેવનીય, બુદ્ધિશાળી અને નિર્મંદ થાય છે.

### ઔષધ દાનથી થતા લાભ

रोगैर्वातप्रभृतिजनितैर्वह्निभिर्वाम्बुमग्नः
सर्वाङ्गीणव्यथनपटुभिर्वाधितुं नो स शक्यः ।
आजन्मान्तः परमसुखितां जायते चौषधानां
दाता यो निर्भरकुलवपुःस्थानकान्तिप्रतापः ॥ ४९६ ॥

ઔષધ દાનનો આપનાર જન્મભર પરમ સુખી રહે છે અને જેમ પાણીમાં બેઠેલા માણસને અગ્નિ સતાવવાને અશક્ત છે તેમ સમસ્ત અંગોને પીડા ઉપજાવનાર એવા વાત કફઆદિથી ઉત્પન્ન થતા રોગો પણ તેને બાધા કરી શકતા નથી એટલુંજ નહી પણ સારૂં કુલ, શરીર, સ્થાન કાન્તિ અને પ્રતાપ આદિ અનેક ગુણો પણ તેને પ્રાપ્ત થાય છે.

### દાનથી પરિણામે મોક્ષની પ્રાપ્તિ.

दत्त्वा दानं जिनमतरुचिः कर्मनिर्नाशनाय
भुक्त्वा भोगांस्त्रिदशवसतौ दिव्यनारीसनाथः ।
मर्त्यावासे वरकुलवपुर्जैनधर्मं विधाय
हत्वा कर्म स्थिरतररिपुं मुक्तिसौख्यं प्रयाति ॥ ४९७ ॥

આવી રીતે જિનમતમાં દ્રઢ શ્રદ્ધા રાખનાર (સમ્યગ્-દૃષ્ટિ ) મનુષ્ય ઉપર્યુક્ત ચાર પ્રકારના દાન (ઔષધિ, જ્ઞાન, અન્ન અને અભયદાન ) દઈને સ્વર્ગમાં ઉત્પન્ન થઈ અનેક ભોગો ભોગવે છે અને દિવ્યાંગના સંગાથે રમણ કરે છે, ત્યાંથી ચ્યવી મનુષ્ય લોકમાં ઉત્તમ કુળમાં ઉત્પન્ન થઈ જૈન ધર્મનું આરાધન કરતો દુર્જય અને અનંતા કાળથી સાથે રહેનારા (સ્થિરંતર) કર્મ રૂપી વૈરીને હણીને મોક્ષ સુખનો અનુભવ કરે છે.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### મદ્યનિષેધ નિરૂપણ.

भवति मद्यवशेन मनोभ्रमो भजति कर्म मनोभ्रमतो यतः ।
व्रजति कर्मवशेन च दुर्गतिं त्यजत मद्यमतस्त्रिविधेन भोः॥४९८॥

મદિરા પીવાથી મનોવિભ્રમ (સારાસાર વિચાર શૂન્યતા) થાય છે, મનોવિભ્રમથી અશુભ કર્મો બંધાય છે, અને અશુભ કર્મના યોગથી દુર્ગતિ પ્રાપ્ત થાય છે માટે હે મનુષ્યો, ત્રિવિધે (મન, વચન અને કાયાથી) મદિરાનો ત્યાગ કરો.

हसति नृत्यति गायति वल्गति भ्रमति धावति मूर्छति शोचते ।
पतति रोदिति जल्पति गद्गदं धमति धाम्यति मद्यमदातुरः॥४९९॥

દારૂના નિશામાં ચકચુર પ્રાણી, કોઈવાર હસવા માંડેછે, કોઈવાર નાસે છે, કોઇવાર ગાય છે, કોઈવાર કુદે છે, કોઈ વાર ભ્રમણ કરે છે, કોઇવાર દોડે છે કોઇવાર મુચ્છિંત થઈ જાય છે, કોઈવાર શોક કરે છે, કોઈવાર જમીનપર પડી જાય છે, કોઈવાર રડે છે, કોઇવાર ગદ્‌ગદ્‌ (અસ્પષ્ટ ઉચ્ચારણ) બોલે છે અને કોઈવાર કુંકે છે અર્થાત્-તે માણસ ગાંડાની જેમ અનેક વિવેક શૂન્ય ક્રિયાઓ કરે છે.

स्वसृसुताजननीरपि मानवो व्रजति सेवितुमस्तगतिर्यतः ।
सगुणलोकविनिन्दितमद्यतः किमपरं खलु कष्टतरं ततः ॥५००॥

જેના સેવનથી ભ્રષ્ટ બુદ્ધિ મનુષ્ય (મનુષ્ય બુદ્ધિ ભ્રષ્ટ થઇ) પોતાની બ્હેન દીકરી અને માતા સાથે પણ વિષય ભોગ સેવવાને તત્પર થાય છે એવા સમસ્ત લોકમાં નિન્દનીય દારૂ કરતાં વિશેષ નિન્દનીય અને દુઃખદાયક બીજું શું હોઈ શકે ?

અર્થાત્-સંસારમાં સૌથી નિન્દનીય પદાર્થ દારૂ છે.

गलितवस्त्रमधस्तनमीक्ष्यते सकलमन्यतया श्लथते तनुः ॥
स्खलति पादयुगं पथि गच्छतः किमुनमद्यवशाच्छ्रयते जनः॥५०१॥

મદિરાથી ઉન્મત્ત થએલા મનુષ્યનું વસ્ત્ર નીચે સરી પડે છે, સર્વ લોકને તેના શરીરનો નીચેનો ભાગ દેખાય છે, તેનું શરીર શિથીલ થઇ લથડે છે અને તેના ચરણો સ્ખલના પામે છે અથવા તેને મદ્ય પીધાથી શું નથી થતું ?

अमुभृतां वधमाचरति क्षणाद्वदति वाक्यमसह्यमसूनृतम् ।
परकलत्रधनान्यपि वाञ्छति न कुरुते किमु मद्यमदाकुलः॥५०२॥

મદિરાના મદથી ઉન્મત્ત થએલો મનુષ્ય એક ક્ષણમાં (ક્ષણેકમાં) પ્રાણીઓનો વધ કરે છે. અસહ્ય હલાહલ જુઠું બોલે છે. પરસ્ત્રી અને પરધનની વાંછના કરે છે. અથવા મદ્ય મદાકુલ મનુષ્ય શું નથી કરતો ?

व्यसनमेति जनैः परिभूयते गदमुपैति न सत्कृतिमश्नुते ।
भजति नीचजनं व्रजतिक्लमं किमिह कष्टमियर्ति न मद्यपः॥५०३॥

દારૂ પીનારા મનુષ્ય દુઃખ ભોગવે છે લોકોથી પરાભવ (તિરસ્કાર) પામે છે. રોગ ભોગવે છે. કોઈ સારૂં કાર્ય કરતા નથી. નીચ લોકોની સંગતિ કરે છે. અને કલાન્તિ સહન કરે છે અથવા કયું કષ્ટ તેને નથી આવી પડતું ?

प्रियतमामिव पश्यति मातरं प्रियतमां जननीमिव मन्यते ।
प्रचुरमद्यविमोहितमानसस्तदिह नास्ति न यत्कुरुते जनः॥५०४॥

દારૂના નિશાથી વિમુગ્ધ થએલો મનુષ્ય માતાને પોતાની પ્રિયતમા સ્ત્રી માફક ગણે છે અને સ્ત્રીને માતા માને છે, આ રીતે તે જે અનર્થ ન કરે તે થોડું છે.

अहह कर्मकरीयति भूपतिं नरपतीयति कर्मकरं नरः ।
जलनिधीयति कूपमपांनिधिं गतजलीयति मद्यमदाकुलः॥५०५॥

અહા ! મદ્ય મદાકુલ મનુષ્ય કર્મકાર નોકરને રાજા માને છે અને રાજાને નોકર ગણે છે કુવાને સમુદ્ર માને છે અને સમુદ્રને જલ રહિત પ્રદેશ ગણે છે.

निपतितो यदते धरणीतले वमति सर्वजनेन विनिन्द्यते ।
श्वशिशुभिर्वदने परिचुम्बिते बत सुरासुरतस्य च मूत्र्यते ॥५०

મદ્યસેવી મનુષ્ય ધરણીતલ પર જ્યાં ત્યાં ઢળી પડે છે, મનમાં આવ્યું તેમ બકવા માંડે છે, વમન કરે છે. સર્વ મનુષ્ય તેની નિન્દા કરે છે. અફસોસ! એટલેથીજ સરતું નથી પણ કુતરાઓ તેના મુખનું ચુમ્બન કરે છે અને તેના મોઢામાં પીસાબ વટીક કરે છે.

भवति जन्तुगणो मदिरारसे तनु तनुर्विविधो रसकायिकः
पिबति तं मदिरारसलालसः श्रयति दुःखममुत्र ततो जनः॥५०७

મદિરાના રસમાં તેના જેવાજ (તેજ રસની કાયા વાલા ) અનેક અતિ સુક્ષ્મ જન્તુ ગણુ ઉત્પન્ન થાય છે તેથી જે મદિરાનો લાલસી પ્રાણી તે પીએ છે તે (અનંતા જીવોનો ઘાતક હોઈ) આ લોક અને પરલોક બન્ને લોકમાં દુઃખી થાય છે.

व्यसनमेति करोति धनक्षयं मदमुपैति न वेत्ति हिताहितं ।
क्रममतीत्य तनोति विचेष्टितं भजति मद्यवशेन न कां क्रियां॥

મદિરાને વશ પડેલા જીવોને દુઃખ ભોગવવું પડે છે ધનનો નાશ થાય છે. કેફીયત આવે છે. હિતાહિતનું ભાન રહેતું નથી. કુલક્રમનું ઉલ્લંઘન કરી ન કરવા યોગ્ય કાર્યો કરે છે અથવા તે કઈ ક્રિયા નથી કરતો.

रटति रुष्यति तुष्यति वेपते पतति मुह्यति दीव्यति खिद्यते ।
नमति हन्ति जनं ग्रहिलो यथा यदपि किं च न जल्पति मद्यतः

પિશાચ ગ્રસ્ત મનુષ્યની જેમ દારૂડીઓ પણ કદી ચિલ્લાય છે. કદી રોષે ભરાય છે. કદી સંતોષ પામે છે. કદી થરથરે છે કદી ઢળી પડે છે. કદી મુર્છા પામે છે. કદી રમે છે કદી ખેદ કરે છે. કદી નમન કરે છે. કદી માણુસને મારે છે અને શું શું બબડતો નથી?

व्रततपोयमसंयमनाशिनीं निखिलदोषकरीं मदिरां पिबन् ।
वदति धर्मवचो गतचेतनः किमु परं पुरुषस्य विडम्बनं ॥५१०॥

વ્રત, તપ, યમ અને સંયમનો નાશ કરનારી સમસ્ત દોષની ખાણુ એવી મદિરા પીનારા ગતબુદ્ધિજનો તેને ધર્મનું ફરમાન કહે છે આના કરતાં પુરૂષોની વધારે વિડંબના બીજી કઈ હોઈ શકે?

श्रयति पापमपाकुरुते वृषं त्यजति सद्गुणमन्यमुपार्जति ।
व्रजति दुर्गतिमस्यति सद्गतिं किमथवा कुरुते न सुरारतः॥५११॥

મદિરાના ફંદમાં ફસેલા જનો પાપ કાર્યમાં પ્રવૃત્ત થાય છે, ધર્માનુષ્ઠાન ત્યજી દે છે, સદ્‌ગુણુને ઠેલો મારે છે, દુર્ગુણુ ઉપાર્જન કરે છે, દુર્ગતિને પ્રાપ્ત કરે છે અને સદ્‌ગતિને દૂર હડસેલી દે છે અથવા તેઓ શું શું નથી કરતા?

नरकसंगमनं सुखनाशनं व्रजति यः परिपीय सुरारसं ।
बत विदार्य मुखं परिपाय्यते प्रचुर दुःखमयो प्लुवमत्र सः ॥५१२॥

સુરાપાન કરીને અતિ દુઃખમય નરકને વિષે મનુષ્ય ઉત્પન્ન થાય છે, તેનું મુખ ફાડીને તેને ગરમ સીસું પાવામાં આવે છે, તે ત્યાં અતિ ઘણું દુઃખ અનુભવે છે.

पिबति यो मदिरामथ लोलुपः श्रयति दुर्गतिदुःखमसौ जनः।
इति विचिन्त्य महामतयस्त्रिधा परिहरन्ति सदा मदिरारसं॥५१३॥

મદિરાના લોલુપી જીવો તે પીને દુર્ગતિના દુઃખ અનુભવે છે એવી રીતે વિચાર કરી મહાબુદ્ધિવાન જનો સર્વદા મન વચન અને કાયાથી મદિરા રસનો સર્વથા ત્યાગ કરે છે

मननदृष्टिचरित्रतपोगुणं दहति वह्निरिवेन्धनमूर्जितं ।
यदिह मद्यमपाकृतमुत्तमैर्न परमस्ति ततो दुरितं महत् ॥५१४॥

જેમ અગ્નિ લાકડાના મ્હોટા ઢગલાને ક્ષણવારમાં ભસ્મીભૂત કરી નાંખે છે તેમ મદ્ય આત્માના શુદ્ધ ગુણ સમ્યક્ દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપને ખાખ કરી નાંખે છે (પરાસ્ત કરી નાંખે છે ) તેના કરતાં વિશેષ પાપ આ સંસારમાં બીજુ કોઈ નથી એથીજ ઉત્તમજનો મદ્યનો ત્યાગ કરે છે.

त्यजति शौचमियर्ति विनिन्द्यतां श्रयति दोषमपाकुरुते गुणं।
भजति गर्वमपास्यति सद्गुणं हृतमना मदिरारसलालितः॥५१५॥

સુરાપાન કરનાર પવિત્રતાને તજે છે, નિંદ્યતાને ભજે છે, પાપાશ્રય કરે છે, ગુણને તિલાંજલી આપે છે, ગર્વ ધારણ કરે છે, અને સદ્‌ગુણને દેશવટો આપે છે તેમજ વિચાર શૂન્ય બને છે.

प्रचुरदोषकरीमिह वारुणीं पिबति यः परिगृह्य धनेन तां ।
असुहरं विषमुग्रमसौ स्फुटं पिबति मूढमतिर्जननिन्दितं ॥५१६॥

અનેક દોષોનું ઘર એવી વારૂણી (મદિરા) પેસા ખરચીને જે માણસ પીએ છે તે મૂર્ખજન અતિ નિન્દનીય એવું પ્રાણહર સાક્ષાત્ હલાહલ વિષનું પાન કરે છે.

तदिह दूपणमङ्गिगणस्य नो विपमरिर्भुजगो धरणीपतिः ।
यदसुखं व्यसनभ्रमकारणं वितनुते मदिरा गुणिनिन्दिता ॥५१७॥

પ્રાણીઓનું જેટલું અહિત વિષ, શત્રુ, સર્પ અને રાજા કરી શકે છે અને જેટલું દુઃખ આપી શકે છે, તેનાથી વિશેષ અહિત અને અસુખ ગુણી જનોએ નિન્દીત મદિરા કરે છે.

मतिधृतिद्युतिकीर्तिकृपाङ्गनाः परिहरन्ति रुषेव जनार्चितं ।
नरमवेक्ष्य सुराङ्गनयाश्रितं न हि परां सहते वनिताङ्गनां ॥५१८॥

લોકોથી પૂજીત એવા પોતાના ધણીને પણ જ્યારે તેને અન્ય સ્રીથી સેવાતો જુએ છે ત્યારે રૂઠેલી સ્રી જેમ તેને ત્યજી દે છે તેમ સુરા રૂપી સ્રી દ્વારા સેવીત નરને જોઇને મતિ, ધૃતિ, કાન્તિ, કીર્ત્તિ અને કૃપા રૂપી તેની સ્રીઓ તેને એકદમ ત્યજી જાય છે. કારણ અન્ય સ્રીનું સાપત્ય સરલ સ્રીઓ સહન કરી શક્તી નથી.

कलहमातनुते मदिरावशस्तमिह येन निरस्यति जीवितं ।
वृपमपास्यति संचिनुते मलं धनमपैति जनैः परिभूयते ॥५१९॥

મદિરાવશ મનુષ્ય ધર્મને તિલાંજલી આપે છે. પાપનો આદર કરે છે. ધન ગુમાવે છે. લોકોથી તિરસ્કૃત થાય છે. અને કલહ કરે છે કે જેમાં પોતાનો પ્રાણ જાય.

स्वजनमन्यजनीयति मूढधीः परजनं स्वजनीयति मद्यपः ।
किमथवा वहुना कथितेन भो द्वितयलोकविनाशकरी सुरा ५२०

મદ્યસેવી મૂર્ખજન સ્વજનને પરજન માને છે અને પરજનને સ્વજન ગણે છે અથવા બહુ કહેવાથી શું! હે લોકો, સુરા આ ભવ અને પરભવ બંનેમાં વિનાશ કરનારી છે.

भवति मद्यवशेन मनोभवः सकलदोषकरोऽत्र शरीरिणः ।
भजति तेन विकारमनेकधा गुणयुतेन सुरा परिवर्ज्यते ॥५२१॥

મદ્ય પાનથી સમસ્ત દોષનું સ્થાન એવા કામની ઉત્પત્તિ થાય છે અને તેનાથી (કામથી) અનેક પ્રકારના કુવિકાર શરીરમાં પ્રાદુર્ભાવ પામે છે તેથી ગુણીજન તો સુરાથી દૂર નાસે છે.

प्रचुरदोपकरीं मदिरामिति द्वितयजन्मविधाधविचक्षणं ।
निखिलतत्त्वविवेचकमानसाः परिहरन्ति सदा गुणिनो जनाः५२२

આવી રીતે અનેક દોષોથી ઉત્પાદિકા અને બંને જન્મમાં (આ લોક અને પરલોકમાં) દુઃખ પ્રદાન કરનારી મદિરાનો, નિખિલ તત્ત્વોની વિવેચનામાં કુશળ એવા ગુણી પુરૂષો સદાને માટે સર્વથા પરિત્યાગ કરી દે છે.



## પ્રકરણ ૨૧ મું

### માંસ નિષેધ નિરૂપણ.

मांसाशनाज्जीववधानुमोदस्ततो भवेत्पापमनन्तमुग्रं ।
ततो व्रजेद्दुर्गतिमुग्रदोषां मत्वेति मांसपरिवर्जनीयं ॥ ૯૨૩ ॥

માંસ ખાવાથી જીવહિંસાની અનુમોદના થાય છે, જીવહિંસાની અનુમોદનાથી અનન્તા ઉગ્ર તાપ બંધાય છે, અને પાપથી અતિ ઉગ્ર દુઃખ આપનારી દુર્ગતિ પ્રાપ્ત થાય છે એમ જાણી માંસનો સર્વથા ત્યાગ કરવો ઉચિત છે.

तनूद्भवं मांसमदन्नमेध्यं कृम्यालयं साधुजननिन्द्यं ।
निस्त्रिंशचित्तो विनिकृष्टगन्धं शुनोऽविशेषं लभते कथ नं ॥૯૨૪॥

માંસ ખાનારમાં અને કુતરામાં કોઈ વિશેષતા યા તફાવત શું છે? કારણકે જેમ કુતરો પ્રાણીઓના શરીર માંથી ઉત્પન્ન થએલું અપવિત્ર, કૃમિઓના ઘર રૂપ, ઉત્તમ જનોએ નિન્દેલું દુર્ગંધી માંસ ખાય છે તેવીજ રીતે નિર્દયી પુરૂષ પણ તેવાજ પ્રકારનું માંસ ખાય છે.

मांसाशिनो नास्ति दयासुभाजां दयां विना नास्ति जनस्य पुण्यं।
पुण्यं विना याति दुरन्तदुःखंसंसारकान्तारमलब्धपारं ॥૯૨૫॥

માંસ ખાનાર જનોને પ્રાણી પ્રત્યે દયાનો છાંટો પણ હોતો નથી અને દયા વગર પુણ્યની પ્રાપ્તિ નથી, અને પુણ્ય વગર અસહ્ય દુઃખ દેવાવાલી સંસાર રૂપી ભયંકર અટવીમાંથી નીકળવું અતિ દુષ્કર છે એટલે પાર પામી શકાતું નથી.

पलादिनो नास्ति जनस्य पापं वाचेति मांसाशिजनप्रमुत्वं।
ततो वधास्तित्वमतोऽधमस्मान्निष्पापवादी नरकं प्रयाति॥९२६॥

માંસ ખાવામાં પાપ નથી એમ કહેનારો નિશ્ચય નરક પ્રત્યે સીધાવે છે. કારણ માંસ ભક્ષણ પાપમય નથી એમ બોલવાથી માંસ ખાનાર જનની વૃદ્ધિ થાય છે અને આ પ્રવૃત્તિથી જીવહિંસા થાય છે અને જીવહિંસાથી તો પાપ બંધાય છે જ.

षट्कोदिशुद्धं पलमश्नतो नो दोषोऽस्ति ये नष्टधियो वदन्ति ।
नरादिमांसं प्रतिषिद्धमेतैः किं किं नपोढास्ति विशुद्धिरत्र॥९२७॥

છ વાર પકાવેલું માંસ પવિત્ર છે અને તે ખાવામાં દોષ નથી એમ વદનાર ખરેખર નષ્ટ બુદ્ધિ છે કારણ તેઓ પોતેજ નરમાંસ ભક્ષણનો કેમ પ્રતિષેધ કરે છે. શું નર-માંસ છ વાર પકાવાથી વિશુદ્ધ થતું નથી ?

अश्नाति यो मांसमसौ विधत्ते वधानुमोदं त्रसदेहभाजां ।
गृह्णाति रेफांसि ततस्तपस्वी तेभ्यो दुरन्तं भवमेति जन्तुः ॥९२८॥

જે તપસ્વી માંસ ખાય છે તે ત્રસજીવની (બે ઇંદ્રીય ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય અને પંચેન્દ્રિય) હિંસાનું અનુમોદન આપે છે તે જ હિંસાનું મોદનથી પાપ બંધાય છે (પાપ પુંજ ગ્રહણ કરે છે) અને પાપથી જીવદુર્ગતિમાં જાય છે.

आहारभोजी कुरुतेऽनुमोदं नरो वधे स्थावरजन्मभाजां ।
तस्यापि तस्माद्दुरितानुपङ्गमित्याह यस्तं प्रतिवच्मि किंचित् ॥

(માંસ રહિત) નિરામિષ ભોજન કરનાર પણ સ્થાવર (અને જંગમ) જીવોના ઘાતની અનુમોદના કરે છે તેટલા

માટે તેઓ પણ પાપના ભાગી થાય છે એમ જેઓ કહે છે તેઓ પ્રત્યે હું કાંઇક કહીશ.

येऽन्नाशिनः स्थावरजन्तुघातान्मांसाशिनो ये त्रसजीवघातात् ।
दोषस्तयोः स्यात्परमाणुमेर्वोर्यथान्तरं बुद्धिमतेति वेद्यं ॥५३०॥

જે અન્ન નિરામિષાશિ (વનસ્પતિ આહાર) ભક્ષી છે તે સ્થાવર જીવોનો ઘાત કરે છે અને જે માંસાશિ છે તે તો ત્રસ જીવોનો ઘાત કરે છે તેથી તે બંને પાપમાં પરમાણુ અને પૃથ્વી (મેરૂ) જેટલો તફાવત છે તે બુદ્ધિશાલી સહજ સમજી શકે છે.

अन्नाशने स्यात्परमाणुमात्रः मशक्यते शोधयितुं तपोभिः ।
मांसाशने पर्वतराजमात्रो नो शक्यते शोधयितुं महत्त्वात् ॥५३१॥

ઉપર જણાવ્યા મુજબ અન્નાહારમાં પરમાણુપ્રમાણ માત્ર પાપ બધ થાય છે જે તપ કરવાથી સહેલાઇથી નિવારી શકાય છે અને માંસાહારથી પર્વત રાજ મેરૂ જેટલું મહત્ પાપ બંધાય છે જે ભારી તપ કરવાથી પણ નિવારી શકાતું નથી.

मांसं यथा देहभृतः शरीरं तथान्नमप्यङ्गिशरीरजातं ।
ततस्तयोर्दोषगुणौ समानावेतद्वचो युक्तिवियुक्तमत्र ॥५३२॥

(વળી કેટલાક એમ કહે છે કે) માંસ જેમ પ્રાણીનું શરીર છે તેમ અન્ન પણ શરીરજ છે તેથી તે બંન્નેના દોષ અને ગુણ સમાન છે આ તેઓનું કથન સંયુકિતક નથી. (હેતુ પુરઃસર નથી). કારણકેઃ—

मांसं शरीरं भवतीह जन्तोर्जन्तोः शरीरं न तु मांसमेव ।
यथा तमालो नियमेन वृक्षो वृक्षस्तमालो न तु सर्वथापि ॥५३३॥

માંસ છે તે પ્રાણીનું શરીર છે પણ શરીરમાં માંસની ભજના છે (શરીર માત્ર માંસ નથી) જેમ તમાલ નિયમાં વૃક્ષ છે પણ વૃક્ષ માત્ર સર્વથા તમાલ નથી.

વિવેચનઃ (જે જે માંસ છે તેને તો અવશ્ય શરીર છે જેમ જે જે તમાલ છે તેને વૃક્ષ છે. પણ એથી ઉલટું શરીર છે ત્યાં માંસ હોય વા ન પણ હોય જેમ વૃક્ષ જે છે તે તમાલ હોય વા ન પણ હોય અર્થાત એકેન્દ્રિય સ્થાવર જીવોનું શરીર એ માંસ નથી)

નોટ—પ્રથમ વ્યાપ્તિ હેતુ પુરઃસર હોવાથી સત્ય છે પણ પછીની વ્યાપ્તિ હેતુ અભાવથી પડી ભાંગે છે.

रसोत्कटत्वेन करोति गृद्धिं मांसं यथान्नं न तथात्र जातु ।
ज्ञात्वेति मांसं परिवर्ज्य साधुराहारमश्नातु विशोध्ययूतं ॥८३४॥

વળી માંસમાં ઉત્કટ રસ હોવાથી તે ખાવાની લાલસા ઉત્પન્ન થાય છે જે લાલસા યા રાગ પરિણામ (સ્થાવર જીવોના મૃત શરીરરૂપી) અન્ન હારમાં થતો નથી એમ સમજીને સાધુપુરૂષો સજ્જનોએ માંસ ત્યજીને શુદ્ધ પવિત્ર અન્નાહાર કરવો ઉચિત્ત છે.

જે જે પ્રમાણમાં ગૃદ્ધિપણું તે પ્રમાણમાં કર્મની તીવ્રતા યા મંદતા હોય છે માંસાહારમાં અતિ ઉત્કટ લાલસા હોવાથી કર્મના રસની તીવ્રતા અને અન્નમાં તેના અભાવથી કર્મ રસની મંદતા.

करोतिमांसं वलमिन्द्रियाणां ततोऽभिवृद्धि मदनस्य तस्मात् ।
करोत्ययुक्तिं प्रविचिन्त्य बुद्धया त्यजन्ति मांसं त्रिविधेनसन्तः

માંસ ભક્ષણથી ઇંદ્રિયો સબલ થાય છે અને ઇંદ્રિયોની પ્રબલતાથી કામની વૃદ્ધિ થાય છે અને કામની વૃદ્ધિથી માણસ ન કરવા યોગ્ય (અયોગ્ય) કાર્ય કરી બેસે છે એમ વિચારીને સંતજનો માંસ ભક્ષણ ત્રિવિધે કરી ત્યજે છે (નવગજના નમસ્કાર કરે છે.)

गृद्धि विना भक्षयतो न दोषो मांसं नरस्यान्नवदस्तदोषं ।
एवं वचः केचिदुदाहरन्ति युक्तया विरुद्धं तदपीह लोके ॥५३६॥

(ઉપર શ્લોક ૫૩૪ વર્ણવ્યા મુજબ ઉત્કટ લોલુપતા એજ માંસ ભક્ષણમાં પાપ બંધનું મુખ્ય કારણ હોય તો) કેટલાકનું કહેવું એમ છે કે લાલસા વગર જો મનુષ્ય માંસાશન કરે તો અન્ન ભક્ષણમાં જેમ પાપ નથી તેમ તેમાં પણ પાપ નથી પણ તેઓનું આ પ્રકારનું કથન પણ સંયુક્તિક નથી. કારણકેઃ—

आहारवर्गे सुलभे विचित्रे विमुक्तपापे भुवि विद्यमाने ।
प्रारम्भदुःखं विविधं प्रपोप्य चेदस्ति गृद्धिर्न किमस्ति मांसं ॥

જો માંસ ખાવાની તમારી લોલુપતા ન હોય તો શુદ્ધ દોષ રહિત એવું અનેક પ્રકારનું અન્ન આ સંસારમાં અસ્તિ ધરાવે છે અને તે પણ સ્હેલાઇથી પ્રાપ્ત થઈ શકે તેમ છે તો પછી અનેક પ્રકારના કષ્ટ વેઠી તે મેળવવા માટે પ્રયત્ન કરી શા માટે તેઓ માંસ ખાય છે?

वरं विषं भक्षितमुग्रदोषं यदेकवारं कुरुतेऽसुनाशम् ।
मांसं महादुःखमनेकवारं ददाति जग्धं मनसापि पुंसां ॥५३८॥

મનથી પણ માંસ ભક્ષણ કરતાં, ખાવા માત્રથી આયુ–

નો નાશ થાય એવું હલાહલ વિષનું ભક્ષણ ઘણુંજ સારૂં છે કારણ કે વિષ તો એકજ વાર પ્રાણ હરે છે જ્યારે માંસ ભક્ષણથી અનેકવાર દુર્ગતિમાં અસહ્ય વેદના વેઠવી પડે છે.

अश्नाति यः संस्कुरुते निहन्ति ददाति गृह्णात्यनुमन्यते च ।
एते षडप्यत्र विनिन्दनीया भ्रमन्ति संसारवने निरन्तरं ॥५३९॥

માંસનું ભક્ષણ કરનાર, માંસ પકાવનાર, માંસ માટે જીવહિંસા કરનાર, માંસ આપનાર, માંસ લેનાર અને માંસ ભક્ષણનું અનુમોદન દેનાર આ છએ જણા અતિ નિન્દાપાત્ર છે અને આ સંસાર અટવી વિષે નિરંતર ભટકયા કરે છે.

चिरायुरारोग्यसरूपकान्तिप्रीतिप्रतापप्रियवादिताद्याः ।
गुणा विनिन्द्यस्य सतां नरस्य मांसाशिनः सन्ति परत्र नेमे ॥५४०

દીર્ઘાયુઃ, આરોગ્ય, સુરૂપતા, કાન્તિ, પ્રીતિ, પ્રતાપ અને પ્રિયવાદિતા આદિ સદ્ગુણો નિન્દનીય એવા માંસ ભક્ષીને પરભવમાં પ્રાપ્ત થતા નથી.

विद्यादयासंयमसत्यशौचध्यानव्रतज्ञानदमक्षमाद्याः ।
संसारनिस्तारनिमित्तभूताः पलाशिनः सन्ति गुणा न सर्वे५४१

ભવોદધિ પાર પામવાને કારણ ભૂત એવા વિદ્યા, દયા, સંયમ, સત્ય, શૌચ, ધ્યાન, વ્રત, જ્ઞાન, દમ, ક્ષમા વિગેરે સર્વે ગુણો માંસાશિ મનુષ્યને પ્રાપ્ત થતા નથી. (અર્થાત્ તે સંસારમાં પરિભ્રમણ કર્યા રહે છે)

मृगान्वराकांश्चरतोऽपि पर्णान्निरागसोऽत्यन्तविभीतचित्तान् ।
येऽश्नन्ति मांसानि निहत्य पापास्तेभ्यो निकृष्टा अपरे न सन्ति

બાપડા નિર્દોષ, અત્યંત ભયભીત બની ત્વરિત ગતિએ નાશતા પણું ખાનારા એવા હરણોને મારીને (શિકાર કરીને ?) જે પાપીઓ તેનું માંસ ખાય છે તેથી વધારે કૃતઘ્ન હૃદયી મનુષ્યો આ જગતમાં બીજા નથી.

मांसान्यशित्वा विविधानि मर्त्यो यो निर्दयात्मा नरकं प्रयाति ।
निकृत्य शस्त्रेण परैर्निकृष्टैः प्रखाद्यते मांसमसौ स्वकीयं ॥५४३॥

જે નિર્દયી જનો અનેક પ્રકારનું જાત જાતનું માંસ ખાય છે તેઓ નિશ્ચય નરકમાં જાય છે. જ્યાં તેને તેના પોતાનાજ શરીરનું માંસ અન્ય ઘાતકી જીવો શસ્ત્ર વડે કાપીને તેને જોરાવરીથી ખવડાવે છે.

निवेद्य सत्वेष्वपदोषभावं येऽश्नन्ति पापाः पिशितानि गृद्धया ।
तैः कारितोऽतीव वधः समस्तस्तेभ्यो वको नास्ति न हिंसकोहि

જે માંસ ખાવાના લાલસી પાપાત્મા જીવ હિંસામાં દોષ નથી એમ સમજીને રસાસ્વાદ પુર્વક માંસ ભક્ષણ કરે છે તેઓથી વિશેષ નથી કોઇ બીજો હિંસક, કારણ તેવાની પ્રેરણાથીજ સમસ્ત મહાવધ આરંભાય છે.

शास्त्रेषु येष्वङ्गिवधः प्रवृत्तो वकोक्तशास्त्राणि यथा न तानि ।
प्रमाणमिच्छन्ति विशुद्धतत्त्वाः संसारकान्तारविनिन्दनीयाः५४५

જે શાસ્ત્રમાં પ્રાણી હિંસાનો ઉપદેશ આપવામાં આવ્યો છે બગ ભક્તોએ રચેલા શાસ્ત્રો છે તેને આ સંસાર અટવીમાં ભ્રમણને નિન્દનારા તત્વજ્ઞો પ્રમાણ તરીકે માનતા નથી.

यद्रक्तरेतोमलवीर्यमङ्गं मांसं तदुद्भुतमनिष्टगन्धं ।
यद्यश्नुतेः मेध्यसमं न दोषस्तर्हि श्वचण्डालवृका न दुष्टाः॥५४६।

જે શરીર રક્ત, વીર્ય, આદિ મલથી ભરેલું છે. તેમાંથી ઉત્પન્ન થએલું અસહ્ય દુર્ગંધિમય માંસ જો પવિત્ર અને દોષ સહિત ગણી ખાઈ શકાતું હોય તો પછી કુતરા ચાંડાલ અને વરૂ આદિ અપવિત્ર ગણાય નહિ.

દુર્ગન્ધિમય અપવિત્ર માંસનાં ખાનારા જો દોષરહિત ગણાતા હોય તો કુતરા, ચાંડાલ અને વરૂ આદિ પણ પાપ રહિત ગણાવા જોઈએ.

धर्मद्रुमस्यास्तमलस्य मूलं निर्मूलमुन्मूलितमङ्गभाजां ।
शिवादिकल्याणफलप्रदस्य मांसाशिना स्यान्न कथं नरेण ५४७

પ્રાણીઓને મોક્ષાદિ કલ્યાણને અર્પનાર દોષરહિત એવું ધર્મરૂપી વૃક્ષનું મૂળ માંસાશિ જનોએ, તે વૃક્ષ જડ રહિત થાય તેવી રીતે જડમૂળથી ઉખેડી નાંખ્યું છે, એટલે ઉચ્છેદી નાંખ્યું છે.

दुःखानि यान्यत्र कुयोनिया(जा)नि भवन्ति सर्वाणिनरस्य तानि ।
पलाशनेनेति विचिन्त्य सन्तस्त्यजन्ति मांसं त्रिविधेन नित्यं॥

સંસારમાં કુયોનિથી જન્મના જેટલા દુઃખ છે તે સઘળાં માંસ ભક્ષણ કરનારને ભોગવવા પડે છે એમ સમજી સંતો ત્રિવિધે કરી માંસ સેવનનો સદાને માટે ત્યાગ કરે છે.



## પ્રકરણ ૨૨ મું.

### મધુનિષેધ નિરૂપણ.

मध्वस्यतः कृपा नास्ति पुण्यं नास्ति कृपां विना ।
विना पुण्यं नरो दुःखी पर्यटेद्भवसागरे ॥५४९॥

(અસંખ્ય જીવોની ઘાતથી જેની પ્રાપ્તિ થાય છે એવું) મધ ખાનારને દયા હોતી નથી અને દયા વિના પુણ્ય નથી અને પુણ્ય વગર મનુષ્ય દુઃખી થઈ ભવસાગરમાં ગોથાં ખાય છે.

एकैकोऽसंख्यजीवानां घाततो मधुनः कणः ।
निष्पद्यते यतस्तेन मध्वस्यति कथं बुधः ॥५५०॥

મધનો એક એક કણ અસંખ્ય જીવોના ઘાતથી પ્રાપ્ત થાય છે તેથી (અસંખ્ય અસંખ્ય જીવોના ઘાતથી મધનું એક કણ પ્રાપ્ત થાય છે તેથી) બુદ્ધિશાલી જનો મધ કેમ ખાય?

ग्रामाणां सप्तके दग्धे यद्भवेत्सर्वथा नृणां ।
पापं तदेव निर्दिष्टं भक्षिते मधुनः कणे ॥५५१॥

સાત ગામ જલાવી દેવામાં જેટલું પાપ થાય છે તેટલું પાપ, મધનું એક કણ ખાવામાં થાય છે એમ આપ્ત જનોએ નિર્દિષ્ટ કરેલ છે.

एकैकस्य यदादाय पुष्पस्य मधु संचितं ।
किंचिन्मधुकरीवर्गैस्तदप्यश्नन्ति निर्घृणाः ॥५५२॥

મધમાખી એક એક પુષ્પમાંથી થોડો થોડો રસ લઈ મધનો સંચય કરે છે તે પણ દયા રહિત જનો (તેની પાસેથી છીનવી લઈ) ભક્ષણ કરે છે (ભક્ષણ કરતાં શરમાતા નથી.)

अनेकजीवघातोत्थं म्लेच्छोच्छिष्टं मलाविलं ।
मलाक्तपात्रे निक्षिप्तं किं शौचं लिहतो मधु ॥५६३॥

અનેક જીવના ઘાતથી ઉત્પન્ન થએલું, મ્લેચ્છોના ઉચ્છિષ્ટ મલથી (યુક્ત) લેપાએલ મલથી ખરડાએલા પાત્રમાં ભરેલું એવા મધના ચાટણમાં કઈ પવિત્રતા રહેલી છે?

वरं हलाहलं पीतं सद्यः प्राणहरं विषं ।
न पुनर्भक्षितं शश्वदुःखदं मधु देहिनां ॥५६४॥

પીતાંવેંતજ પ્રાણને એક વાર હરણ કરનાર હલાહલ વિષ પીવું સારૂં છે પણ પ્રાણીને સર્વદા દુઃખને દેવાવાળું એવું મધ ખાવું સારૂં નથી.

दुःखानि यानि संसारे विद्यन्तेऽनेकभेदतः ।
सर्वाणि तानि लभ्यन्ते जीवेन मधुभक्षिणात् ॥५६५॥

સંસારમાં જે જે અને જેટલા જેટલા નાના પ્રકારના દુઃખો છે તે સર્વ મધ ખાવાવાળા મનુષ્યને ભોગવવા પડે છે.

शमो दमो दया धर्मः संयमः शौचमार्जवं ।
पुंसस्तस्य न विद्यन्ते यो लेढि मधुलालसः ॥५६६॥

જે મધલોલુપી મનુષ્ય મધ ખાય છે તેને શમ, દમ, દયા, ધર્મ, સંયમ, શૌચ અને આર્જવ આદિ ગુણો પ્રાપ્ત થતા નથી.

औपधायापि यो मर्त्यो मध्वस्यति विचेतनः ।
कुयोनौ जायते सोऽपि किं पुनस्तत्र लोलुपः ॥५५७॥

જે અણસમજુ મનુષ્ય ઔષધિ અર્થે પણ મધનો ઉપયોગ કરે છે તે પણ મરીને કુયોનિમાં ઉત્પન્ન થાય છે તો પછી તેવા લોલુપી માટે તો કહેવુંજ શું ?

प्रमादेनापि यत्पीतं भवभ्रमणकारणं ।
तदश्नाति कथं विद्वान्भीतचित्तो भवान्मधु ॥५५८॥

પ્રમાદ વશાત્ (ઉપયોગ રહિત દશામાં )પીવાથી પણ જે ભવ ભ્રમણનું હેતુ થઈ પડે છે તે મધ, ભવ ભ્રમણના ભીરૂ વિદ્વાનૂજન તો ખાય જ કેમ !

एकमप्यत्र यो बिन्दुं भक्षयेन्मधुनो नरः ।
सोऽपि दुःखझपाकीर्णे पतते भवसागरे ॥५५९॥

મધનું એક પણ બિન્દુ જે મનુષ્ય ખાય છે તે પણ દુઃખરૂપી મત્સયોથી આકીર્ણ એવા ભવસાગરમાં પડી ગોથાં ખાયા કરે છે.

ददाति लाति यो भुङ्क्ते निर्दिशत्यनुमन्यते ।
गृह्णाति माक्षिकं पापाः षडेते समभागिनः ॥५६०॥

મધનો આપનાર–લેનાર–ભક્ષણ કરનાર, ખાવાનો ઉપદેશ દેનાર, ખાનારની અનુમોદના કરનાર અને ગ્રહણ કરનાર એ છએ જણા સમાન પાપના ભાગી છે ( પાપના સમાન ભાગી છે).

एकत्रापि हते जन्तौ पापं भवति दारुणं ।
न सूक्ष्मानेकजन्तूनां घातिनो मधुपस्य किं ॥५६१॥

એક પણ જીવના ઘાતથી અતિ દારૂણ પાપ ઉપાર્જન થાય છે તો મધના અનેક સૂક્ષ્મ જંતુઓના વિઘાતકને તેથી પણ શું વિશેષ પાપબંધ થતો નથી ? અર્થાત્ થાયછે.

योऽश्नाति मधु निस्त्रिंशस्तज्जीवास्तेन मारिताः ।
चेन्नास्ति खादकः कश्चिद्वधकः स्यात्तदा कथं ॥५६२॥

જે નિર્દયી માણસ મધ ખાય છે તે (તે મધના જીવોના ઘાતક છે) કારણકે જો કોઈ મધ ખાનારજ ન હોય તો (મધ મેળવવા માટે) જીવોના સંહારક પણ કયાંથી હોય ?

एकत्र मधुनो बिन्दौ भक्षितेऽसंख्यदेहिनः ।
यो हिनस्ति न कृपा तस्य तस्मान्मधु न भक्षयेत् ॥५६३॥

મધનું એક બિન્દુ ખાવામાં અસંખ્ય જીવોની હિંસા થાય છે અને જે હિંસા કરે છે તેનામાં દયા હોતી નથી તેથી કરીને મધ ખાવું યોગ્ય નથી.

अनेकदोषदुष्टस्य मधुनोषास्तदोषतां ।
यो ब्रूते तद्रसासक्तः सोऽसत्यांबुधिरस्तधीः ॥५६४॥

અનેક દોષોથી દૂષિત મધને નિર્દોષ યા પાપરહિત કહે છે, તે મધુ રસનો આસકત ગતબુદ્ધિ (મૂર્ખ) મનુષ્ય, અસત્ય ભાષણનો ખજાનો છે (તેનામાં અસત્યતા, સમુદ્રમાં જેમ પાણી હોય તેમ છલોછલ ભરેલી છે) કારણ કેઃ-

यद्यल्पेऽपि हृते द्रव्ये लभन्ते व्यसनं जनाः ।
निःशेषं मधुकर्यर्थं मुष्णन्तो न कथं व्यधुः ॥५६५॥

જો કોઈનું અલ્પ દ્રવ્ય પણ હરણ કરવામાં આવે

તો તે મનુષ્યને અત્યંત દુઃખ ભોગવવું પડે છે તો પછી મધમાખીઓનું સમસ્ત દ્રવ્ય (સર્વસ્વ) જે મધ, તેને હરણ કરવાથી તેમને કેમ દુઃખ ન પ્રાપ્ત થાય ?

मधुप्रयोगतो वृद्धिर्मदनस्य ततो जनः ।
संचिनोति महत्पापं यात्यतो नरकावनिं ॥५६६॥

મધના પ્રયોગથી કામ વૃદ્ધિ થાય છે અને કામવૃદ્ધિથી મહા પાપનો સંચય (બંધ) થાય છે કે જે પાપથી જીવ નરકમાં જાય છે.

दीनैर्मधुकरीवर्गैः संचितं मधु कृच्छ्रतः ।
यः स्वीकरोति निस्त्रिंशः सोऽन्यत्त्यजति किं नरः ॥५६७॥

દીન બાપડી મધમાખીઓએ મહા મહેનતે જરા જરા કરીને એકઠું કરેલું મધ જે નિર્દયજન ખાય છે તે માણસ બીજું શું ત્યજવાનો હતો ? અર્થાત્ તે માણસ ઘણો ઘાતકીછે.

पञ्चाप्येवं महादोषान्यो धत्ते मधुलम्पटः ।
संसारकूपतस्तस्य नोत्तारो जातु जायते ॥५६८॥

મધ ખાવાનો લાલસી મનુષ્ય આ પ્રમાણે પાંચે પ્રકારના મહાદોષ (હિંસા, ૫૬૩. અસત્ય, ૫૬૪. ચોરી, ૫૬૫. અબ્રહ્મચર્ય, (કામવૃદ્ધિ), ૫૬૬. અને પરિગ્રહ, ૫૬૭.) કરે છે અને તેથી સંસાર કૂપથી તેનો નિસ્તાર થઈ શકતો નથી.

संसारभीरुभिः सद्भिर्जिनाज्ञां परिपालितुं ।
यावज्जीवं परित्याज्यं सर्वथा मधु मानवैः ॥५६९॥

ભવભીરૂ ભવ્યજનોએ જીનેશ્વર ભગવાનની આજ્ઞા

પરિપાલનાર્થે ભવજીવ મધ ભક્ષણુનો સર્વથા (ઔષધિ નિમિત્તે પણ છુટ રાખ્યા વગર) ત્યાગ કરી દેવો જોઈએ.

विज्ञायेति महादोषं मधुनो बुधसत्तमाः ।
संसारासारतस्त्रस्ता विमुञ्चन्ति मधु त्रिधा ॥५७०॥

આ પ્રમાણે મધ ભક્ષણમાં ઉપયુક્ત મહાદોષો રહેલા છે એમ સમજી બુઝી આ સંસારની અસારતાથી ત્રાસેલા બુદ્ધિશાલી ભવ્યજનો મધનો મન, વચન, અને કાયાથી સર્વથા ત્યાગ કરે છે.

---

## પ્રકરણ ૨૩ મું.

---

## કામ નિષેધ નિરૂપણ.

---

यानि मनस्तनुजानि जनानां सन्ति जगत्त्रितयेऽप्यसुखानि ।
कामपिशाचवशीकृतचेतास्तानि नरो लभते सकलानि ॥५७१॥

ત્રૈલોક્યમાં જે જે માનસિક અને કાયિક દુઃખ છે તે સર્વે કામ રૂપી પિશાચના ગુલામ બનેલા પુરૂષને ભોગવવા પડે છે.

ध्यायति धावति कम्पमियर्ति श्राम्यति ताम्यति नश्यति नित्यं ।
रोदिति सीदति जल्पति दीनं गायति नृत्यति मूर्छति कामी५७२

કામીજન કોઈ વખત (પોતાની પ્રિયતમાના) ધ્યાનમાં તલ્લીન થાય છે, (તેના વિયોગમાં) આમતેમ દોડે છે, કાંપે

છે, ધ્રુજે છે, શ્રમિત થાય છે, (નૈરાશ્યથી) કલાંત થઇ તેનું મૃત્યુ થાય છે, રૂવે છે, સીદાય છે, દીન ઉદ્‌ગાર (દીન વાણી વદે છે,) ગાય છે, નાચે છે, અને મૂર્છિત થાય છે.

रुष्यति तुष्यति दास्यमुपैति कर्पति दीव्यति सीव्यति वस्त्रं ।
किं न करोत्यथवा हतबुद्धिः कामवशो पुरुषो जननिन्द्यं ॥५७३॥

વલી તે કોઈ વખત રૂષ્ટ થાય છે તો કોઈ વખત સંતુષ્ટ બને છે. કોઇ વખત દાસપણું અંગીકાર કરે છે, તો કોઈ વખત ખેતી કરે છે. કોઈ વખત જુગાર રમે છે, તો કોઇ વખત વસ્ત્ર સીવે છે. અથવા એવું કયું લોકોથી નિંદાએલ અપકૃત્ય જનનિંદ્ય કાર્ય નથી કે જે હતબુદ્ધિ કામી પુરૂષ નથી કરતો (કામી શું ન કરે).

वेत्ति न धर्ममधर्ममियर्ति म्लायति शोचति याति कृशत्वं ।
नीचजनं भजते व्रजतीर्ष्या मन्मथराजविमर्दितचित्तः ॥५७४॥

કામદેવના બાણોથી જેનું ચિત્ત ભેદાયેલું છે તે નર ધર્મને જાણતો નથી. અને અધર્મ આદરે છે તેનો ચ્હેરો મ્લાનિયુક્ત બની શોકની છાયાથી છવાઈ રહે છે. અને શરીર પ્રતિદિન કૃશત્વ ધારણ કરે છે (ઘસાતું જાય છે) અને પોતે નીચ જનોની સેવા કરે છે, અને ઈર્ષ્યાને આધીન થાય છે.

नैति रतिं गृहपत्तनमध्ये ग्रामधनस्वजनान्यजनेषु ।
वर्षसमं क्षणमेयमवैति पुष्पधनुर्वशतामुपयातः ॥५७५॥

પુષ્પધન્વા જે કામદેવ તેને વશ પડેલા જીવો ઘરમાં કે નગરમાં સુખ પામતા નથી, તેમજ ગામ, ધન,

સ્વજન કે પરજનમાં તેમને શાંતિ મળતી નથી, તેઓને એક ક્ષણનો સમય પણ એક વર્ષ જેટલો દીર્ઘ કાલ લાગે છે.

सर्वजनेन विनिन्दितमूर्तिः सर्वविचारबहिर्भवबुद्धिः ।
सर्वजनप्रथितां निजकीर्तिं मुञ्चति कन्तुवशो गतकान्तिः ॥५७६॥

કામી પુરૂષની સર્વ લોક નિન્દા કરે છે, તે નિર્બુદ્ધિ વિચારશુન્ય અને નિસ્તેજ બને છે, અને આખી દુનીઆમાં વિસ્તારેલી પોતાની કીર્ત્તિને ગુમાવી બેસે છે.

भोजनशोतिविहाररतानां सज्जनसाधुवतां श्रमणानां ।
आममपामिव पात्रमपात्रं ध्वस्तसमस्तसुखो मदनार्तः ॥५७७॥

સર્વ સુખ નષ્ટ થયા છે જેના, (સર્વ સુખનો નાશ કર્યો છે જેણે) એવો મદન બાણથી પીડિત પુરૂષ, ભોજન શયન અને વિહાર ધર્મમાં આનન્દ માનનારા સાધુઓ, તેને પાણીના કાચા માટીના ઘડાની જેમ અપાત્ર ગણે છે.

चारुगुणो विदिताखिलशास्त्रः कर्म करोति कुलीनविनिन्द्यं ।
मातृपितृस्वजनान्यजनानां नैति वशं मदनस्य वशो ना ॥५७८॥

મદનને વશીભૂત થએલો પુરૂષ સદ્‌ગુણશીલ હોવા છતાં પણ, તેમજ નિખિલ સત્ શાસ્ત્રોનો વેત્તા હોવા છતાં પણ, કુલીન લોકને નિંદ્ય એવું અયોગ્ય કાર્ય કરી બેસે છે, અને માતા પિતા સ્વજન, અને પરજનની અવજ્ઞા કરે છે.

तावददोषविचारसमर्थस्तावदखण्डितमूर्च्छति मानं ।
तावदपास्तमलो मननीयो यावदनङ्गवशो न मनुष्यः ॥५७९॥

જ્યાંસુધી મનુષ્ય મદન બાણુને વશ નથી થયો ત્યાં સુધીજ તે સર્વ સારાસાર વિચારમાં સમર્થ છે ત્યાંસુધીજ તે અખંડિત માન જાળવી શકે છે અને ત્યાંસુધીજ તે પોતાના આત્માને શુદ્ધ અને સન્માન યોગ્ય રાખી શકે છે.

शोचति विश्वमभीच्छति द्रष्टुमाश्रयति ज्वरमृच्छति दाहं ।
मुञ्चति भक्तिमुपैति विमोहं माद्यति वेपति याति मृतिं च ॥५८०॥
एवमपास्तमतिः क्रमतोऽत्र पुष्पधनुर्दशवेगविधूतः ।
किं न जनो लभते जननिन्द्यो दुःखमसह्यमनन्तवाच्यम् ॥५८१॥

કામદેવના બાણુથી વિંધાએલ છે તેની ક્રમશઃ દશ દશ દશાઓ થાય છે. તે શોચ કરે છે, (પોતાની પ્રિયા-મય) સર્વ જગત્‌ને નિહાળે છે, તેને આલિંગન કરવાની ઈચ્છા થાય છે, કામજ્વરથી પીડિત થાય છે, દાહ ઉત્પન્ન થાય છે, ભક્તિ ત્યજે છે, વિમૂઢ બને છે, ગાંડો બને છે, કાંપે છે, અને શેષમાં મૃત્યુવશ થાય છે. આવી રીતે જન-નિંદ્ય જડબુદ્ધિ પુરૂષ અસહ્ય અવર્ણ્ય અનન્તા દુઃખ શું નથી અનુભવતો ?

चिन्तनकीर्तनभाषणकेलिस्पर्शनदर्शनविभ्रमहास्यैः ।
अष्टविधं निगदन्ति मुनीन्द्राः काममपाकृतकामविबाधाः ॥५८२॥

જેઓએ કામની બાધાઓ નિર્મૂલ કરી છે (બાધા-કારી શક્તિનો ઉચ્છેદ કર્યો છે) તે મૂનીંદ્રોએ (પ્રિયાના વિયોગમાં) ચિંતન, કીર્ત્તન, (અને સંયોગમાં) ભાષણ, કેલિ, સ્પર્શન, દર્શન, વિભ્રમ અને હાસ્ય એ આઠ ભેદથી કામ બાધાઓ વર્ણવી છે.

सर्वजनैः कुलजो जनमान्यः सर्वपदार्थविचारणदक्षः ।
मन्मथबाणविभिन्नशरीरः किं न नरः कुरुते जननिन्द्यं ॥५८३॥

જે ઉત્તમ કુલમાં ઉત્પન્ન થએલ છે, જેને સમસ્ત જગત્ માનનીય ગણે છે, જે સર્વ પદાર્થનો જ્ઞાતા છે, અને સારાસાર વિચારમાં દક્ષ છે, તેવો પુરૂષ પણ જ્યારે મન્મથ બાણથી ધવાય છે, (તેનું શરીર મન્મથ બાણથી વિંધાય છે–વિદારિત થાય છે) ત્યારે શું, તે નિંદવા યોગ્ય કાર્ય આચરતો નથી ?

अह्नि रविर्दहति त्वचि वृद्धः पुष्पधनुर्दहति प्रवलोऽहं ।
रात्रिदिनं पुनरन्तरमन्तः संवृतिरस्ति रवेर्न तु कन्तोः ॥५८४॥

પ્રચંડ સૂર્ય માત્ર દિવસનાજ અને તે પણ કેવળ ત્વચા (ચામડી)નેજ તપાવી શકે છે (બાળી શકે છે) અને તેનો પણ છત્રી આદિથી પ્રતિકાર થઈ શકે છે, પરંતુ પુષ્પધન્વાનો પ્રબલ અગ્નિ તો રાત દિવસ (અહોરાત્રી) અંતરદાહ ઉત્પન્ન કરે છે કે જેથી તેનો કોઈ પણ પ્રતિકાર થઈ શકતો નથી.

स्थावरजङ्गमभेदविभिन्नं जीवगणं विनिहन्ति समस्तं ।
निष्करुणं कृतपापकचेष्टः कामवशः पुरुषोऽतिनिकृष्टः ॥५८५॥

કામાર્ત પુરૂષ એટલો બધો પાપી દુષ્ટ અને નીચ થાય છે કે સ્થાવર અને જંગમ આ બે પ્રકારના જીવના ભેદને ગણકાર્યા વગર નિષ્કરૂણ હૃદયે–દયા રહિત પણે અસંખ્ય જીવોનો સંહાર કરે છે.

निष्ठुरमश्रवणीयमनिष्टं वाक्यमसह्यमवद्यमहृद्यं ।
जल्पति वक्रमवाच्यमपूज्यं मद्यमदाकुलवन्मदनार्तः ॥५८६॥

જેમ દારૂના નિશાથી ઉન્મત્ત બનેલો પુરૂષ યદ્ તદ્ બકે છે તેમ મદનોન્મત્ત પુરૂષ પણ અતિ નિષ્ઠુર અશ્રવણીય, (સાંભળતાં કાનના કીડા ખરી પડે તેવા કર્ણ કટુ) અનિષ્ટ, અસહ્ય, નિંદ્ય, અપ્રિય, વક્ર, અવાચ્ય અને અપૂજ્ય વચનો વદે છે.

स्वार्थपरः परदुःखमविद्वान्प्राणसमानपरस्य धनानि ।
संसृतिदुःखविधावविदित्वा पापमनङ्ग वशो हरतेऽङ्गी ॥५८७॥

સંસારના ઉગ્રતમ પાપોની ઉપેક્ષા કરતો, (પાપોને ન જાણવાથી) પરદુઃખ પ્રત્યે અંધ, સ્વાર્થ પરાયણ (સ્વાર્થમાં ચકચુર) કામાતુર પુરૂષ બીજાના પ્રાણસમા ધનનું હરણ કરી લે છે.

योऽपरचिन्त्य भवार्णवदुःखमन्यकलत्रमभोप्सति कामी ।
साधुजनेन विनिन्द्यमगम्यं तस्य किमत्र परं परिहार्यं ॥५८८॥

જે કામી પુરૂષ ભવોદધિના દુઃખનો જરાએ વિચાર કર્યા વગર સજ્જનોથી નિંદાએલ, ગમન કરવા અયોગ્ય, પરસ્ત્રી ભોગવવાની ઈચ્છા કરે છે તે બીજું શું ત્યજી શકે તેમ હોય ?

तापकरं पुरुपातकमूलं दुःखशतार्थमनर्थनिमित्तं ।
स्लाति वशः पुरुपः कुसुमेषोर्ग्रन्थमनेकविधं बुधनिन्द्यं ॥५८९॥

કુસુમાયુધને (કામ) વશ પડેલો પુરૂષ, સંતાપ કરનાર મહાપાપનું મૂલ, સેંકડો દુઃખનું ઉત્પાદક, મહા અનર્થનું કારણ બુધજન નિંદ્ય એવા નાના પ્રકારના પરિગ્રહ સેવે છે.

एवमनेकविधं विदधाति यो जननार्णवपातनिमित्तं।
चेष्टितमङ्गजबाणविभिन्नो नेह सुखी न परत्र सुखी सः ॥५९०॥

આવી રીતે કામ બાણુથી વિંધાએલ પુરૂષ સંસાર સમુદ્રમાં ડૂબવાના કારણભૂત વિવિધ અનેક સ્ત્રી ચેષ્ટાઓ કરે છે તેથી તે ન તો આ લોકમાં સુખ પામે છે, ન તો પરલોકમાં સુખી થાય છે.

दृष्टिचरित्रतपोगुणविद्याशीलदयादमशौचशमाद्यान्।
कामशिखी दहति क्षणतो नुर्वह्निरिवेन्धनमूर्जितमत्र ॥५९१॥

જેમ પ્રજ્વલિત અગ્નિ ઇન્ધિનના-લાકડાના મ્હોટા ઢગને એક ક્ષણુ માત્રમાં બાળી ભસ્મ કરી નાંખે છે તેમ કામરૂપી અગ્નિ મનુષ્યના દર્શન, ચારિત્ર, તપ, સદ્ગુણ, વિદ્યા, શીલ, દયા, દમ, શૌચ, શમ આદિ સમસ્ત ગુણોના સમુહને ક્ષણભરમાં ભસ્મસાત્-ભસ્મીભૂત કરી નાંખે છે.

किं बहुना कथितेन नरस्य कामवशस्य न किंचिदकृत्यं।
एवमवेत्य सदामतिमन्तः कामरिपुं क्षयमत्र नयन्ति ॥५९२॥

આ વિષયમાં વધારે કહેવાથી શું? માત્ર એટલુંજ કે કામવશ પુરૂષને મન કોઈ અકૃત્ય નથી. (અર્થાત્ એવું કાંઈ અકૃત્ય નથી જે કામવશ પુરૂષ ન આચરે) એમ સમજી બુદ્ધિશાલી પુરૂષો કામરૂપી શત્રુ પર જય મેળવી તેનો નાશ આણે છે.

नारिरिमं विदधाति नराणां रौद्रमना नृपतिर्न फरीन्द्रः।
दोपमहिर्न न तीव्रविषं वा यं वितनोति मनोभववैरी ॥५९३॥

કામ રૂપી શત્રુ મનુષ્યનું જેટલું અહિત કરે છે તેટલું અહિત, (મનુષ્ય) શત્રુ, કોપાયમાન થએલો રાજા, ગજરાજ કે ઉગ્ર વિષ સર્પ પણ કરી શકતા નથી. કારણકેઃ—

एकभवे रिपुपन्नगदुःखं जन्मशतेषु मनोभवदुःखं ।
चारुधियेति विचिन्त्य महान्तः कामरिपुं क्षणतः क्षपयन्ति॥५९४॥

(મનુષ્ય) શત્રુ ના ઝેરી સર્પનું દુઃખ એક ભવ માટેજ છે પણ મનોભવ રૂપી શત્રુ તો સેંકડો ભવ સુધી દુઃખી કરે છે એમ સમજીને (હિતાહિતનો વિચાર કરનારા) સુબુદ્ધિ સજ્જનો કામરૂપી શત્રુની શીઘ્રતાથી નાશ આણે છે.

संयमधर्मविबद्धशरीराः साधुभटाः शरवैरिणमुग्रम ।
शीलतपः शितशस्त्रनिपातैर्दर्शनबोधबलाद्विधुनन्ति ॥५९५॥

સંયમ અને ધર્મ (સંયમ ધર્મ) રૂપી બખ્તરમાં સજ્જ થએલા મુનિરૂપી સુભટો–યોદ્ધાઓ, શીલ અને તપ રૂપી તીક્ષ્ણ શસ્ત્રના નિપાતથી તેમજ સમ્યગ્ દર્શન તથા સમ્યગ્ જ્ઞાનની સહાયતાથી પંચશર (કામ) રૂપી ઉગ્ર વૈરીને મારી હઠાવે છે અને પોતે વિજયી નીવડે છે.

---

## પ્રકરણ ૨૪ મું.

## વેશ્યા સંગ નિષેધ નિરૂપણ.

सत्यशौचशमसंयमविद्याशीलवृत्तगुणसत्कृतिलज्जाः ।
याः क्षिपन्ति पुरुषस्य समस्तास्ता बुधः कथमिहेच्छति वेश्याः॥५९६॥

જે વેશ્યા સેવનથી પુરૂષના સત્ય, શૌચ, શમ, સંયમ

વિદ્યા, શીલ, ચારિત્ર, સત્કાર અને લજ્જા આદિ સમસ્ત ગુણો નષ્ટ થાય છે એ વેશ્યા સેવનની બુદ્ધિમાન્ પુરૂષ ઈચ્છા વટીક પણ કેમ કરે?

यासु सक्तमनसः क्षयमेति द्रव्यमापदुपयाति समृद्धिं ।
निन्द्यता भवति नश्यति कीर्तिस्ता भजन्ति गणिकाः किमुमान्याः

જેનામાં ચિત્તાસક્તિ કરવાથી દ્રંવ્યનો વ્યય થાય છે, સમૃદ્ધિને બદલે આપત્તિ ઘર ઘાલે છે, લોકમાં નિંદા ફેલાય છે, અને મેળવેલી કીર્ત્તિ પર પાણી ફરે છે તે ગણિકાનું, સન્માનનીય સજ્જનો કેમ સેવન કરે?

धर्ममत्ति तनुते पुरु पापं या निरस्यति गुणं कुरुतेऽन्यं ।
सौख्यमस्यति ददाति च दुःखं तां धिगस्तु गणिकां वहु दोषां

જેના સંગથી ધર્મનો ધ્વંસ થાય છે, અને મહાપાપની પ્રવૃત્તિ થાય છે, સદ્ગુણને દેશવટો મળે છે, અને દોષોને આશરો મળે છે, સુખનો નાશ થાય છે, અને દુઃખનો પડાવ જામે છે, એવી બહુ દોષ યુકત ગણિકાને ધિક્કાર છે.

जल्पनं च जघनं च यदीयं निन्द्यलोकमलदिग्धमवाच्यं ॥
पण्यपोषितमनर्थनिमित्तां तां नरस्य भजतः किमु शौचं ॥५९१॥

જેનું મુખ અને જઘન નિન્દનીય લોકના મલથી ખરડાએલ રહે છે એને તેથી અતિ નિન્દવા યોગ્ય છે તે અનર્થની ઉત્પાદિકા વેશ્યાઓનો સંગ કરનાર પુરૂષો પવિત્ર ક્યાંથી હોય?

संदधाति हृदयेऽन्यमनुष्यं यान्यमाह्वयति दृष्टिविशेषैः ।
अन्यमर्थिनमतो भजते तां को बुधः श्रयति पण्यपुरंध्रीं ॥६००

હૃદયમાં એક જણને ધારણ કરે છે અને કટાક્ષ પાતથી બીજાને બોલાવે છે જ્યારે કોઈ ધનવાન ત્રીજા સાથે સેવન કરે છે (આવી રીતે મન વચન અને કાયાથી ભિન્ન ભિન્ન વર્તન કરવા વાલી) એવી વેશ્યાઓનો કયો બુદ્ધિશાલી સજ્જન સંગ કરે?

श्रीकृपामतिधृतिद्युतिकीर्तिप्रीतिकान्तिशमतापटुताद्याः ।
योषितः परिहरन्ति रुषेव पण्ययोषिति विपक्तमनस्कान् ॥६०१।

જે પુરૂષો વેશ્યામાં આસક્ત થાય છે તેનાથી ખીજાઈને તેની લક્ષ્મી, કૃપા, મતિ, ધૃતિ, દ્યુતિ, કીર્ત્તિ, પ્રીર્ત્તિ, કાંતિ, શમતા અને પટુતા આદિરૂપી સર્વ સદ્ગુણી સ્ત્રીઓ તેને છોડીને ચાલી જાય છે.

या करोति बहुचाटुशतानि द्रव्यदातरि जनेऽप्यकुलीने ।
निर्धनं त्यजति काममपि स्त्रीं तां विशुद्धधिषणा न भजन्ति ॥६०२।

જે વેશ્યાઓ, ભલે પુરૂષ અકુલીન હો પણ જો ધન દેનાર હોય તો, સેંકડો ખુશામત કરે છે અને નિર્ધન કામદેવ સરીખો સ્વરૂપવાન હોય છતાં પણ તેને ત્યજે છે તે વેશ્યાને શુદ્ધ બુદ્ધિ સજ્જનો ભજતા નથી.

उत्तमोऽपि कुलजोऽपि मनुष्यः सर्वलोकमहितोऽपि बुधोऽपि ।
दासतां भजति यां भजमानस्तां भजन्ति गणिकां किमु सन्तः ॥६०३।

જે પુરૂષ ગણિકાનું સેવન કરે છે તે ભલે શ્રેષ્ઠ હોય, સમસ્ત લોકમાં પૂજનીય હોય અથવા વિદ્વાન હોય, તો

પણ તેવા દાસ ગુલામે થઈ જાય છે. આથી સજ્જને ગણિ-કાનું સેવન કરતા નથી.

या विचित्रविटकोटिनिघृष्टा मद्यमांसनिरतातिनिकृष्टा ।
कोमला वचसि चेतसि दुष्टां तां भजन्ति गणिकां न विशिष्टाः॥६०४॥

ગણિકા કે જે નાના પ્રકારના વિટગણુથી સેવાયેલી છે, મદ્ય અને માંસ ખાવામાં અનુરક્ત છે, જે અતિ નીચ છે, અને જે મુખે મિષ્ટ વચનો બોલનારી પણ હૃદયમાં વિષ ધારણ કરનારી દુષ્ટા છે તેને વિદ્વાનો કદી પણ સેવતા નથી.

यार्थसंग्रहपरातिनिकृष्टा सत्यशौचशमधर्मविद्विष्टा ।
सर्वदोषनिलयातिनिकृष्टा तां श्रयन्ति गणिकां किमु शिष्टाः॥६०५॥

જે (પુરૂષને નીચોવીને) ધન સંગ્રહ કરવામાં તત્પર છે, જે અતિ નીચ હૃદયવાળી છે, જે સત્ય, શૌચ, શમ આદિ ધર્મથી સદા વિમુખ છે, સમસ્ત દોષની ખાણ છે અને જે અતિ નિકૃષ્ટ છે તે ગણિકાને શિષ્ટાચારી સજ્જનો કેમ સેવે ?

या कुलीनमकुलीनममान्यंमान्यमाश्रितगुणं गुणहीनं ।
वेत्ति नो कपटसंकटचेष्टां तां व्रजन्ति गणिकां किमु शिष्टाः॥६०६॥

જેઓ વલી કુલીન કે અકુલીન, માનનીય વા અમા-નનીય, ગુણશીલ યા ગુણહીન, સર્વને સમાન ગણે છે (ચાહે તેવો પુરૂષ હોય પણ તે ધન દેનારો હોય તો સેવ-વામાં બાધ નથી એમ માને છે) અને જેની દરેક ચેષ્ટા કપટમય છે તેવી ગણિકાને શિષ્ટ પુરૂષો સેવતા નથી.

तावदेव दयितः कुलजोऽपि यावदर्पयति भूरिधनानि ।
येक्षुवत्त्यजति निर्गतसारं तत्र हो किमु सुखं गणिकायां ॥६०७॥

ગમે તેવો કુલીન પુરૂષ કાં ન હોય પણ જ્યાંસુધી તે તેને પ્રચુર પુષ્કળ ધન આપે છે ત્યાંસુધીજ ગણિકા તેને પોતાનો પ્રિય આશક ગણે છે અને જેવો તે ધન રહિત થયો કે તરતજ (પીલીને રસ ખેંચી કાઢેલી) શેરડીના છોતરાંની જેમ તેને સાર રહિત ગણી ત્યજી દે છે માટે આ નીચ વેશ્યા સંગમાં જરાએ સુખ ક્યાંથી હોય?

तावदेव पुरुषो जनमान्यस्तावदाश्रयति चारुगुणश्रीः ।
तावदामनति धर्मवचांसि यावदेति न वशं गणिकायाः ॥६०८॥

પુરૂષ ત્યાંસુધીજ લોકમાં પૂજ્ય ગણાય છે, ત્યાંસુધીજ સદ્ગુણરૂપી લક્ષ્મીનું નિવાસ સ્થાન બની રહે છે, અને ત્યાંસુધીજ ધર્મ વચનોને માને છે કે જ્યાંસુધી તે ગણિકાના ફંદમાં નથી ફસ્યો.

मन्यते न धनसौख्यविनाशं नाभ्युपैति गुरुसज्जनवाक्यं ।
नेक्षते भवसमुद्रमपारं दारिकार्पितमना गतबुद्धिः ॥६०९॥

જેણે પોતાનું હૃદય વેશ્યાને વેંચી દીધું છે, (અર્પણ કરી દીધું છે) તે નિર્બુદ્ધિ અને મુર્ખજન છે કારણ તે પોતાના ધનના અને સુખના વિનાશને પણ નથી સમજતો ગુરૂ અને સજ્જનોના વાક્યને નથી ગણકારતો અને ભવ સમુદ્રનો પાર પામવાનો ખ્યાલ વટીક પણ નથી કરતો.

वारिराशिसिकतापरिमाणं सर्पराजिजलमध्यगमार्गः ।
ज्ञायते च निखिलं ग्रहचक्रं नो मनस्तु चपलं गणिकायाः ॥६१०॥

મનુષ્ય અગાધ સમુદ્ર અને રેતીનું પરિમાણુ કાઢી શકે છે, સર્પનો માર્ગ જાણી શકે છે, અંધારી રાત્રીને વિશે માર્ગ શોધી કરે છે. જલ મધ્યે રસ્તાનું જ્ઞાન પણ ધરાવી શકે છે અને સમસ્ત ગ્રહચક્રની ગણત્રી પણ કરી શકે છે (સમસ્ત ગ્રહચક્રને જાણી શકે છે) છતાં પણ ગણિકાના ચપલ ચિત્તનો થાહ તે પામી શકતો નથી.

या शुनीव बहुचाटुशतानि दानतो वितनुते मलभक्षा ।
पापकर्मजनिता कपटेष्टा यान्ति पण्यवनितां न बुधास्तां ॥६२२॥

જેલ કુતરી રોટલો નાંખવાથી (પુછડી હલાવવી આદિ) અનેક ચેષ્ટાઓ કરે છે, મલનું ભક્ષણ કરનારી છે અને પાપાર્જન કરનારી અનેક કપટ ચેષ્ટાઓ કરે છે તેમ વેશ્યા રૂપી કુતરી ધન આપનારની અનેક ખુશામત કરે છે, મદ્ય માંસાદિ મલ ભક્ષણમાં અનુરક્ત રહે છે અને સદા કપટ યુક્ત હાવભાવ કરી પાપ ઉપાર્જન કરે છે. તેથી બુધજનો (બજારૂ સ્ત્રી) વેશ્યાનો સંગ પરિહરે છે.

मद्यमांसमलदिग्धमशौचं नीचलोकमुखचुम्बनदक्षं ।
योहि चुम्बति मुखं गणिकाया नास्ति तस्य सदृशोऽति निकृष्टः ॥

મદ્ય માંસાદિના મલથી મલિન અને નીચજનોના મુખ ચુંબન કરવાને દક્ષ એવું અપવિત્ર ગણિકાના મુખને જે પુરૂષ ચુંબન કરે છે તેના સદૃશ મહાનીચ જન બીજો કોઈ નથી.

या न विश्वसिति जातु नरस्य प्रत्ययं तु कुरुते निकृनज्ञा ।
नोपकारमपि वेत्ति कृतघ्नो दूरतस्त्यजत तां खलु वेश्यां ॥६२३॥

જે પોતે બીજાનો વિશ્વાસ નથી કરતી પણ તે કપટ-બુદ્ધિ બીજાઓને પોતાનામાં વિશ્વાસ કરાવે છે (!) વળી જે કૃતઘ્ની ઉપકારને તો જાણતીજ નથી તે વેશ્યાઓ હે સજ્જનો ! દુરથી ત્યજવા યોગ્ય છે. (વેશ્યાઓને દૂરજ રાખો ને દૂરથીજ નવ ગજના નમસ્કાર કરો.)

रागमीक्षणयुगे तनुकम्पं बुद्धिसत्त्वजनवीर्यविनाशं ।
या करोति कुशला त्रिविधेन तां त्यजन्ति गणिकां मदिरां वा ॥

મદિરાની માફક વેશ્યા પણ બુદ્ધિ બલ ધન અને વીર્યનો સર્વથા નષ્ટ કરી નાંખે છે અને જેમ મદિરાપાનથી નેત્ર યુગમાં રક્તિ લાલાશ આવે છે અને શરીરમાં ધ્રુજારી છુટે છે તેમ વેશ્યા પણ દૃષ્ટિમાત્રથી રાગ પ્રેમ ઉત્પન્ન કરે છે અને શરીરમાં કંપારી લાવે છે માટે તેનો વિદ્વાનજન ત્રિવિધે મન વચન અને કાયાથી પરિહાર કરે છે.

योपतापनपराग्निशिखेव चित्तमोहनकरी मदिरेव ।
देहदारणपटुश्छुरिकेव तां भजन्ति कथमापणयोषाम् ॥६१५॥

જે વેશ્યા અગ્નિની જ્વાલાની જેમ શરીરમાં દાહ (સંતાપ) ઉત્પન્ન કરનારી છે અને મદિરાની જેમ ચિત્ત વિભ્રમ કરનારી છે. વળી જે દેહનું વિદારણ કરવામાં છુરીની ગરજ સારે છે એવી વેશ્યાઓનું કોણ સેવન કરે ?

सर्वसौख्यदतपोधनचौरी सर्वदुःखनिपुणा जनमारी ।
मर्त्यमत्तकरिबन्धनवारी निर्मितात्र विधिना परनारी ॥६१६॥

વિધિએ આ સંસારમાં સમસ્ત સુખને દેવાવાળું તપ રૂપી ધનનું હરણ કરનારી સર્વ દુઃખ દેવામાં નિપુણ અને

મનુષ્યરૂપી મદોન્મત્ત હસ્તીને બંધનમાં રાખવાને રજ્જુ સમાન અને લોકોને મહા. આફતમાં નાંખનારી વેશ્યા ઉત્પન્ન કરી છે.

श्वभ्रवर्त्म सुरसद्मकपाटं यात्र मुक्तिसुखकाननवह्निः ।
तत्र दोषवसतौ गुणशत्रौ किं श्रयन्ति सुखमापणनार्यां ॥६१७

જે વેશ્યા નરક પ્રત્યે લઇ જવાને સ્વચ્છ ધોરી (રાજમાર્ગ) રસ્તો છે, સ્વર્ગમાં જતાં અટકાવવાનો મજબુત દરવાજો છે, અને મુકિત સુખ રૂપી વનને દાહ દેવામાં સાક્ષાત અગ્નિ છે તે દોષાગાર અને ગુણની શત્રુ પણ્ય નારીમાં શું સુખ છે ? કે જેથી લોકો તેનો સંગ કરે છે.

અર્થાત્—વેશ્યાગામી નર સ્વર્ગ અને મોક્ષમાં ન જતાં મરીને સીધો નરકનો રસ્તો લે છે.

यन्निमित्तमुपयाति मनुष्यो दास्यमस्यति कुलं विदधाति ।
धर्मनिन्दितमनेकमलज्जः सा न पण्यवनिता श्रयणीया ॥६१८॥

જેના કારણથી જેના ફંદામાં ફસી પડવાથી મનુષ્ય ગુલામી અંગીકાર કરે છે, ઉત્તમ કુળને ખોઈ બેસે છે અને નિર્લજ બની અનેક ધર્મનિન્દિત આચરણ કરે છે તે વેશ્યા કદી પણ સંગ કરવા યોગ્ય નથી.

चेन्न पण्यवनिता जगति स्यादुःखदाननिपुणाः कथमेते ।
प्राणिनो जननदुःखमपारं माप्नुवन्ति गुरु सोढुमशक्यं ॥६१९

જો આ સંસારમાં દુઃખ દાનમાં નિપુણ વેશ્યા ન સરજાએલ હોત તો ક્ષુદ્ર પ્રાણીઓ જન્મ મરણના અનંતા અસહ્ય દુઃખોનો કયાંથી અનુભવ કરત ?

दोषमेवमवगम्य मनुष्यः शुद्धबोधजलधौतमनस्कः ।
तत्त्वतस्त्यजति पण्यपुरंध्रीं जन्मसागरनिपातनदक्षां ॥६२०॥

આ પ્રમાણે ઉપર્યુક્ત દોષ સમજીને શુદ્ધ સમ્યગ્ જ્ઞાન રૂપી જલથી ધોવાઇને સ્વચ્છ પવિત્ર થયું છે મન જેનું, એવા શુદ્ધ સમ્યગ્ જ્ઞાનના ધારક મનુષ્યો, સંસાર સાગરમાં ડુબાડવામાં કુશલ એવી વેશ્યાનો સર્વદા નિશ્ચય પૂર્વક સર્વથા પરિત્યાગ કરે છે.

## પ્રકરણ ૨૫ મું.

### દ્યૂત (જુગાર) નિષેધ નિરૂપણ

यानि कानिचिदनर्थवीचिके जन्मसागरजले निमज्जतां ।
सन्ति दुःखनिलयानि देहिनां तानि चाक्षरमणेन निश्चितं॥६२१॥

જન્મરૂપી સાગરમાં ડુબકી મારતાં અનર્થ રૂપી તરંગોથી અફળાતાં જે જે દુઃખ ( રૂપી ગર્તો ) મનુષ્યને પ્રાપ્ત થાય છે તે સમસ્ત જુગારીને ભોગવવાં પડે છે.

तावदत्र पुरुषा विवेकिनस्तावदेति हि जनेषु पूज्यतां ।
तावदुत्तमगुणा भवन्ति च यावदक्षरमणं न कुर्वते ॥६२२॥

પુરૂષ ત્યાંસુધીજ વિવેકી રહે છે, ત્યાંસુધીજ પૂજ્યતા ભોગવી શકેછે, અને ત્યાં સુધીજ ઉત્તમ ગુણો સ્થાન કરી રહેછે જ્યાં સુધીજ તે જુગારના ફંદમાં નથી ફસ્યો.

सत्यशौचशमशर्मवर्जिता धर्मकामधनतो बहिष्कृताः ।
द्यूतदोषमतिना विचेतनाः कं न दोषमुपचिन्वते जनाः ॥६२३॥

દ્યુતના દોષથી પાપયુક્ત બનેલ મૂર્ખ જુગારી જન સત્ય સૌચ શમ અને સુખથી સર્વથા બેનસીબ રહેછે એટલુંજ નહિ પણ ધર્મ અને કામથી પણ વચિત બનેછે આથી તેઓ કયો દોષ ઉપાર્જન નથી કરતા ?

सत्यमस्यति करोत्यसत्यतां दुर्गतिं नयति हन्ति सद्गतिं ।
धर्ममत्ति वितनोति पातकं द्यूतमत्र कुरुतेऽथवा न किं ॥६२४॥

દ્યુતસેલ (જુગારી) સત્યનો બહિષ્કાર કરી અસત્યતાનો આશ્રમ લેછે, સદ્દગતિનો નાશ કરી દુર્ગતિ ઉપાર્જન કરેછે ધર્મથી વિમુખ બની પાપનુરકત બનેછે અથવા દ્યુત આ સંસારમાં શું શું અનિષ્ટ નથી કરતું ?

द्यूततोऽपि कुपितो विकम्पते विग्रहं भजति तन्नरो यतः ।
जायते मरणमारणक्रिया तेन तच्छुभमतिर्न दीव्यति ॥६२५॥

જુગાર ખેલવાથી મનુષ્ય ક્રોધ યુકત થઈ થરથરે છે, અને લડાઈ ઝઘડા કરવા તત્પર થાય છે અને લડાઈ કરવાથી કાં મરવું, મરૂં યાતો મારવું એમ જીવ સટોસટની બાજી પર આવી જાય છે આથી શુભ મતિ વિવેકી નર જુગાર ખેલતો નથી.

द्यूतदेवनरतस्य विद्यते देहिनां न करुणा विना तया ।
पापमेति परदुःखकारणं श्वभ्रवासमुपयति तेन सः ॥६२६॥

જુગારીના હ્રદયમાં દયા હોતી નથી અને દયાના અભાવે પરને દુઃખ દેવા રૂપી પાપ બંધાય છે જે પાપના બંધથી તે મરીને નરકમાં ઉત્પન્ન થાય છે.

पैशुनं कटुकमश्रवासुखं वक्ति वाक्यमनृतं विनिन्दितं ।
वञ्चनाय कितवो विचेतनो य्येन तिर्यग्गतिमेति तेन सः ॥६२७॥

જુગારી જન હમેશા પૈશુન્ય યુક્ત, અપ્રિય, અશ્રવણીય, અસુખકર અને નિંદ્ય અસત્ય વચનો બીજાને ઠગવાને બોલે છે જેથી કરીને તે મરીને મૂઢ તિર્યગ્ ગતિમાં ઉત્પન્ન થાય છે.

अन्यदीयमविचिन्त्य पातकं निर्घृणो हरति जीवितोपमं ।
द्रव्यमत्र कितवो विचेतनस्तेन गच्छति कदर्थनां चिरं ॥६२८॥

જુગારી નર પાપનો વિચાર કર્યા વગર નિર્ઘૃણ પણે બીજાના પ્રાણ સમ દ્રવ્યનું હરણ કરે છે અને તેથી તે લોકોમાં કદર્થના પામે છે.

श्वभ्रदुःखपटुकर्मकारिणीं कामिनीमपि परस्य दुःखदां ।
द्यूतदोषमलिनोऽभिलष्यति संसृतावटति तेन दुःखितः ॥६२९॥

જુગારના દોષથી દુષિત, નરક (શ્વભ્ર)ના દુઃખને યોગ્ય કર્મ કરાવવામાં દક્ષ, પરિણામે દુઃખની દેનારી પરસ્રીને પણ વાંછે છે અને તે પરસ્રી સંગના પાપથી તે મનુષ્ય દુઃખી થઈ સંસારમાં પરિભ્રમણ કરે છે.

जीवनाशनमनेकधा दधद्ग्रन्थमक्षरमणोद्यतो नरः ।
स्वीकरोति बहुदुःखमस्तधीस्तत्रयाति भवकाननं यतः ॥६३०॥

જુગારી પુરૂષ અનેક પ્રકારે જીવોની હિંસા કરનાર પરિગ્રહને રાખે છે અને તે મૂઢ બહુ દુઃખનો અનુભવ લઈ ભવાટવીમાં ભ્રમણ કરે છે.

साधुवन्धुपितृमातृसज्जनान्मन्यते न तनुते मलं कुले ।
द्यूतरोपितमना निरस्तधीः शुभ्रवासमुपयात्यसौ यतः ॥६३१॥

જુગારનો છંદ જેને લાગ્યો છે એવો જડ બુદ્ધિ મનુષ્ય સાધુ, બંધુ, પિતા, માતા અને સજ્જનોના વચનની ઉપેક્ષા કરે છે અને કુલને કલંક લગાડે છે, જે કારણથી તે નરકપતિ પ્રયાણ કરે છે.

द्यूतनाशितधनो गताशयो मातृवस्त्रमपि योऽपकर्षति ।
शीलवृत्तिकुलजातिदूषणः किं न कर्म कुरुते स मानवः॥६३२॥

જુગારી જુગાર ખેલતાં પોતાનું સમસ્ત ધન હારી બેસે છે. (ગુમાવી દે છે), અને ફરી (કોઈ પણ પ્રકારે અગર કોઈ પણ સ્થલેથી) પ્રાપ્ત કરવાની આશા નથી રહેતી ત્યારે તે પોતાની માતાનું વસ્ત્ર પણ ઉતારી લે છે. આ કૃત્યથી પોતાના શીલ, ચારિત્ર્ય, કુલ, જાતિ આદિને કલંક રૂપ તે મનુષ્ય બીજું કયું નીચ કૃત્ય ન કરે?

घ्राणकर्णकरपादकर्तनं यद्वशेन लभते शरीरवान् ।
तत्समस्तसुखधर्मनाशनं द्यूतमाश्रयति कः सचेतनः ॥६३३॥

જેના ફંદમાં ફસવાથી હાથ, પગ, નાક અને કાન આદિ અંગો મનુષ્યને કપાવવા પડે છે તે સમસ્ત સુખ અને ધર્મનો નાશ કરાવનાર જુગાર, કયો વિવેકી જન ખેલવાને તત્પર થાય?

धर्मकामधनसौख्यनाशिना वैरिणाक्षरमणेन देहिनां ।
सर्वदोषनिलयेन सर्वदा संपदा खलु सहाश्नमाहिषं ॥६३४॥

ધર્મ, અર્થ અને કામથી ઉત્પન્ન થતાં સુખનો નાશક, સર્વદોષનું આશ્રયસ્થાન અને મનુષ્યનો દુશ્મન એવા જુગારીને સંપત્તિ સાથે નિરંતર નિશ્ચયથી આશ્વ-બાહિ્ય ( વેર ) હોય છે. અર્થાત્ જુગારીને ત્યાં સંપત્તિ નિવાસ કરતી નથી.

यद्वशाद्वितयजन्मनाशनं युद्धराटिकलहादि कुर्वते ।
तेन शुद्धधिपणा न तन्वते द्यूतमत्र मनसापि मानवाः ॥६३५॥

જેને વશ પડવાથી મનુષ્યને લડાઈ ઝઘડા આદિ કરવા પડે છે અને તેથી આ લોક અને પરલોક બંને લોકના સુખનો નાશ થાય છે એવા દ્યૂતનું ઉત્તમ જનો મનથી પણ સેવન કરતા નથી.

द्यूतनाशितसमस्तभूतिको यम्भ्रमीति सकलां भुवं नरः ।
जीर्णवस्त्रकृतदेहसंहतिर्मस्तकाहितभरः क्षुधातुरः ॥६३६॥

જુગાર ખેલતાં જ્યારે સમસ્ત સંપત્તિ નષ્ટ થઇ જાય છે ત્યારે મનુષ્યને જુના ફાટયાં તુટયાં વસ્ત્રોથી દેહ ઢાંકીને માથાપર ભાર વહેતા ને ભૂખથી ટળવળતા સમસ્ત પૃથ્વીપર ભ્રમણ કરવું પડે છે.

याचते नटति याति दीनतां लज्जते न कुरुते विडम्बनां ।
सेवते नमति याति दासतां द्यूतसेवनपरो नरोऽधमः ॥६३७॥

દ્યૂત સેવનમાં નિરત થએલો નરાધમ ભીખ માંગે છે, નટ થઈ નાચે છે, દીનતા દેખાડે છે, નિર્લજ્જ બને છે, વિડંબના કરે છે, સેવા કરે છે, નમન કરે છે અને દાસત્વ પણ સ્વીકારે છે.

रुध्यतेऽन्यकितवैर्निषेध्यते वध्यते वचनमुच्यते कटु ।
नोद्यतेऽत्र परिभूयते नरो हन्यते च कितवो विनिन्द्यते ॥६३८
हन्ति ताडयति भाषते वचः कर्कशं रटति विद्यते व्यथां ।
संतनोति विदधाति रोधनं द्यूततोऽथ कुरुते न किं नरः॥६३९

જુગારી પુરૂષને અન્ય જુગારી રોકે છે, નિષેધ કરે છે, બાંધે છે, કર્ણ કટુ વચન સંભળાવે છે, ધક્કા મારે છે તિરસ્કાર કરે છે, મારે છે અને ધિક્કારે છે, તેમ પોતે પણ બીજાને મારે છે, તાડન કરે છે, કર્કશ વચનો બોલે છે, પીડા ઉપજાવે છે, ખિન્ન થાય છે, પીડા પામે છે, (વ્યથિત થાય છે) અને રોધન કરે છે અથવા દ્યૂતને વશ પડેલો મનુષ્ય શું નથી કરતો ?

जल्पितेन बहुधा किमत्र भो द्यूततो न परमस्ति दुःखदं ।
चेतसेति परिचिन्त्य सज्जनाः कुर्वते न रतिमत्र सर्वथा ॥६४०॥

હે લોકો ! બહુ કહેવાથી શું ? એટલુંજ કે દ્યૂતથી વિશેષ દુઃખદ દુનીઆમાં અન્ય કોઈ પદાર્થ નથી એમ બરાબર સમજી સજ્જનો જુગારને વિશે રતિમાત્ર પણ પ્રેમ કરતા નથી.

शीलवृत्तगुणधर्मरक्षणं स्वर्गमोक्षसुखदानपेशलं ।
कुर्वताक्षरमणं न तत्त्वतः सेव्यते सकलदोषकारणं ॥६४१॥

સ્વર્ગાપવર્ગનું સુખ દેવામાં કુશળ એવા શીલ, ચરિત્ર, સદ્દગુણ અને ધર્મનું રક્ષણ કરનાર વિદ્વાન, સમસ્ત દોષના કારણરૂપ જુગાર કદી પણ ખેલતો નથી.

# પ્રકરણ ૨૬ મું.

## આપ્ત વિવેચન

### સ્રગ્ધરા વૃત્ત.

वाञ्छत्यङ्गी समस्तं सुखमनवरतं कर्मविध्वंसतस्त-
च्चारित्रात्स्यात्मबोधाद्भवति तदमलं स श्रुतादाप्ततस्तत् ।
निर्दोषात्मा स दोषा जगति निगदिता द्वेषरागादयोऽत्र
ज्ञात्वा मुक्त्यै सदोषान्विकलितविपदे नाश्रयन्त्वस्ततन्द्राः॥६४२॥

સંસારના સમસ્ત પ્રાણીઓ અવિનાશી-નિત્ય સુખની વાંચ્છા કરે છે. અક્ષય સુખની પ્રાપ્તિ, કર્મનો સર્વથા નાશ થવાથી થાયછે. કર્મોનો નાશ, સમ્યક્ ચારિત્રને અવલંબી રહ્યો છે. સમ્યક્ ચારિત્ર સમ્યગ્ જ્ઞાનથી વિશુદ્ધ થાય છે. સમ્યગ્ જ્ઞાન (આત્મ પ્રબોધ) (સર્વજ્ઞ પ્રણીત) શ્રુત (આગમ) દ્વારા ઉદ્ભવે છે. શ્રુતોદ્ભવ આપ્ત પુરૂષ સર્વજ્ઞથી થાય છે. આપ્ત જન સર્વદા દોષ રહિત હોય છે અને આ જગતમાં રાગ દ્વેષાદિનેજ દોષ તરીકે વર્ણવામાં આવેલા છે એમ સમજીને નિરાપદ મુક્તિને અર્થે આત્મજ્ઞાનથી જાગૃત રહેનારા હે વિબુધ જનો, સદોષીઓથી ( રાગદ્વેષાદિ દોષથી ) સદા વિરકત થાઓ.

जन्माकूपारमध्यं मृतिजननजरावर्तमत्यन्तभीमं
नानादुःखोग्रनक्रभ्रमणकलुषितं व्याधिसिन्धुप्रवाहं ।
नीयन्ते प्राणिवर्गाः गुरुदुरितभरं यैर्निरूप्यारसन्त-
स्ते रागद्वेषमोहा रिपुवदसुखदा येन धूताः स आप्तः ॥६४३॥

## આપ્ત રાગદ્વેષથી રહિત છે.

જેમાં જન્મ, જરા અને મૃત્યુરૂપી અતિ ભીષણ વમળો ઉઠી રહ્યા છે, જે નાના પ્રકારના દુઃખ રૂપી મહા ભયાનક (અતિ ઉગ્ર) નક્ર ચક્ર (મગર મત્સ્યોના સમુહ)ના ભ્રમણથી અત્યંત મલિન છે, વલી જેને અનેક આધિ વ્યાધિરૂપી નદીઓના પ્રવાહ આવી મળે છે, તે ભવાબ્ધિ મધ્યે (સંસાર રૂપી સમુદ્ર મધ્યે) સંસારને અતિ દુઃખથી ભરપુર જોઈને ચીસો પાડતાં પ્રાણીવર્ગોને જે રાગ દ્વેષ અને મોહે ધકેલી દીધાં છે તે અશુભના કરનારા રાગ દ્વેષ અને મોહરૂપી શત્રુઓનો જેણે નાશ કીધો છે તેજ ખરેખરા આપ્ત પુરૂષ–સર્વજ્ઞ દેવ છે. આપ્તદેવ રાગદ્વેષ અને મોહ રહિત હોવા જોઈએ.

देहार्धे येन शंभुर्गिरिपतितनयां नीतवान्ध्वस्तधैर्यो
वक्षो लक्ष्मीं सुरद्विट् पयसिजनिलयोऽप्टार्धवक्त्रो वभूव ।
गीर्वाणानामधीशो दशशतभगतामस्तवुद्धिः प्रयातः
प्रध्वस्तो येन सोऽयं कुसुमशररिपुर्देवमाप्तं तमाहुः ॥६४॥

## સર્વજ્ઞ મદન વિજેતા હોય છે.

જે કામને વશ રહી મહાદેવ પાર્વતીને પોતાના અર્ધાંગમાં સ્થાન આપી ફરે છે, ધૈર્ય રહિત વિષ્ણુ તો લક્ષ્મીને સદા પોતાના વૃક્ષસ્થળ પરજ રાખે છે, જ્યારે બ્રહ્મા તેજ કામના પ્રતાપથી ચતુર્મુખ ધારણ કરી રહ્યા છે અને વળી દેવાધિપતિ ઇંદ્ર મૂઢમતિ બની એક હજાર યોનિને પ્રાપ્ત થયો છે તે પ્રબલ કામરૂપી શત્રુનો જેણે પ્રધ્વંસ કીધો છે તેજ સત્યતયા આપ્ત દેવ છે.

ભાવાર્થ—સંસારમાં કામની સત્તા એટલી બધી પ્રબળ છે કે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને ઇંદ્ર જેવા પણ તેના પ્રતાપથી બચી શક્યા નથી અને સર્વજ્ઞ આપ્ત દેવ તો તેજ છે કે જેણે આવા પ્રબળ પ્રતાપી કામ પર વિજય મેળવ્યો છે.

पृथ्वीमुद्धर्तुमीशाः सलिलधिसलिलं पातुमद्रिं मचेष्टुं
ज्योतिश्चक्रं निरोद्धुं मचलितमनिलं येऽशितुं सत्त्ववन्तः ।
निर्जेतुं तेऽपि यानि मथितपृथुगुणाः शक्नुवन्ति स्म नेन्द्रा
योऽत्रानीमृन्द्रियाणि त्रिजगति जितवानाप्तमाहुस्तमीशं ॥६४५॥

## આપ્ત જીતેંદ્રિય હોવાજ જોઇએ.

જે અખિલ પૃથ્વીને ઉચકીને ધારણ કરવાને શક્તિમાન છે, જેનામાં સમુદ્રનું સમસ્ત જલ પી જવાની તાકાત છે, જે પહાડોમાં પણ ભેદીને પ્રવેશ કરી શકે છે, ચલમાન જ્યોતિષ્ચક્રને સ્થીર કરવાનું સામર્થ્ય ધરાવે છે, જે જોરથી ફુંકતા વાયુને પણ રોકી શકે છે, એવા સત્ત્વશાલી, જગપ્રસિદ્ધ ઇંદ્રાદિ પણ જે ઇંદ્રિયોને જીતી નથી શક્યા તે ઇંદ્રિયો પર પણ જેણે વિજય પ્રાપ્ત કર્યો છે તે જીતેંદ્રિય જ ખરેખરા આપ્ત દેવ છે.

वर्णोष्टस्पन्दमुक्ता सकृदखिलजनान्बोधयन्ती विबाधा
निर्वाञ्छोच्छ्वासदोषा मनसि विदधती साम्यमानन्दधात्री ।
ध्रौव्योत्पादव्ययात्म्यं त्रिभुवनमखिलं भाष्यते यस्य वाणी
तं मोक्षाय श्रयन्तु स्थिरतरधिषणा देवमाप्तं मुनीन्द्राः ॥६४६॥

## સર્વજ્ઞની વાણીનું સ્વરૂપ.

જે મહાત્માની વાણી વર્ણ અને ઓષ્ઠના સ્પંદનથી (ફરકવાથી-હાલવાથી) રહિત છે, જે સમસ્ત જન (અને ઉપચારથી પશુ પક્ષીઓને પણ) એકીજ વખતે જ્ઞાન કરાવે છે, જે બાધા રહિત છે, જે વાંછા અને શ્વાસોશ્વાસ આદિ દોષોથી મુક્ત છે, જેના પ્રતાપથી સમસ્ત જીવોના મનમાં આલ્હાદ અને સામ્યતાનું સામ્રાજ્ય છવાઈ રહે છે અને જે ત્રિજગદ્વર્તી સમસ્ત પદાર્થોના ઉત્પાદ-વ્યય અને ધ્રૌવ્યના સ્વરૂપને પરિસ્ફુટપણે પ્રતિપાદન કરે છે, તેજ મહાપુરૂષ સાચા આપ્ત દેવ-સર્વજ્ઞ દેવ છે અને મોક્ષ પ્રાપ્તિને અર્થે સ્થિર બુદ્ધિ મુનીંદ્રોએ તેનોજ આશ્રય લેવો.

નોટ—દીગંબર આ માન્ય મુજબ વીતરાગદેવ તિર્થંકરની વાણીમાં મુખોચ્ચારણ નથી થતું એટલે વર્ણ અને ઓષ્ઠનું સ્પંદન ન હોય. તિર્થંકરની વાણીમાં અંતરમાંથી ધ્વનિ નીકળે છે જે સર્વ સાંભળે છે.

भावाभावस्वरूपं सकलमसकलं द्रव्यपर्यायतत्त्वं
भेदाभेदावलीढं त्रिभुवनभवनाभ्यन्तरे वर्त्तमानं ।
लोकालोकावलोकी गतनिखिलमलो लोकते यस्य बोध-
स्तं देवं मुक्तिकामा भवभवनभिदे भावयन्त्वाप्तमत्र ॥६४७॥

## સર્વજ્ઞનો વિષય.

જે મહાત્માનું સમસ્ત દોષરહિત સર્વ દર્શીજ્ઞાન ત્રિભુવનમાં (વર્તમાન) વ્યાપ્ત, ભાવ અને અભાવ, સકલ અને વિકલ, ભેદ અને અભેદ સ્વરૂપી, સમસ્ત દ્રવ્ય અને

પર્યાય તેમજ લોક અને અલોક એકી સાથે સ્પષ્ટતયા જોઈ શકે છે તે જ આપ્ત પુરૂષ સર્વજ્ઞ દેવ છે અને મુમુક્ષુ જનોએ આ ભવરૂપી ભવનનો નાશ કરવા માટે તેજ સર્વજ્ઞ દેવનું ધ્યાન ધરવું ઉચિત્ત છે.

स्याच्चेन्नित्यं समस्तं परिणतिरहितं कर्तृकर्मव्युदासा-
त्संबन्धस्तत्र दृश्येन्न फलफलवतोर्नाप्यनित्ये समस्ते ।
पर्यालोच्येति येन प्रकटितमुभयं ध्वस्तदोषप्रपञ्चं
तत्सेवध्वं विमुक्त्यै जननिगलिता भक्तितो देवमाप्तं ॥६४८॥

### પદાર્થ નિત્યાનિત્ય છે.

જો કદી સમસ્ત પદાર્થ સર્વથા નિત્ય અને પર્યાય રહિત (પરિણુતિ રહિત) માનવામાં આવે તો કર્તા અને કર્મના વ્યવહારનો લોપ થઈ જવાથી કાર્ય અને કારણનો પરસ્પર કાંઈ સંબંધ સિદ્ધ થઈ શકશે નહિ, તેજ રીતે સર્વ પદાર્થ અનિત્ય પણ નથી એમ પર્યાલોચના કરી જે સમસ્ત દોષ રહિત યથાર્થ વક્તા સર્વજ્ઞ દેવે (કથચિત્ નિત્ય અને કથચિત્ અનિત્ય એમ) પદાર્થો ઉભયધર્મી પ્રકાશ્યા છે (કે જે પદાર્થોનું ઉભયધર્મી પણું સમસ્ત યુક્તિ પ્રયુક્તિના પ્રપંચાદિ દોષ રહિત છે) તે આપ્ત દેવને હે સંસારી જનો ? ભક્તિ પૂર્વક મુક્તિને અર્થે સેવો.

नो चेत्कर्ता न भोक्ता यदि भवति विभुर्नो वियोगेन दुःखी
स्याच्चेदेकः शरीरी प्रतितनु स तदान्यस्य दुःखेन दुःखी ।
स्याद्विज्ञायेति जन्तुर्गतनिखिलमलं योऽभ्यधत्तेद्धबोधं
तं पूज्याः पूजयन्तु प्रशसितत्रिपदं देवमाप्तं विमुक्त्यै ॥६४९॥

## જીવ કર્મનો કર્તા-ભોક્તા સ્વદેહ પરિમાણ અને પ્રતિ શરીર ભિન્ન છે.

જો જીવને કર્મનો કર્તા નહિ માનીએ તો તે કર્મનો ભોક્તા પણ ન હોઈ શકે, જો જીવને વિભુ-સર્વ વ્યાપી માનીએ તો (ઇષ્ટ પદાર્થના) વિયોગથી તે દુઃખી ન થવો જોઈએ, જો પ્રત્યેક શરીરમાં દૃશ્યમાન ભિન્ન જીવને સમસ્ત શરીરમાં એકજ માનીએ તો તે બીજાના દુઃખથી દુઃખી થાય, એમ વિચારીને પ્રશાન્તા પદ આપ્ત દેવ, જેનાથી જીવને આ સમસ્ત દોષ રહિત જ્ઞાનનો પ્રકાશ થયો તેનોજ સન્માનનીય સજ્જનોએ મુક્તિ અર્થે પૂજા સત્કાર કરવો જોઈએ.

या रागद्वेषमोहाञ्जनयति हरते चारुचारित्ररत्नं
भिन्ते मानोच्चशैलं मलिनयति कुलं कीर्तिवल्लीं लुनीते ।
तस्यां ये यान्ति नार्यामुपहतमनसाशक्तिमत्यन्तमूढा
देवाः कन्दर्पतप्ता ददति तनुमतां ते कथं मोक्षलक्ष्मीं ॥६५०॥

જે રાગદ્વેષ અને મોહને ઉત્પન્ન કરનારી છે, સુંદર અમુલ્ય ચારિત્ર રત્નને હરી લે છે માન રૂપી અત્યુચ્ચ શૈલને ભેદી નાંખે છે, કુલને મલિન કરે છે અને કીર્તિ-રૂપી વેલડીને કાપી નાંખે છે તે સ્ત્રીને, કંદર્પથી બળી રહેલા (જેની રગેરગમાં કંદર્પ વ્યાપી રહ્યો છે તેવા) મૂઢ દેવો વશ પડયા છે તે દેવો, પ્રાણીઓને મોક્ષ લક્ષ્મીતો ક્યાંથીજ આપી શકે?

पीनश्रोणीनितम्बस्तनजघनभराक्रान्तमन्दप्रयाणा-
स्तारुण्योद्रेकरम्या मदनशरहताः कामिनीर्ये भजन्ते ।

स्थूलोपस्थस्थलीनां कुशलकरतलास्फाललीलाकुलास्ते
देवाः स्युश्चेज्जगत्यामिह वदत विदः कीदृशाः सन्त्यसन्तः॥६५१॥

સ્થૂલ શ્રોણી નિતંબ, સ્તન અને જઘનના ભારથી વિનમ્ર થઈ મંદગામીની અને તારૂણ્યના મદથી સુરમ્ય કમનીય કામીનીને જે મદનના બાણુથી હણાએલા સેવે છે તે સ્થૂલ ઉપસ્થ ( યોનિ ) રૂપી સ્થલીની અને કરતલવડે આસ્ફાલનની લીલામાં આસક્ત એવાને જો દેવ માન્યા જાય, તો વિદ્વાનો ! કહો કે આ જગત્‌માં દુર્જન કોને ગણુવો ?

ये संगृह्यायुधानि क्षतरिपुरुधिरैः पिञ्जराण्याप्तरेखा
वज्रेष्वासासिचक्रक्रकचहलगदाशूलपाशादिकानि ।
रौद्रभ्रूभङ्गवक्त्राः सकलभवभृतां भीतिमुत्पादयन्ते
ते चेद्देवा भवन्ति भणिगदत बुधा लुब्धकाः के भवेयुः ॥६५२॥

જે હણાએલા રિપુના રૂધિરથી પિંજર થએલાં વજ્ર, ધનુષ, બાણુ, અસિ, કરવત, હલ, ગદા, ત્રિશૂલ, પાશ આદિ અસ્ત્ર શસ્ત્રો આપ્તત્વના ચિન્હ તરીકે ધારણુ કરે છે, ભ્રૂભંગથી અતિ રૌદ્ર મુખ છે જેનું અને તેથી સમસ્ત પ્રાણીઓને ભયના ઉત્પાદક એવા જો દેવો હોય તો હે બુધજન ! કહો કે શિકારી ( લુબ્ધક ) બીજા કોણુ થઈ શકે ? અર્થાત્ આવા રૌદ્ર રૂપધારી દેવો શિકારી સમ છે.

व्याध्याधिव्याप्तकीर्णे विषयमृगगणे कामकोपादिसर्वे
दुःखक्षोणीरुहाढ्ये भवगहनवने भ्राम्यते येन जीवः ।

ये तत्स्त्रीमद्यमांसत्रयमिदमधिपा निन्दनीयं भजन्ते
देवाश्चेत्तेऽपि पूज्या निगदत सुधियो निन्दिताः के भवेयुः६५३॥

આધિ વ્યાધિ રૂપ વ્યાધ (શિકારીજન)થી સંકીર્ણ ઇંદ્રિયજન્ય વિષયોરૂપી મૃગોથી વ્યાપ્ત, કામ ક્રોધાદિ સર્પોથી આકુલિત, દુઃખરૂપી વૃક્ષોથી ખીચોખીચ ભરેલા સંસારરૂપી ગહન વનમાં જેના પ્રતાપથી જીવ ભ્રમણ કર્યા કરે છે તે અતિ નિન્દનીય એવા સ્ત્રી, મદ્ય અને માંસની ત્રિપુટિ જે અધિપો સેવન કરે છે તે જો પુજાહ઼ૅ દેવો હોય તો હે સુબુદ્ધિ જનો ! કહો, બીજા કોણ નિન્દિત હોઇ શકે ?

निद्राचिन्ताविषादश्रममदनमदस्वेदखेदप्रमाद–
क्षुद्रागद्वेषतृष्णामृतिजननजराव्याधिशोकस्वरूपाः ।
यस्यैतेऽष्टादशापि त्रिभुवनभवभृद्व्यापिनः सन्ति दोषा–
स्तं देवं नाप्तमाहुर्नयनिपुणधियो मुक्तिमार्गाभिधाने ॥६५४॥

## અઢાર દૂષણથી રહિત દેવ હોવા જોઇએ.

નિદ્રા, ચિંતા, વિષાદ, શ્રમ, મદન, મદ, સ્વેદ, ખેદ, પ્રમાદ, ક્ષુધા, રાગ, દ્વેષ, તૃષ્ણા, જન્મ, જરા, મૃત્યુ, વ્યાધિ અને શોક આ અઢાર પ્રકારના દૂષણો ત્રણ લોકના સમસ્ત પ્રાણીમાં વ્યાપિ રહેલા છે માટે આ દોષ પૈકી એક પણ જેનામાં વિદ્યમાન હોય તેને નયજ્ઞ વિદ્વાનો (નૈગમાદિ સાત નયના જાણકાર) મુક્તિ માર્ગના કથનમાં આપ્તદેવ તરીકે સ્વીકારતા નથી.

નોટ—અન્ય સ્થલે પ્રવચન સારોદ્ધાર આદિ ગ્રન્થોમાં અઢાર દૂષણ અન્ય રીતે બતાવવામાં આવ્યા છે.

रक्तार्द्रैभेन्द्रकृत्तिं नटत्ति गणवृतो यः श्मशाने गृहीत्वा
निस्त्रिंशो मांसमत्ति त्रिभुवनभविनां दक्षिणेनाननेन ।
गौरीगङ्गाङ्गसङ्गी त्रिपुरदहनकृद्दैत्यविध्वंसदक्ष-
स्तं रुद्रं रौद्ररूपं कथममलधियो निन्द्यमाप्तं वदन्ति ॥६५५॥

## રૂદ્ર આપ્તદેવ નથી.

જે રૂદ્ર નિતરતાં, ટપકતા, લોહીના બુંદથી આર્દ્ર બનેલ હસ્તી ચર્મ ધારણ કરીને પોતાના ગણની સાથે સ્મશાન ભૂમિમાં નૃત્ય કરે છે, જે નિર્દયી બની દક્ષિણ મુખથી ત્રણે લોકના પ્રાણીઓનું માંસ ભક્ષણ કરે છે, જે સદા ગૌરી અને ગંગાના અંગનો સંગ કરે છે, જે ત્રિપુરને બાળી નાંખી દૈત્યોનો વિધ્વંસ કરવામાં દક્ષ છે એવા નિંદ્ય રૌદ્રસ્વરૂપી રૂદ્રને શુદ્ધ બુદ્ધિ સજ્જનો આપ્ત દેવ કેમ કહે.

त्यक्त्वा पद्मामनिन्द्यां मदनशरहतो गोपनारीं सिषेवे
निद्राविद्राणचित्तः कपटशतमयो दानवारातिघाती ।
रागद्वेषावधूतो द्युपतिसुतरथे सारथिर्योऽभवत्तं
कुर्वाणं प्रेम नार्यां विटवदतिशयं नाप्तमाहुर्मुरारिं ॥६५६॥

## મુરારિ કૃષ્ણનો આપ્તદેવ તરીકે નિરાસ.

જે કૃષ્ણ અનિર્વચનીય ગુણાઢ્યા લક્ષ્મીને ત્યજીને મદન બાણથી હણાઈને ગોપીઓ સાથે રમણ કરે છે, જે

સદા નિદ્રાથી તુરતના જાગૃત થએલાની માફક ભ્રાંતચિત્તી રહે છે, જે સેંકડો કપટમયથી પૂર્ણ છે, જે દાનવોરૂપી શત્રુનો ઘાત કરનાર છે, જે રાગ દ્વેષથી ભરેલ છે, જે અર્જુનના રથનો સારથિ છે આવા વિટની માફક સ્રીઓમાં અતિશય પ્રેમાનુરાગી મુરારિ આપ્તદેવ કદી હોઈ શકે નહિ.

यः कन्तूत्तप्तचित्तो विकलितचरणोऽप्रार्थवक्त्रत्वमाप–
न्नानानाट्यप्रयोगत्रिदशपतिवधूदत्तवीक्षाकुलाक्षः ।
क्रुद्धश्चिच्छेद शंभुर्वितथवचनतः पञ्चमं यस्य वक्त्रं
स ब्रह्माप्ततिदीनः प्रणिगदत कथं कथ्यते तत्त्ववोधैः॥६५७॥

## બ્રહ્મા પણ આપ્તદેવ નથી.

જે બ્રહ્મા કામ બાણુથી સંતપ્ત થઇ ચારિત્રની સ્ખલના કરી (ચારિત્રથી વિચલિત થઇ) ચતુર્મુખત્વને પ્રાપ્ત થએલ છે, નાના પ્રકારના નાટ્ય પ્રયોગો કરતી ઇંદ્રાણીને જોવામાં જે સદા લયલીન છે; જેનું પંચમ મુખ મિથ્યા ભાષણથી કુપિત થઇ શંભુએ છેદી નાંખ્યું છે આવા અતિદીન બ્રહ્માને કહો કે તત્વજ્ઞ પુરૂષો કેમ આપ્તદેવ કહે ? અર્થાત્ આપ્તદેવ તરીકે કેમ સ્વીકારે ?

यो भ्रान्त्वोदेति कृत्वा प्रतिदिनमसुरैर्विग्रहं व्याधिविद्धो
यो दुर्वारेण दीनो भयचकितमना ग्रस्यते राहुणा च ।
मृढो विध्वस्तवोधः कुसुमशरहतः सेवते कामिनीं यः
सन्तस्तं भानुमाप्तं भवगहनवनच्छित्तये नाश्रयन्ति ॥६५८॥

## સૂર્યનો આપ્તદેવ તરીકે નિરાસ.

જે ભ્રમણ કરીને પ્રતિદિન ઉદય પામે છે, જે અસુરો સાથે વિગ્રહ કરે છે તેથી વ્યાધિ યુક્ત છે, અનિવાર્ય સત્તાધીશ રાહુ જેનો ગ્રાસ કરે છે અને તેથી જે દીન અને ભય ભ્રાન્ત ચિત્ત છે, જે મદન બાણથી વિંધાઈને કામીનીનું સેવન કરે છે માટે તે જ્ઞાનરહિત મૂઢ છે, આ કારણથી મુમુક્ષુ વિદ્વાનો ભવરૂપી ગહન વનનો ઉચ્છેદ કરવાને અર્થે સૂર્યને આપ્ત દેવ તરીકે ભજતા નથી.

मूढः कन्दर्पतप्तो वनचरयुवतौ भग्नवृतः षडास्य–
स्तद्भार्यासक्तचित्तस्त्रिदशपतिरभूद्गौतमेनाभिशप्तः ।
वह्निर्निःशेषभक्षी विगतकृपमना लाङ्गली मद्यलोलो
नैकोऽप्येतेषु देवो विगलितकलिलो दृश्यते तत्र रूपं ॥६५९॥

## સ્કંદ, ઇંદ્ર, અગ્નિ અને બલભદ્રનો દેવ તરીકે નિરાસ.

(આ ઉપરાંત) ષડાનન–ષણ્મુખ કાર્તિકેય કામની પીડાથી સંતપ્ત થઈ જંગલી સ્ત્રીઓને વિશે પોતાના શીલ વ્રતનો નાશ કીધો (ચારિત્ર ભ્રષ્ટ થયો), ઇન્દ્ર ગૌતમ ૠષિની પત્નીમાં આસક્ત થવાથી અભિશપ્ત થયો, અગ્નિ પણ સર્વભક્ષી હોવાથી નિર્ઘૃણ છે અને બલભદ્ર તો સદાકાલ મદ્યમાં ચકચુર રહે છે આ પ્રમાણે આમાંથી એકેય દેવ દોષ રહિત આપ્ત સ્વરૂપી દૃશ્યમાન થતો નથી.

रागान्धाः पीनयोनिस्तनजघनभराक्रान्तनारीप्रसङ्गा–
त्कोपादारातिघाताः प्रहरणधरणाद्द्वेषिणो भीतिमन्तः ।
आत्मीयानेकदोषा व्यवसितविरहात् स्नेहतो दुःखिनश्च
ये देवास्ते कथं वः शमयमनियमान्दातुमीशा विमुक्त्यै ॥६६०॥

જે દેવો પીન યોનિ, સ્તન અને જઘનના ભારથી નમ્રી ભૂત નારીઓમાં આસક્ત હોવાના કારણથી રાગાંધ છે, કોપ વશ થઈ વૈરીનો વધ કરે છે માટે ક્રોધી છે, અસ્ત્ર શસ્ત્રાદિ ધારણ કરવાથી દ્વેષી છે, પોતાના અનેક દોષથી દૂષિત હોવાથી ભીત ચિત્ત છે અને સ્નેહથી વિરહયુક્ત અને દુઃખી છે, આ પ્રમાણે ( જે પોતેજ શમં યમ અને નિયમ રહિત છે તે ) તે દેવો મુક્તિ પ્રાપ્તનાર્થે ઉપયોગી એવા શમયમ નિયમાદિ તમોને ક્યાંથી આપી શકે?

पर्यालोच्यैवमत्र स्थिरपरमधियस्तत्त्वतो देहभाजः
संत्यज्यैतान्कुदेवांस्त्रिविधमलधृतो दीर्घसंसारहेतून् ।
विध्वस्ताशेषदोषं जिनपतिमखिलप्राणिनामापदन्तं
ये वन्दन्तेऽनवद्यं मदनमदनुदं ते लभन्ते सुखानि ॥६६१॥

જે મનુષ્ય જ્ઞાની છે તે આ પ્રકારે શુદ્ધ તત્ત્વની આલોચના કરી ત્રિવિધ (મન વચન અને કાયા) પ્રકારે દૂષિત, અનંત સંસારના હેતુભૂત, કુદેવોને સર્વથા ત્યજી દે છે અને સમસ્ત દોષરહિત, અખિલ પ્રાણીવર્ગના દુઃખનો વિધ્વંસ કરનાર અનિંદ્ય મદનજીત જીનદેવની જે પૂજા વંદન કરે છે તે (અક્ષય) સુખ પ્રાપ્ત કરે છે.

दृष्टं नम्रेन्द्रमन्दश्लथमुकुटतटीकोटिविश्लिष्टपुष्प-
भ्राम्यद्भृङ्गौघवोपैर्जिनपतिनुतये व्याहराख्यैर्जिनस्य ।
पादद्वैतं प्रभूतं प्रसभभवभयभ्रंशि भक्त्यात्तचित्तै-
स्तैराप्तोक्तं विमुक्त्यै पदमपदमथ व्यापदामाप्तमात्तं ॥६६२॥

નમન કરતાં ઈંદ્રના શિથિલ થએલાં મુકુટનાં નિમ્ન કોટિ (ખૂણા)માંથી વિશ્લિષ્ટ થએલાં પુષ્પોની આસપાસ ભ્રમણ કરતા, જિનેંદ્ર પ્રભુને નમન અને સ્તુતિ અર્થે જાણે આહ્‌વાહન કરતા હોયની તેમ ગુંજારવ કરતા ભ્રમર ગણથી વ્યાપ્ત ભવભયનું સત્વર છેદન કરનાર જિનેંદ્ર ભગવાનના પાદ દ્વયને જે મહા પુરૂષોએ જોયા છે તેમણે વાસ્તવિક આપત્તિઓથી રહિત મોક્ષસુખની પ્રાપ્તિ કરી છે.

नैषां दोषा मयोक्ता वचनपटुतया द्वेषतो रागतो वा
किं त्वेपोऽत्र प्रयासो मम सकलमिदं ज्ञातुमाप्तं विदोषं ।
शक्तो वोद्धुं न चात्र त्रिभुवनहितकृद्विग्रमाने परत्र
भानुर्नोदेति यावन्निखिलमपि तमो नावधूतं हि तावत् ॥६६३॥

(ઉપર જણાવેલા રૂદ્રાદિ દેવોની આપ્ત મિમાંસામાં) એમના દોષો કાંઈ રાગ અથવા તો દ્વેષને વશ થઈ અગર વચન પટુતા દર્શાવવાને મ્હેં વર્ણવ્યા નથી કિંતુ નિર્દોષ આપ્ત દેવનું સમગ્ર સ્વરૂપ બતાવવાની ઇચ્છાથી આ સમસ્ત પ્રયાસ કરવામાં આવ્યો છે. કારણ જેમ સૂર્ય જ્યાં સુધી પોતાના વિરોધી અંધકારનો સમૂળગો નાશ નથી કરતો ત્યાંસુધી ઉદય પામતો નથી. તેમ જ્યાં સુધી બીજાનો નિરાસ કરવામાં ન આવે ત્યાં સુધી ત્રિભુવનનો હિતકર ઈશ્વર પણ ઓળખી શકાતો નથી.

---

## પ્રકરણ ૨૭ મું.

## ગુરૂ વિવેચન.

जिनेश्वरक्रमयुगभक्तिभाविता विलोकितत्रिभुवनतत्त्वविस्तराः।
षट्त्रिंशतान् षडिह गुणांश्चरन्ति ये नमामि तान्भवरिपुभित्तये गुरून्॥

જે જિનદેવના પાદદ્વયનું ભક્તિ પુર્વક સેવન કરનારા છે, જેણે ત્રિભુવનવર્તી સમસ્ત પદાર્થોને યથાર્થ સ્વરૂપે જોયેલા છે અને જે છત્રીસ ગુણના ધારક છે તે ગુરૂઓને ભવરૂપી રિપુના હનનાર્થે (પુનરાવૃત્તિ જન્મ જરા મૃત્યુરૂપી આ સંસારના છેદન માટે) હું નમસ્કાર કરૂ છું.

समुद्यतास्तपसि जिनेश्वरोदिते वितन्वते निखिलहितानि निस्पृहाः।
सदा नये मदनमदैरपाकृताः सुदुर्लभा जगति मुनीशिनोऽत्र ते॥

જે મુનિ પુંગવ જિનેંદ્ર પ્રતિપાદિત તપ તપવામાં સદા તત્પર છે, જે સ્વયં નિસ્પૃહી હોઈ પરહિત સાધવામાં એક નિષ્ઠ બુદ્ધિ છે અને જે મદનના મદથી સદા નિર્લેપ છે તે મુનીશ આ જગતમાં દુર્લભ છે.

वचांसि ये शिवसुखदानि तन्वते न कुर्वते स्वपरपरिग्रहग्रहं।
विवर्जिताः सकलममत्वदूषणैः श्रयामि तानमलपदाप्तये यतीन्॥

જે સદા મુક્તિ સુખને આપનારાજ વચનો વદે છે, જે સ્વ અને પર સર્વ પ્રકારના પરિગ્રહના ત્યાગી છે અને જેસમસ્ત મમતાના દૂષણથી રહિત છે તે મુનિ વૃષભોને હું મુક્તિપદની પ્રાપ્તિ અર્થે શરણે જાઉં છું.

न वान्धवस्वजनसुतप्रियादयो वितन्वते तमिह गुणं शरीरिणां ।
विभिन्दतो भवभयभूरिभूभृतां मुनीश्वरा विदधति यं कृपालवः॥

ભવ ભયરૂપી પર્વતને સર્વથા ભેદી નાંખનાર કૃપાળુ મુનીશ્વર પ્રાણીઓને જેટલો લાભ-હિત કરે છે તેટલો લાભ બાંધવ-સ્વજન, પુત્ર, પ્રિયા આદિ કરી શકતા નથી.

शरीरिणः कुलगुणमार्गणादितो विबुद्धय ये विदधति निर्मलां दयां।
विभीरवो जननदुरन्तदुःखतो भजामि ताञ्जनकसमान्गुरून्सदा ॥

જે મુનિરાજ અહિંસા મહાવ્રતના ધારક છે,જીવોના ઉત્પત્તિ સ્થાન ગુણસ્થાન અને માર્ગણા આદિ ભેદોને ભલી પ્રકારે જાણીને પ્રાણીઓ પર પિતા તુલ્ય નિઃસ્વાર્થ દયા દેખાડે છે, અને જે જન્મ મરણના દુઃખથી ભીરૂ બનેલા છે (ભવ ભીરૂ છે) તે પિતા સમ ગુરૂનું શરણ હું સદાએ અંગીકાર કરૂં છું.

वदन्ति ये वचनमनिन्दितं बुधैरपीडकं सकलशरीरधारिणां ।
मनोहरं रहितकषायदूषणं भवन्तु ते मम गुरवो विमुक्तये॥६६९॥

જેઓ બુધજનોથી અનિન્દિત સમસ્ત પ્રાણીઓને અબાધાકર, હિતકર અને કષાયાદિ દૂષણથી રહિત વાણી વદે છે તે ગુરૂ મ્હને મુક્તિ અર્થે થાઓ.

न लाति यः स्थितपतितादिकं धनं पुराकरक्षितिधरकाननादिषु ।
त्रिधा तृणप्रमुखमदत्तमुत्तमो नमामि तं जननविनाशिनं गुरुं॥६७०

મુનિ અચૌર્યવ્રત ધારી હોય છે.

જે મુનિવર્ય નગર, ખાણ, પર્વત, જંગલ આદિ સ્થળો-

## પ્રકરણ ૨૭ મું.

## ગુરૂ વિવેચન.

जिनेश्वरक्रमयुगभक्तिभाविता विलोकितत्रिभुवनतत्त्वविस्तराः।
पट्त्रितान् पडिह गुणांश्चरन्ति ये नमामि तान्भवरिपुभित्तये गुरून्॥

જે જિનદેવના પાદદ્વયનું ભક્તિ પુર્વક સેવન કરનારા છે, જેણે ત્રિભુવનવર્તી સમસ્ત પદાર્થોને યથાર્થ સ્વરૂપે જોયેલા છે અને જે છત્રીસ ગુણના ધારક છે તે ગુરૂઓને ભવરૂપી રિપુના હનનાર્થે (પુનરાવૃત્તિ જન્મ જરા મૃત્યુરૂપી આ સંસારના છેદન માટે) હું નમસ્કાર કરૂં છું.

समुद्यतास्तपसि जिनेश्वरोदिते वितन्वते निखिलहितानि निस्पृहाः।
सदा नये मदनमदैरपाकृताः सुदुर्लभा जगति मुनीशिनोऽत्र ते॥

જે મુનિ પુંગવ જિનેંદ્ર પ્રતિપાદિત તપ તપવામાં સદા તત્પર છે, જે સ્વયં નિસ્પૃહી હોઈ પરહિત સાધવામાં એક નિષ્ઠ બુદ્ધિ છે અને જે મદનના મદથી સદા નિર્લેપ છે તે મુનીશ આ જગતમાં દુર્લભ છે.

वचांसि ये शिवसुखदानि तन्वते न कुर्वते स्वपरपरिग्रहग्रहं।
विवर्जिताः सकलममत्वदूषणैः श्रयामि तानमलपदाप्तये यतीन्।

જે સદા મુક્તિ સુખને આપનારાજ વચનો વદે છે, જે સ્વ અને પર સર્વ પ્રકારના પરિગ્રહના ત્યાગી છે અને જેસમસ્ત મમતાના દૂષણથી રહિત છે તે મુનિ વૃષભોને હું મુક્તિપદની પ્રાપ્તિ અર્થે શરણે જાઉ છું.

न वान्धवस्वजनसुतप्रियादयो वितन्वते तमिह गुणं शरीरिणां ।
विभिन्दतो भवभयभूरिभूभृतां मुनीश्वरा विदधति यं कृपालवः॥

ભવ ભયરૂપી પર્વતને સર્વથા ભેદી નાંખનાર કૃપાળુ મુનીશ્વર પ્રાણીઓને જેટલો લાભ-હિત કરે છે તેટલો લાભ બાંધવ-સ્વજન, પુત્ર, પ્રિયા આદિ કરી શકતા નથી.

शरीरिणः कुलगुणमार्गणादितो विबुद्ध्य ये विदधति निर्मलां दयां।
विभीरवो जननदुरन्तदुःखतो भजामि ताञ्जनकसमान्गुरून्सदा ॥

જે મુનિરાજ અહિંસા મહાવ્રતના ધારક છે,જીવોના ઉત્પત્તિ સ્થાન ગુણસ્થાન અને માર્ગણા આદિ ભેદોને ભલી પ્રકારે જાણીને પ્રાણીઓ પર પિતા તુલ્ય નિઃસ્વાર્થ દયા દેખાડે છે, અને જે જન્મ મરણના દુઃખથી ભીરૂ બનેલા છે (ભવ ભીરૂ છે) તે પિતા સમ ગુરૂનું શરણ હું સદાએ અંગીકાર કરૂં છું.

वदन्ति ये वचनमनिन्दितं बुधैरपीडकं सकलशरीरधारिणां ।
मनोहरं रहितकषायदूषणं भवन्तु ते मम गुरवो विमुक्तये ॥६६९॥

જેઓ બુધજનોથી અનિન્દિત સમસ્ત પ્રાણીઓને અબાધાકર, હિતકર અને કષાયાદિ દૂષણથી રહિત વાણી વદે છે તે ગુરૂ મ્હને મુક્તિ અર્થે થાઓ.

न लाति यः स्थितपतितादिकं धनं पुराकरक्षितिधरकाननादिषु ।
त्रिधा तृणप्रमुखमदत्तमुत्तमो नमामि तं जननविनाशिनं गुरुं॥६७०

મુનિ અચૌર્યવ્રત ધારી હોય છે.

જે મુનિવર્ય નગર, ખાણ, પર્વત, જંગલ આદિ સ્થળો-

માં રાખેલું યા પડેલું યા અન્ય કોઈ સ્થીતિમાં રહેલું ધન તેમજ તૃણાદિ પણ વિના દીધે મન, વચન, કાયાથી ગ્રહણ કરતા નથી, કરાવતા નથી, તેમજ કરનારને ભલો જાણતા નથી, તે ભવવિનાશ સદ્દગુરૂને ત્રિવિધે કરી નમસ્કાર કરૂં છું.

નોટ—ચાર પ્રકારના અદત્તઃ-સ્વામી અદત્, જીવ અદત્ તીર્થંકર અદત્ અને ગુરૂ અદત્.

त्रिधा स्त्रियःस्वसृजननीसुतासमा विलोक्यते ये कथनविलोकनादितः
पराङ्मुखाः शमितकषायशत्रवो यजामि तान्विषयविनाशिनो गुरून्॥

## અબ્રહ્મનો ત્યાગ હોય છે.

જે સ્ત્રી માત્રને માતા બ્હેન યા પુત્રી સમાન ગણે છે, જેઓ સ્ત્રી વિષયક કથા યા સ્ત્રી સંગે કથા અને અન્યલક્ષણથી પરાઙ્મુખ છે, જેણે કષાયરૂપી શત્રુઓને ઉપશાંત કીધા છે તે જીતેંદ્રિય ગુરૂને હું વંદન કરૂં છું.

परिग्रहं द्विविधमथ त्रिधापि ये न गृह्णते तनुममताविवर्जिताः ।
विनिर्मलस्थिरशिवसौख्यकाङ्क्षिणो भवन्तु ते मम गुरवो
भवच्छिदः ॥६७२॥

## પરિગ્રહથી નિવૃત્તિ.

જે મુનિવર (સ્થાવર અને જંગમ) બે પ્રકારના પરિગ્રહના મન વચન અને કાયાવડે ત્યાગી છે, જેણે સ્વશરીરની મમતા છાંડી છે (જેને શરીરમાં મૂર્છા નથી) જે શુદ્ધ અવિનાશી મોક્ષસુખના અભિલાષી છે તે ભવ પાશને છેદનારા મ્હારા ગુરૂ થાઓ.

विजन्तुके दिनकररश्मिभासिते व्रजन्ति ये पथि दिवसे युगेक्षणाः।
स्वकार्यतः सकलशरीरधारिणां दयालवो ददति सुखानि तेऽङ्गिनां॥

### મુનિ ઇર્યાપથિકાના સાચવનાર છે.

જે મુનિવર કામ સારૂ સૂર્યના કિરણોથી ભાસમાન થયા આદ દિવસને વિષે (રાત્રીમાં નહિ) એક યુગ પ્રમાણ ભૂમિ શોધતાં જંતુ રહિત પ્રદેશમાં ગમન કરે છે તે સર્વ જીવ પર દયા રાખનારા મુનિઓ પ્રાણિઓને (પોતાની ક્રિયાઓથી) સુખના આપનારા છે.

दिगम्बरा मधुरमपैशुनं वचः श्रुतोदितं स्वपरहितावहं मितं ।
ब्रुवन्ति ये गृहिजनजल्पनोज्झितं भवारितः शरणमितोऽस्मि-
तान्गुरूं ॥६७४॥

### મુનિ ભાષા સમિતિ સાચવીને બોલે છે.

જે દિગંબર મુનિ મધુર, પરને દુઃખ ન ઉપજાવે તેવા, શાસ્ત્ર વિહિત, (આગમાનુસાર) સ્વ અને પર બંનેને હિતાવહ પરિમિત વચન બોલે છે, તેમજ સાંસારિક વિકથા ત્યજીને વાણી વદે છે, તે ગુરૂને શરણે ભવરિપુથી રક્ષણાર્થે બચવા માટે હું જાઉ છું.

स्वतो मनोवचनशरीरनिर्मितं समाशयाः कटुकरसादिकेषु ये ।
न भुञ्जते परमसुखैषिणोऽशनं मुनीश्वरा मम गुरवो भवन्तु ते।६७५

### એષણા સમિતિ.

જે મુનિશ્વરો કટુ મિષ્ટ આદિ રસવાળા આહારમાં સમાન બુદ્ધિ રાખનારા છે, પરમસુખનું ધામ મોક્ષના

અભિલાષી છે, જે પોતાને માટે પોતાના મન વચન અને શરીરથી તૈયાર થએલા આહારનું કદી ભક્ષણ કરતા નથી, (એટલે જે સદા અનુદિષ્ટ બીજાને પોતાને માટે તૈયાર કરેલા નિર્દોષ આહારનું માત્ર ઉદર પૂરણાર્થે રસ લાલસા વગર ભક્ષણ કરે છે) તે મ્હારા ગુરૂ થાઓ.

शनैः पराविकृतिपुरःसरस्य ये विमोक्षणग्रहणविधिं वितन्वते।
कृपापरा जगति समस्तदेहिनां धुनन्ति ते जननजराविपर्ययान्।६७६

## આદાન ભંડ નિક્ષેપણ સમિતિ.

જે ઉપકરણો જોઈને ધીમેથી ઉપાડે છે અને મુકે છે (કે રખેને ઉપકરણ લેવા મુકવાની ક્રિયામાં પણ કાંઈ જંતુ મરી ન જાય) એવી રીતે સંસારના સમસ્ત પ્રાણીઓ પર કૃપા રાખનારા છે તે મુનિઓ જન્મ જરા અને મૃત્યુના દુઃખને ટાળે છે.

सविस्तरे धरणितलेऽविराधके निरीक्ष्यते परजनतापिना ऋते।
त्यजन्ति ये तनुमलमङ्गिवर्जिते यतीश्वरा मम गुरवो भवन्तु ते।६७७

જે પૃથ્વીતલ સવિસ્તર છે, તેમજ જંતુરહિત છે અને જ્યાં કાંઇ જીવજંતુની વિરાધના થાય તેમ નથી એમ નિરીક્ષણ કરેલી નિર્જન ભૂમિમાં જેઓ પોતાના દેહનો મલોત્સર્ગ કરે છે તે યતીશ્વરો મ્હારા ગુરૂ થાઓ.

मनःकरी विषयवनाभिलापुको नियम्य यैः शमयमशृङ्खलैर्दृढं।
वशीकृतो मननशिताङ्कुशैः सदा तपोधना मम गुरवो भवन्तु ते।६७८

## મન ગુપ્તિના ધારક.

જે મુનિઓએ ઈંદ્રિયાર્થ રૂપી વનમાં સ્વચ્છંદે વિરહનાર મન રૂપી હસ્તીને શમ અને યમ રૂપી સાંકળોથી બાંધીને જ્ઞાનરૂપી તીક્ષ્ણ અંકુશથી વશ કીધો છે તે તપોધન યતિઓ મ્હારા ગુરૂ થાઓ.

न निष्ठुरं कटुमनवद्यवर्धनं वदन्ति ये वचनमनर्थमप्रियं ।
समुद्यता जिनवचनेषु मौनिनो गुणैर्गुरून्प्रणमत तान्गुरून्सदा॥

## વચન ગુપ્તિ.

જે કદાપિ પણ નિષ્ઠુર, કટુ, પાપવર્ધક, અનર્થકારી અપ્રિય વચન બોલતા નથી, જેઓ જીનેશ્વર પ્રભુના વચનનો આદર કરવામાં સદા તત્પર છે, જે મૌનપણાના ગુણોએ કરી ગુરૂ છે તે ગુરૂને સદા પ્રણામ થાઓ.

न कुर्वते कलिलविवर्धकक्रियाः सदोद्यताः शमयमसंयमादिषु।
रता न ये निखिलजनक्रियाविधौ भवन्तु ते मम हृदये कृतास्पदाः

## કાય ગુપ્તિ.

જેઓ પાપપુંજને વધારનારી ક્રિયાઓ આચરતા નથી, જેઓ શમ, યમ, સંયમ આદિ ક્રિયામાં મશગુલ છે અને જેઓ સાંસારિક ક્રિયા વિધિથી વિરક્ત છે તે મુનીઓ મ્હારા હૃદયમાં સદાને માટે બિરાજીત થાઓ.

शरीरिणामसुखशतस्य कारणं तपोदयाशमगुणशीलनाशनं । :
जयन्ति ये धृतिबलतोक्षवैरिणं भवन्तु ते यतिवृषभा मुदे मम॥६८१

પ્રાણીઓને સેંકડો દુઃખની જડ અને તપ, દયા, શમ, ગુણ, શીલ આદિ સમસ્ત ગુણોના પ્રણાશક ઇંદ્રિય વિષયો રૂપી શત્રુ પર જે મુનિઓ વિજેતા નીવડ્યા છે તે જીતેંદ્રિય મુનિવૃષભો મ્હારા આનન્દને અર્થે થાઓ.

दृप्तं चित्तं व्रतनियमैरनेकधा विनिर्मलस्थिरसुखहेतुमुत्तमं ।
विधुन्वते झटिति कषायवैरिणो विनाशकानमलधियः स्तुवे गुरून्

અનેક પ્રકારના વ્રત નિયમ આદિ દ્વારા સંચિત થએલ અને અતિ નિર્મલ-વિશુદ્ધ અને નિશ્ચલ સુખ (મોક્ષ સુખ) ના હેતુ ભૂત ઉત્તમ ધર્મને જે કષાયો (ક્રોધ, માન, માયા લોભ) રૂપી શત્રુઓ ક્ષણવારમાં નષ્ટ પ્રાય કરી દે છે તે કષાયના નાશક વિશુદ્ધ બુદ્ધિ ગુરૂઓની હું સ્તવના કરૂં છું.

विनिर्जिता हरिहरवह्निजादयो विभिन्दिता युवतिकटाक्षतोमरैः ।
मनोभुवा परमबलेन येन तं विभिन्दतो नमत गुरून्शमेषुभिः ॥

જે કામદેવે પોતાના અતુલ પ્રતાપથી યુવતિઓના કટાક્ષ રૂપી તોમરોથી (અસ્ત્રવિશેષ ગદા જેવું) હરિહર કાર્તિકેય આદિને ભેદીને પરાસ્ત કીધા છે તે કામદેવને પણ પોતાના સમતારૂપી બાણથી જે મુનિઓએ વિંધી નાંખ્યો છે તેમને મારા નમસ્કાર થાઓ.

न रागिणः क्वचन न रोषदूषिता न मोहिनो भवभयभेदनोद्यताः ।
गृहीतसंमननचरित्रदृष्टयो भवन्तु मे मनसि मुदे तपोधनाः ॥६८४

જેઓ કશા પ્રત્યે રાગ ધરતા નથી, દ્વેષથી દૂષિત નથી, તેમજ મોહ પાશથી મુક્ત છે, ભવભયના બંધ છેદવાને સદા તત્પર છે અને સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રમાં રમણ કરનારા છે તે તપોધન મુનિઓ મ્હારા મનને આલ્હાદને અર્થે થાઓ.

सुखासुखस्वपरवियोगयोगिताप्रियाप्रियव्यपगतजीवितादिभिः ।
भवन्ति ये सममनसस्तपोधना भवन्तु ते मम गुरवो भवच्छिदः॥

જે તપસ્વી ગણ, સુખ અને દુઃખમાં સ્વ અને પર (પોતાનું અને પારકું), (ઇષ્ટ) વિયોગ અને (અનિષ્ટ) સંયોગ, પ્રિય અને અપ્રિય, તેમજ નાશ અને જીવન વિગેરેમાં સમાન બુદ્ધિ રાખનારા છે, તેજ ભવપાશ છેદનારા છે માટે તેજ વાસ્તવમાં મ્હારા ગુરૂ થાઓ.

जिनोदिते वचसि रता वितन्वते तपांसि ये कलिलकलङ्कमुक्तये।
विवेचकाः स्वपरतमस्य तत्त्वतो हरन्तु ते मम दुरितं मुमुक्षवः॥६८६

જે સદા જિનેંદ્રના વચનમાં અચળ શ્રદ્ધા રાખનારા છે, જેઓ કર્મ કલંકથી મુક્તિ પ્રાપ્ત્યર્થે તપ તપે છે, અને જે તાત્વિક દૃષ્ટિએ સ્વ અને પરની વિવેચના કરવામાં પ્રવીણ છે તે મુમુક્ષુ મુનિઓ મ્હારા દુરિત પાપોના હરણ કરો.

ભાવાર્થઃ–કર્મનો ક્ષય એજ મુક્તિ છે અને કર્મ કલંકને દૂર કરવામાં તપ મુખ્ય ભાગ ભજવે છે. તપસા નિર્જરા માટે તપ પણ મોક્ષનું કારણ છે. વળી મુમુક્ષુ જીવનું લક્ષણ બતાવતાં પ્રથમ પાદમાં કવિ જિન વચનમાં અચળ શ્રદ્ધા

અર્થાત્ સમ્યક્ દર્શનની આવશ્યકતા પુરવાર કરે છે. દ્વીતીય પાદમાં મોક્ષનું એક કારણ તપ બતાવી સમ્યક્ ચારિત્રની જરૂરીઆત જણાવે છે અને તૃતીય પદમાં તાત્વિક દૃષ્ટિએ સમ્યક્ જ્ઞાનની આવશ્યકતા બતાવે છે. આ રીતે સમ્યગ્ દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રના ધારક મુમુક્ષુ જીવ છે. આથી सम्यक् दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः આ સૂત્ર આ શ્લોકમાં ફલિતાર્થ થાય છે.

अवन्ति ये जनकसमा मुनीश्वराश्चतुर्विधं गुणमनवद्यवृत्तयः ।
स्वदेहवद्दलितमदाष्टकारयो भवन्तु ते मम गुरवो भवान्तकाः॥६८७

જે મુનીશ્વરો યતિઓના ચતુર્વિધ ગણનું પિતાની સમાન રક્ષણ કરે છે, નિર્મલ ચારિત્રના ધારક હોય છે તેમજ પોતાના શરીરની જેમ આઠે પ્રકારના મદને સમૂલ નષ્ટ કરી દે છે તે સદ્ગુરૂ મ્હારા ભવના વિનાશ કરનારા થાઓ.

ચતુર્વિધ ગણ-દીગંબર મત મુજબ યતિ, મુનિ, રૂષિ અને અનગાર.

वदन्ति ये जिनपतिभाषितं वृषं वृषेश्वराः सकलशरीरिणां हितं ।
भवाब्धितस्तरणमनर्थनाशनं नयन्ति ते शिवपदमाश्रितं जनं ॥

જે ધર્મ નિષ્ઠ મહાત્મા સર્વ પ્રાણીઓને હિતકર જીનેંદ્ર પ્રતિપાદિત શ્રેષ્ઠ ધર્મનો ઉપદેશ કરે છે, તે મુનિ વૃષભો ધર્માશ્રિત જનોને આ સંસાર સાગરથી તારીને અનર્થના ઉચ્છેદક એવા શિવપદની પ્રાપ્તિ કરાવે છે.

तनूभृतां नियमतपोव्रतानि ये दयान्विता ददति समस्तलब्धयः ।
चतुर्विधे विनयपरा गणे सदा दहन्ति ते दुरितवनानि साधवः॥

સમસ્ત લબ્ધિઓના ધારક દયાળુ મુનિઓ પ્રાણીઓને નિયમ, તપ અને વ્રતનો ઉપદેશ આપે છે અને ચતુર્વિધ મુનિગણ પ્રત્યે સદા વિનય પર રહે છે, તે સાધુઓ પાપ રૂપી વનને બાળી ભસ્મીભૂત કરી નાંખે છે.

## પ્રકરણ ૨૮ મું.

### ધર્મ નિરૂપણ.

માલિની

अवति निखिललोकं या पितेवाहतात्मा
दहति दुरितराशिं पावको वेन्धनौघं ।
वितरति शिवसौख्यं हन्ति संसारशत्रुं
विदधति शुभबुद्ध्या तं बुधा धर्ममत्र ॥६९०॥

જે પૂજ્યાત્મા પિતાની જેમ સમસ્ત જીવોનું રક્ષણ કરે છે, અગ્નિની જેમ પાપપુંજરૂપી ઇંધનનો ઢગ બાળીને ભસ્મીભૂત કરી નાંખે છે, સંસારરૂપી શત્રુને હણીને મોક્ષ સુખની પ્રાપ્તિ કરાવે છે, તે ધર્મનો વિદ્વાન્ વર્ગ શુભ બુદ્ધિથી આદર કરે છે.

जननजलधिमज्जज्जन्तु निर्व्याजमित्रं
विदधति जिनधर्मं ये नरा नादरेण ।
कथमपि नरजन्म प्राप्य पापोग्रशान्ते–
र्विमलमणिमनर्घ्यं प्राप्य ते वर्जयन्ति ॥६९१॥

કોઈ પ્રકારે પાપની ઉપશાંતિ-પાપનો ઉપશમ થવાથી દુર્લભ નર જન્મ પ્રાપ્ત થયા છતાં પણ સંસાર સમુદ્રમાં ડુબતાં જીવોને ઉગારવાને નિઃસ્વાર્થી મિત્ર સમાન જિન ધર્મનો જે મનુષ્યો આદર કરતા નથી તે અમૂલ્ય નિર્મલ મણિ હાથમાં આવ્યા છતાં પણ તેને ગુમાવી છે.

ભાવાર્થ—એક તો આ સંસારમાં મનુષ્ય જન્મ પામવો દશ દ્રષ્ટાંતે અતિ દુર્લભ છે તે પણ જ્યારે પુણ્યોદયથી અને પાપના ઉપશમથી મલ્યો તો તે વૃથા ન ગુમાવતાં મોક્ષની પ્રાપ્તિ અર્થે ભવોદધિથી તારવાને સહાયક જિન-ધર્મનો આદર કરવો જોઈએ.

वदति निखिललोकः शब्दमात्रेण धर्मं
विरचयति विचारं जातु नो कोऽपि तस्य ।
व्रजति विविधभेदं शब्दसाम्येऽपि धर्मो
जगति हि गुणतोयं क्षीरवत्तत्त्वतोऽत्र ॥६९२॥

આ સંસારમાં સઘળા મનુષ્ય શબ્દ માત્રથી ધર્મ ધર્મ પુકારે છે, પરંતુ તેમાંનો કોઈ પણ તેની સત્યતા વા-અસત્યતા તરફ જોતો નથી. (વિચાર પણ કરતો નથી) સદ્-ધર્મ અને કુધર્મ બંને ધર્મ શબ્દથી તો સમાન છે પણ તેમાં પરસ્પર અનેક પ્રકારના ભેદ વિભિન્નતા હોય છે. માટે દુધની જેમ જલમિશ્રિત દુધ અને શુદ્ધ દુધ બંને સફેદ તો છે પણ ગુણમાં મ્હોટો ફરક છે તેમ સમ્યક્ ધર્મ અને મિથ્યા ધર્મ બન્નેમાં ધર્મ શબ્દ તો સમાન છે

પણ તેની જ્યારે તત્વની દૃષ્ટિએ પરીક્ષા કરવામાં આવે ત્યારે બન્નેમાં અત્યન્તાંતર માલુમ પડશે.

सततविपयसेवाविह्वलीभूतचित्तः
शिवसुखफलदातृप्राण्यहिंसां विहाय ।
श्रयति पशुवधादि यो नरो धर्ममज्ञः
मपिवति विपमुग्रं सोऽमृतं वै विहाय ॥६९३॥

સતત ઈંદ્રિય વિષય સેવનમાં આસક્ત ચિત્ત મનુષ્યો શિવસુખનું ફલ અર્પનાર એવા શ્રેષ્ઠ અહિંસા ધર્મને છોડીને ધર્મનો મર્મ જાણ્યા વગર ધર્મને નામે પશુવધાદિ હિંસા ધર્મમાં પ્રવૃત્ત થાય છે, તેઓ વાસ્તવમાં અમૃત ત્યજીને ઉગ્ર વિષનું પાન કરે છે.

पशुवधपरयोपिन्मद्यमांसादिसेवा
वितरति यदि धर्मं सर्वकल्याणमूलं ।
निगदत मतिमन्तो जायते केन पुंसां
विविधजनितदुःखा श्वभ्रभूर्निन्दनीया ॥६९४॥

પશુવધ, પરસ્ત્રી ગમન, માંસ ભક્ષણ, મદિરાપાન આદિ પાપકાર્યોથી જો સર્વ કલ્યાણનું મૂલ એવા ધર્મની પ્રાપ્તિ થતી હોય તો હે બુદ્ધિમાનો ! કહો નિન્દનીય અને નાના પ્રકારના દુઃખથી પરિપૂર્ણ નરક મનુષ્યોને કેમ (બીજા કયા કર્મથી) પ્રાપ્ત થાય ? અર્થાત્ પશુ વધાદિ પાપ પૂર્ણ કાર્યો નરકમાં લઈ જનારા છે તેને જો ધર્મ ગણવામાં આવે તો તેનાથી વિશેષ નર નીન્દનીય કાર્ય એવું કયું છે કે જે કાર્યથી મનુષ્ય નરકમાં જાય.

विचरति गिरिराजो जायते शीतलोऽग्नि-
स्तरति पयसि शैलः स्याच्छशी तीव्रतेजाः ।
उदयति दिशि भानुः पश्चिमायां कदाचि-
न्न तु भवति कदाचिज्जीवघातेन धर्मः ॥६९५॥

એક વખત ધારો કે ગિરિરાજ હિમાલય ચલાયમાન થાય, અગ્નિ શીતલ બની જાય, પાણીમાં પત્થર તરે, ચંદ્રમા પ્રચંડ ઉષ્ણતા ધારણ કરે, સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદય પામે (આ સર્વ નહિ બનવા યોગ્ય વિરૂદ્ધ ધર્મવાલા કાર્યો કદાચિત્ બને) પરંતુ જીવ હિંસાથી કદી પણ ધર્મ થતો નથી.

विगलितधिषणोऽसावेकदा हन्ति जीवा-
न्वदति वितथवाक्यं द्रव्यमन्यस्य लाति ।
परयुवतिमुपास्ते सङ्गमङ्गीकरोति
भवति न वृषमात्रोऽप्यत्र सन्तो वदन्ति ॥६९६॥

સજ્જનો પુકારીને કહે છે કે ગત બુદ્ધિ મનુષ્ય એક વાર પણ જો જીવઘાત કરે, મિથ્યા વચન બોલે, પરદ્રવ્ય હરે, પરસ્ત્રી સંગ કરે, અને પરિગ્રહ અંગીકાર કરે તેને લવલેશ પણ ધર્મ થતો નથી, બલ્કે પાપોપાર્જન તો થાય છે.

નોટ—હિંસા, મૃષાવાદ, ચોરી, પરસ્ત્રી સંગ અને પરિગ્રહત્વ આ પાંચે પાપ છે તેના સેવનથી લેશ માત્ર પણ ધર્મ થતો નથી.

अतिकुपितमनस्के कोऽपि निष्पत्तिहेतुं
विदधति सति शत्रोर्विक्रियां चित्ररूपां ।
वदति वचनमुच्चैर्दुःश्रवं कर्कशादि
कलुषविकलता या तां क्षमां वर्णयन्ति ॥६९७॥

**ક્ષમા.**

જો કોઈ ક્રોધાવેશમાં આવી જઇ શત્રુની માફક વિચિત્ર વિરૂપ ચેષ્ટાઓ કરે અને નહિ સાંભળી શકાય તેવા કર્ણકટુ કર્કશ વચનો બોલે, ગાલી ગલોચ કરે, (ગાલી પ્રદાન કરે) ત્યારે તેની પ્રતિ કોપોત્પાદક કારણ છતાં પણ મનના પરિણામોને કલુષતા ન પામવા દેવી, તેનેજ ક્ષમા કહેવામાં આવે છે.

व्रतकुलबलजातिज्ञानविज्ञानरूप-
प्रभृतिजमदमुक्तिर्या विनीतस्य साधोः ।
अनुपमगुणराशेः शीलचारित्रभाजः
प्रणिगदति विनीता मार्दवत्वं मुनीन्द्राः ॥६९८॥

**માર્દવ.**

અનુપમ ગુણ ગણના ધારક, શીલ અને ચારિત્રવાન, વિનય શીલ મુનિઓનું વ્રત, કુલ, બલ, જાતિ, જ્ઞાન, વિજ્ઞાન, અને રૂપ આદિથી જાયમાન અષ્ટ પ્રકારના મદથી મુક્ત રહેવા પણું, તેને વિનયવાન મુનીંદ્રો માર્દવ કહે છે.

ભાવાર્થ—વ્રત, કુલ, બલ, જાતિ, જ્ઞાન, વિજ્ઞાન અને રૂપ આદિથી મુક્ત રહેવા પણું તેને વિનયવાન મુનીંદ્રો

અનુપમ ગુણ ગણના ધારક શીલ અને ચારિત્રવાન વિનીત મુનિઓનો આર્દવ ધર્મ કહે છે.

कपटशतनदीष्णैर्वैरिभिर्वञ्चितोऽपि
निकृतिकरणदक्षोऽप्यत्र संसारभीरुः ।
तनुवचनमनोभिर्वक्रतां यो न याति
गतमलमृजुमानं तस्य साधोर्वदन्ति ॥६९९॥

આર્જવ.

સેંકડો છલ કપટમાં નિપુણ વૈરિઓથી ઠગાયા છતાં પણ સ્વયં છલ કપટની વિદ્યામાં પ્રવીણ હોય તો પણ જ્યારે ભવ ભીરૂ મનુષ્ય મન વચન અને કાયાથી જરાએ વક્રતા કરતો નથી, મુનિના તે ગુણને શુદ્ધ નિર્દોષ આર્જવ ગુણ કહેવાય છે.

ભાવાર્થ—ક્રોધ, માન અને માયાના કરવાના કારણ-સદ્ભાવ છતાં તેમજ પોતે પણ તે કરવામાં સમર્થ હોવા છતાં (અને નહિ કે અસમર્થો ભવેત્ સાધુ) પણ તેનાથી મુક્ત રહેવું, તેને તેના પ્રતિકાર રૂપ ગુણને ક્ષમા માર્દવ અને આર્જવ કહેવામાં આવે છે.

मदमदनकपायभीतिभूत्यादिभूतं
विनयमवितथं च प्राणिवर्गोपितापि ।
श्रवणकटु विमुच्य श्रापदेभ्यो हितं य-
द्वचनमवितथं तत्कथ्यते सत्यबोधैः ॥७००॥

## સત્ય ધર્મ.

કામ, ક્રોધ, મદ, મોહ, માન, માયા, લોભ, પ્રીતિ, વિભૂતિ આદિ જનિત પ્રાણિ વર્ગને ઉપતાપ કરનાર, શ્રવણ કટુ તથ્યાતથ્ય (કાંઈક સત્ય અને કાંઈક અસત્ય એવા મિશ્ર) પ્રયોગ રહિત પશુ વર્ગને પણ હિતકર, જે વચન, તેને સત્ય વક્તા સજ્જનો સત્ય શબ્દથી સંબોધે છે.

दहति झटिति लोभो लाभतो वर्धमान–
स्तृणचयमिव वह्निर्यत्सुखं देहभाजां ।
व्रतगुणशमशीलध्वंसिनस्तस्य नाशः
प्रणिगदति मुमुक्षोः साधवः साधुशौचं ॥७०१॥

## શૌચ ધર્મ.

ઇંધનના યોગથી પ્રવર્ધમાન અગ્નિ જેમ તૃણ રાશિને ક્ષણવારમાં બાળી ભસ્મ કરી નાંખે છે, તેમ લોભ પણ (લાભથી પ્રવર્ધમાન, જેમ જેમ લાભ મળતો જાય છે તેમ તેમ લોભ વૃદ્ધિ પામતો જાય છે) મનુષ્યોના સુખ, ચારિત્ર, ગુણ, શીલ અને સમતાને ક્ષણેકમાં ભસ્મીભૂત કરી નાંખે છે. તે લોભના નાશને સાધુઓ મુમુક્ષુ મુનિઓનો શ્રેષ્ઠ શૌચ ધર્મથી ઉદ્દેશે છે.

विपयविरतियुक्तिर्या जिताक्षस्य साधो–
र्निखिलतनुमतां यद्रक्षणं स्यात्रिधापि ।
तदुभयमनवद्यं संयमं वर्णयन्ते
मननर विमरीचिध्वस्त मोहान्धकाराः ॥७०२॥

### સંયમ.

ઇંદ્રિય વિષયોથી જે વિરક્તિ અને સર્વ પ્રાણીઓની મન, વચન અને કાયાવડે જે રક્ષા આ બંને જીતેંદ્રીય મુનિઓનો નિર્દોષ **સંયમ ધર્મ** છે, એમ જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશવડે જેણે મોહરૂપી અંધકારનો નાશ કીધો છે એવા મુનીશ્વરો કહે છે.

गलितनिखिलसङ्गोऽनङ्गलङ्घप्रवीणो
 विमलमनसि पूतं कर्मनिर्नाशनाय ।
चरति चरितमर्च्यं संयतो यन्मुमुक्षु-
 र्मथितमुकृतमान्द्यस्तत्तपोवर्णयन्ति ॥७०३॥

### તપ ધર્મ.

અખિલ પરિગ્રહથી મુક્ત અને અનંગના સંગથી રહિત એવા મુમુક્ષુ સંયતિ (પોતાના શુભાશુભ) કર્મ દહનાર્થે પોતાના રાગદ્વેષ રહિત વિશુદ્ધ ચિત્તમાં જે પવિત્ર પૂજ્ય આચરણ આચરે છે તેને, પુણ્યની મંદતાનો નાશ કીધો છે જેણે એવા મુનિ, પ્રવરં તપ કહે છે.

जिनगदितमनर्थध्वंसि शास्त्रं विचित्रं
 परममृतसमं यत्सर्वसत्त्वोपकारि ।
प्रकटनमिह तस्य प्राणिनां यद्दुरपाय
 तमभिदधति शान्तास्त्यागधर्मं यतीन्द्राः ॥७०४॥

### ત્યાગધર્મ.

અનર્થનો નાશ કરનાર, અનન્ય અમૃતસમ અને સર્વ પ્રાણીઓને હિતકર, સર્વજ્ઞ જિનેશ્વરદ્વારા પ્રતિપાદિત શાસ્ત્રનું

પ્રાણીઓને ધર્મ તરફ આકર્ષવાને માટે જે પ્રકટન (ઉપદેશ આદિદ્વારા જે પ્રસિદ્ધિ) તેને શાંત રસમાં નિમગ્ન યતિવરો **ત્યાગધર્મ** નામે સંબોધે છે.

यदिह जहति जीवाजीवजीवोऽत्थमेदा-
त्त्रिविधमपि मुनीन्द्राः सङ्गमङ्गेऽप्यसङ्गाः ।
जननमरणभीता जन्तुरक्षानदीष्णा
गतमलमनसस्तत्स्यात्सदाकिंचनत्वं ॥७०५॥

### આકિંચન્ય

જન્મ મરણ રૂપી સંસારચક્રથી ભય પામેલા, પોતાના શરીર માટે પણ મોહ મમતા રહિત, સર્વ પ્રાણીઓની રક્ષા કરવામાં તત્પર મહા મુનિઓ જે-સચિત્, અચિત્ અને મિશ્ર-એવા ત્રણ પ્રકારના પરિગ્રહનો સર્વથા ત્યાગ કરે છે તે નિષ્પાપ પવિત્ર મનના ધારક મુનિઓનો આકિંચન્ય નામે ધર્મ છે.

वरतनुरतिमुक्तेर्वीक्ष्यमाणस्य नारीः
स्वसृदुहितृसवित्रीसंनिभाः सर्वदैव ।
जननमरणभीतेः कूर्मवत्संवृतस्य
गुरुकुलवसतिर्या ब्रह्मचर्यं तदाहुः ॥७०६॥

### બ્રહ્મચર્ય ધર્મ.

તન્વંગી સુંદરીમાં પણ રાગથી મુક્ત સમસ્ત નારીઓને પોતાની મા, બ્હેન અને પુત્રી સમાન સદા ગણનાર જન્મ મરણના ચકાવાથી ભીતિ પામેલા અને કાચબાની જેમ અંગોપાંગ સંકોચી રાખનાર મુનિઓનો ગુરૂકુલવાસ તેજ બ્રહ્મચર્ય ધર્મ છે.

जननमरणभीतिध्यानविध्वंसदक्षं
कपितनिखिलदोषं भूषणं देहभाजां ।
इति दशविधमेनं धर्ममनोविमुक्ता
विदितभुवनतत्त्वा वर्णयन्ते जिनेन्द्राः ॥७०७॥

જન્મ મરણની ભીતિનો ઉચ્છેદક, આર્ત રૌદ્ર ધ્યાનનો નાશક, સકલદોષનો અપહર્તા અને મનુષ્યોને ભૂષણ રૂપ, (ઉપરોક્ત શ્લોક ૬૯૭ થી ૭૦૬–૧ ક્ષમા, ૨ માર્દવ, ૩ આર્જવ, ૪ સત્ય, ૫ શૌચ, ૬ સંયમ, ૭ તપ, ૮ ત્યાગ ૯ આકિંચન્ય અને ૧૦ બ્રહ્મચર્ય) દશ પ્રકારનો યતિધર્મ પાપરજથી વિમુક્ત, ત્રિભુવનના તત્ત્વોના જ્ઞાતા, સર્વજ્ઞ જિનેંદ્ર પ્રભુએ વર્ણવેલ છે.

हरति जननदुःखं मुक्तिसौख्यं विधत्ते
रचयति शुभबुद्धिं पापबुद्धिं धुनीते ।
अवति सकलजन्तून्कर्मशत्रून्निहन्ति
प्रशमयति मनोयस्तं बुधा धर्ममाहुः ॥७०८॥

**ધર્મ કોને કહેવો.**

જે જન્મ મરણના દુઃખને દૂર કરે છે, મુક્તિ સુખનું પ્રદાન કરે છે, શુભ અને શુદ્ધ બુદ્ધિનો આવિષ્કાર કરાવે છે, પાપ બુદ્ધિને પરાસ્ત કરે છે, સર્વ જીવોનું રક્ષણ કરે છે, કર્મ શત્રુને હણી નાંખે છે, અને મનને પ્રશાન્ત કરે છે, તેને વિદ્વજ્જનો ધર્મ કહે છે.

विषयरतिविमुक्तिर्यत्र दानानुरक्तिः
शमयमदमशक्तिर्मन्मथारातिभक्तिः ।

जननमरणभीतिर्दंपरागावधूति-
भंजति तमिह धर्मं कर्मनिर्मूलनाय ॥७०९॥

જે ધર્મથી ઇંદ્રિય ભોગોથી વિરક્તિ થાય છે, દાન કરવામાં આસક્તિ થાય છે, શમ યમ અને દમ ધારણ કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે, કામ રૂપી શત્રુનો સંહાર થાય છે, જન્મ જરાની ભીતિ પ્રદીપ્ત થાય છે અને રાગ અને દ્વેષ નષ્ટ થાય છે, તેજ ધર્મનું આરાધન કર્મને જડ-મૂળથી ઉખેડી નાંખવાને માટે કરવું જોઈએ.

गुणितनुभृति तुष्टिं मित्रतां शत्रुवर्गे
गुरुचरणविनीतिं तत्त्वमार्गप्रणीतिं ।
जिनपतिपदभक्तिं दूषणानां तु मुक्तिं
विदधति सति जन्तौ धर्ममुत्कृष्टमाहुः ॥७१०॥

જે ધર્મના સેવનથી ગુણીજન જોઈ સંતોષ થાય છે, શત્રુ પ્રત્યે મિત્ર ભાવનું આચરણ થાય છે સદ્‌ગુરૂના ચરણમાં નમન કરવાની બુદ્ધિ થાય છે, તત્ત્વ માર્ગને વિષે દ્રઢ શ્રદ્ધા પ્રાપ્ત થાય છે, જિનેશ્વર પ્રભુના ચરણારવિંદની ભક્તિપુર્વક સેવાનો સંચાર થાય છે અને દૂષણોથી રહિત થવાય છે તેજ ઉત્તમ પ્રકારનો ધર્મ કહેવાય છે.

मनति मनसि यः सज्ज्ञानचारित्रदृष्टीः
शिवपदसुखहेतून्दीर्घसंसारसेतून् ।
परिहरति च मिथ्याज्ञानचारित्रदृष्टी
र्भवति विगतदोषस्तस्य मर्त्यस्य धर्मः ॥७११॥

જે પુરૂષ પોતાના અભીષ્ટ પદાર્થના વિયોગથી અને ઈષ્ટજનના મૃત્યુથી પોતાના ડાબા હાથ ઉપર લમણાને ટેકવી શોક કરે છે તે મૂઢ ઘરમાં આગ લાગ્યા પછી કુવો ખોદે છે.

ભાવાર્થ–જેમ આગ લાગ્યા પછી કુવો ખોદવો વ્યર્થ છે તેમ ઇષ્ટવિયોગ થયા પછી શોચ કરવો પણ નિર્થક છે.

यदि रक्षणमन्यजनस्य भवेद्यदि कोऽपि करोति बुधः स्तवनं ।
यदि किंचन सौख्यमथ स्वतनोर्यदि कश्चन तस्य गुणो भवति ॥
यदि वाऽऽगमनं कुरुतेऽत्र मृतः सगुणं भुवि शोचनमस्य तदा ।
त्रिगुणं विमना बहु शोचति यो विगुणां स दशां लभते मनुजः॥

શોક કરવાથી જો અન્ય મનુષ્યોની રક્ષા થાય, અથવા શોક કરનારની કોઇ બુદ્ધિશાલી પ્રશંસા કરે, વા શોક કરનારને પોતાના શરીરને કાંઈ સુખ થાય, અથવા શોક કરવાથી કોઇ સદ્‌ગુણની પ્રાપ્તિ થાય, અથવા શોક કરવાથી મુએલા સજીવન થઈ પાછા આવે તો તો તે મનુષ્યનો શોક કરવો પણ સાર્થક છે. પરંતુ આ માંહેલું તો કાંઇ બનતું નથી તેથી શૂન્ય ચિત્તે જે માણસ વ્યર્થ બહુ શોક કરે છે તે નિર્ગુણ દશાને પ્રાપ્ત થાય છે.

पथि पान्थगणस्य यथा व्रजतो भवति स्थितिरस्थितिरेव तरौ ।
जननाध्वनि जीवगणस्य तथा जननं मरणं च सदैव कुले॥७२०॥

જેમ રસ્તે ચાલતા વટેમાર્ગુઓ ઝાડ નીચે થોડીવાર બેસી ત્યાંથી પાછી ચાલતી પકડે છે તેમ સંસાર માર્ગમાં ભ્રમણ કરતા જીવ મુસાફરો એક કુલમાં જન્મ લઇ

આયુષ્ય પૂર્ણ થયે ત્યાંથી ચાલી નીકળે છે. (અર્થાત્ મૃત્યુ વશ થાય છે.)

बहुदेशसमागतपान्थगणः प्लवमेकमिवैति नदीतरणे ।
बहुदेशसमागतजन्तुगणः कुलमेति पुनः स्वकृतेन भवे ॥७२१॥

જેમ અનેક જુદા જુદા દેશોથી આવેલા વટેમાર્ગુઓ નદી ઉતરવાને એકજ નાવમાં બેસી નદી પાર થાય છે (અને ત્યાંથી સ્વકાર્યાનુસાર પોતાને રસ્તે પડે છે) તેમ પૂર્વોપાર્જીત કર્મના ઉદયથી અનેક દેશ દેશાંતરથી આવેલા જીવ મુસાફરો આ પૃથ્વીતલ પર એક કુલમાં ઉત્પન્ન થાય છે. (અને આયુષ્યના અંતે મરીને સ્વકર્માનુસાર જ્યાં ત્યાં ચાલ્યા જાય છે.)

हरिणस्य यथा भ्रमतो गहने शरणं न हरेः पतितस्य मुखे ।
समवर्तिमुखे पतितस्य तथा शरणं वत कोऽपि न देहवतः॥७२२॥

જેમ ગાઢ વનમાં ભ્રમણ કરતાં હરણીઆને સિંહના પંઆમાં સપડાયા પછી કોઈ શરણ નથી (બચાવવાને કોઈ શક્તિમાન નથી) તેમ સંસારરૂપી ગહન વનમાં ભ્રમણ કરતાં પ્રાણીને પણ કાલના મુખમાં પડયા પછી કોઇ શરણ નથી, બચાવવાને કોઈ સમર્થ નથી.

सगुणं विगुणं सधनं विधनं सवृष्टं विरूपं तरुणं च शिशुं ।
वनमध्यगताग्निसमोऽकरुणः समवर्तिनृपो न परित्यजति॥७२३॥

વનમાં લાગેલા દાવાનલ સમાન નિર્દયી યમરાજ, શું ગુણી કે શું નિર્ગુણી, શું ધની કે શું નિર્ધન, શું ધર્મી કે શું પાપી, શું યુવા કે શું બાલ, કોઇને પણ છોડતો નથી.

અનંત સંસારનું ઉલ્લંઘન કરવાને સેતુરૂપ અને શિવસુખનું કારણ સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન, અને સમ્યક્ ચારિત્ર છે એમ જે મનુષ્ય હૃદય પૂર્વક માને છે તથા મિથ્યા દર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યા ચારિત્રનો સર્વથા પરિહાર કરે છે તે મનુષ્યને નિર્મલ શુદ્ધ ધર્મની પ્રાપ્તિ થાય છે.

---

## પ્રકરણ ૨૯ મું.

---

## શોક નિરાકરણ નિરૂપણ

તોટક છંદ

*पुरुषस्य विनश्यति येन सुखं वपुरेति कृशत्वमुपैत्यचलं ।*
*मृतिमिच्छति मूर्च्छति शोकवशस्त्यजतैनमतस्त्रिविधेनबुधाः ।७१२*

જે શોકને વશ પડવાથી મનુષ્યના સુખનો નાશ થાય થાય છે. શરીર દુર્બલ થાય છે, નિર્બળતા પગદંડો જમાવે છે, મૂર્છા આવે છે અને મરણને શરણ થવાની પ્રબલ ઇચ્છા ઉભરાઈ ઉઠે છે ( પાઠાંતર મરણ પણ પ્રાપ્ત થાય છે ) તેથી હે બુદ્ધજનો !, શોકને મન, વચન અને કાયાથી ત્યાજ્ય ગણો.

*वितनोति वचः करुणं विमना विधुनोति करौ चरणौ च भृशं।*
*रमते न गृहे न वने न जने पुरुषः कुरुते न किमत्र शुचा ।।७१३*

શોકને વશ પડેલો મનુષ્ય નિર્મનસ્ક થઈ જાય છે. દીન વચન બોલે છે, હાથ પગ જોરથી પછાડે છે, અને

ઘરમાં, વનમાં કે સ્વજન પરજનમાં કોઈ સ્થળમાં તેને શાંતિ મળતી નથી. અર્થાત્ શોકથી મનુષ્ય શું નથી કરતો ?

उदितः समयः श्रयतेऽस्तमयं कृतकः सकलो लभते विलयं।
सकलानि फलानि पतन्ति तरोः सकला जलधिं समुपैति नदी॥
सकलं सरसं शुषिमेति यथा सकलः पुरुषो मृतिमेति तथा।
मनसेति विचिन्त्य बुधो न शुचं विदधाति मनागपि तत्त्वरुचिः॥

ઉદય પામેલો દિવસ (સમય) અવશ્ય અસ્ત થાય છે, જેની ઉત્પત્તિ છે તે સર્વનો અવશ્ય વિનાશ છે, વૃક્ષ પરના સઘળાં ફળો અવશ્ય ખરી પડે છે, સમસ્ત નદીઓ સમુદ્રને જઈ મળે છે, અને જે જે રસાદ્ર છે તે અવશ્ય શોષાઇ જાય છે, તેમ જે મનુષ્ય જન્મ ધારણ કરે છે તે અવશ્ય મૃત્યુવશ થાય છે એમ (સંસારની આ ઉત્પત્તિનો નાશ યુક્ત સ્થિતિનો) મનથી વિચાર કરી તત્ત્વ રૂચિ બુદ્ધજન જરાએ શોક કરતા નથી.

स्वजनोऽन्यजनः कुरुते न सुखं न धनं न वृषो विषयो न भवेत्।
विमतेः स्वहितस्य शुचा भविनः स्तुतिमस्य न कोऽपि करोतिबुधः॥

સ્વહિત પ્રત્યે વિમૂઢ શોક ગ્રસ્ત મનુષ્ય સ્વજનમાં કે પરજનમાં આનન્દ મેળવી શકતો નથી, તેમજ ધન ધર્મ કે ઈંદ્રિય વિષયો તેને શાંતિકર લાગતાં નથી અને તેથી (કોઈ કાર્ય માટે ઉપયોગી ન રહેવા માટે) સજ્જન લોક તેની પ્રસંશા કરતા નથી.

स्वकरार्पितवामकपोलतलो विगते च मृते च तनोति शुचं।
भुवि यः सदने दहनेन हते खनतीह स कूपमपास्तमतिः ॥७१७॥

જે પુરૂષ પોતાના અભીષ્ટ પદાર્થના વિયોગથી અને ઇષ્ટજનના મૃત્યુથી પોતાના ડાબા હાથ ઉપર લમણાને ટેકવી શોક કરે છે તે મૂઢ ઘરમાં આગ લાગ્યા પછી કુવો ખોદે છે.

ભાવાર્થ–જેમ આગ લાગ્યા પછી કુવો ખોદવો વ્યર્થ છે તેમ ઇષ્ટવિયોગ થયા પછી શોચ કરવો પણ નિર્થક છે.

यदि रक्षणमन्यजनस्य भवेद्यदि कोऽपि करोति बुधः स्तवनं ।
यदि किंचन सौख्यमथ स्वतनोर्यदि कश्चन तस्य गुणो भवति ॥
यदि वाऽऽगमनं कुरुतेऽत्र मृतः सगुणं भुवि शोचनमस्य तदा ।
विगुणं विमना बहु शोचति यो विगुणां स दशां लभते मनुजः॥

શોક કરવાથી જો અન્ય મનુષ્યોની રક્ષા થાય, અથવા શોક કરનારની કોઇ બુદ્ધિશાલી પ્રશંસા કરે, વા શોક કરનારને પોતાના શરીરને કાંઈ સુખ થાય, અથવા શોક કરવાથી કોઇ સદ્દગુણની પ્રાપ્તિ થાય, અથવા શોક કરવાથી મુએલા સજીવન થઈ પાછા આવે તો તો તે મનુષ્યનો શોક કરવો પણ સાર્થક છે. પરંતુ આ માંહેલું તો કાંઇ બનતું નથી તેથી શૂન્ય ચિત્તે જે માણસ વ્યર્થ બહુ શોક કરે છે તે નિર્ગુણ દશાને પ્રાપ્ત થાય છે.

पथि पान्थगणस्य यथा व्रजतो भवति स्थितिअस्थितिरेव तरौ ।
जननाध्वनि जीवगणस्य तथा जननं मरणं च सदैव कुले॥७२०॥

જેમ રસ્તે ચાલતા વટેમાર્ગુઓ ઝાડ નીચે થોડીવાર બેસી ત્યાંથી પાછી ચાલતી પકડે છે તેમ સંસાર માર્ગમાં ભ્રમણ કરતા જીવ મુસાફરો એક કુલમાં જન્મ લઇ

આયુષ્ય પૂર્ણ થયે ત્યાંથી ચાલી નીકળે છે. (અર્થાત્ મૃત્યુ વશ થાય છે.)

बहुदेशसमागतपान्थगणः प्लवमेकमिवैति नदीतरणे ।
बहुदेशसमागतजन्तुगणः कुलमेति पुनः स्वकृतेन भवे ॥७२१॥

જેમ અનેક જુદા જુદા દેશોથી આવેલા વટેમાર્ગુઓ નદી ઉતરવાને એકજ નાવમાં બેસી નદી પાર થાય છે (અને ત્યાંથી સ્વકાર્યાનુસાર પોતાને રસ્તે પડે છે) તેમ પૂર્વોપાર્જીત કર્મના ઉદયથી અનેક દેશ દેશાંતરથી આવેલા જીવ મુસાફરો આ પૃથ્વીતલ પર એક કુલમાં ઉત્પન્ન થાય છે. (અને આયુષ્યના અંતે મરીને સ્વકર્માનુસાર જ્યાં ત્યાં ચાલ્યા જાય છે.)

हरिणस्य यथा भ्रमतो गहने शरणं न हरेः पतितस्य मुखे ।
समवर्तिमुखे पतितस्य तथा शरणं वत कोऽपि न देहवतः॥७२२॥

જેમ ગાઢ વનમાં ભ્રમણ કરતાં હરણીઆને સિંહના પંઝામાં સપડાયા પછી કોઈ શરણ નથી (બચાવવાને કોઈ શક્તિમાન નથી) તેમ સંસારરૂપી ગહન વનમાં ભ્રમણ કરતાં પ્રાણીને પણ કાલના મુખમાં પડયા પછી કોઇ શરણ નથી, બચાવવાને કોઈ સમર્થ નથી.

सगुणं विगुणं सधनं विधनं सदृप्तं विदृप्तं तरुणं च शिशुं ।
वनमध्यगताग्निसमोऽकरुणः समवर्तिनृपो न परित्यजति॥७२३॥

વનમાં લાગેલા દાવાનલ સમાન નિર્દયી યમરાજ, શું ગુણી કે શું નિર્ગુણી, શું ધની કે શું નિર્ધન, શું ધર્મી કે શું પાપી, શું યુવા કે શું બાલ, કોઇને પણ છોડતો નથી.

ભાવાર્થ—જેમ વનમાં લાગેલો દાવાનલ સુકાં લીલા કોઇને પણ છોડતો નથી, સહુ કોઇને બાળી ભસ્મ કરી નાંખે છે તેમ સંસાર રૂપી વનમા દાવાનલ સમાન નિર્દયી યમરાજ, રાય કે રંક જે કોઈ હોય તેમ કોઈને પણ છોડતો નથી.

भुवि यान्ति हयद्विपमर्त्यजना गगने शकुनिग्रहशीतकराः ।
जलजन्तुगणाश्च जले वलवान्समवर्तिविभुर्निखिले भुवने॥७२४॥

હાથી, ઘોડા, મનુષ્ય આદિ તો કેવળ જમીન પરજ ચાલી શકે છે, પક્ષી, ગ્રહ, ચંદ્ર વિગેરે માત્ર આકાશમાંજ ગમન કરી શકે છે, જ્યારે જલના જીવો માત્ર જલમાંજ વિહાર કરી શકે છે, પરંતુ એક યમરાજ એવો બલવાન છે કે અખિલ ભુવનમાં, જલનાં સ્થલમાં કે ગગનમાં–સર્વત્ર અપ્રતિહતપણે ગમન કરી શકે છે.

विषयः स समस्ति न यत्र रविर्न शशी न शिखी पवनो न तथा।
न स कोऽपि न यत्र कृतान्तनृपः सकलाङ्गिविनाशकरः प्रबलः॥

સંસારમાં એવા દેશ અસ્તિ ધરાવે છે કે જ્યાં રવિ, શશી, અગ્નિ કે પવન પહોંચી શકતા નથી, પરંતુ એવો એક પણ દેશ નથી કે જ્યાં સકલ પ્રાણીઓનો વિનાશક પ્રબલ કૃતાંતરાજ (યમરાજ) પહોંચી ન શકતો હોય.

નોટ–અધોલોકમાં નરકમાં ચંદ્ર સૂર્ય અગ્નિ કે વાયુનો સંચાર નથી પણ યમરાજની આણ તો અપ્રતિહતપણે વર્ત્તી રહે છે.

इति तत्त्वधियः परिचिन्त्य बुधाः सकलस्य जनस्य विनश्वरतां।
न मनागपि चेतसि संदधते शुचमङ्गयशःसुखनाशकरं ॥७२६॥

આ રીતે સમસ્ત પદાર્થોના જ્ઞાતા વિદ્વજ્જન સકલ પ્રાણીઓની વિનશ્વરતાનો વિચાર કરી શરીર, યશ અને સુખનો નાશ કરનાર શોકને પોતાના ચિત્તને વિષે લગીર પણ સંચાર પામવા દેતા નથી.

धनपुत्रकलत्रवियोगकरो धनपुत्रकलत्रवियोगमिह ।
लभते मनसेति विचिन्त्य बुधः परिमुञ्चतुशोकमनर्थकरं ॥७२७॥

જે મનુષ્યે પૂર્વ ભવમાં ધન, પુત્ર, સ્ત્રી આદિથી કોઇને વિયોગ કરાવ્યો હશે તે મનુષ્યને તત્કર્માનુસાર પોતાના ધન, પુત્ર, સ્ત્રી આદિથી વિયોગ થાય છે, માટે હે વિદ્વાનો ! મનથી આ વિચાર કરી મહા અનર્થકારી (ધન, પુત્ર, સ્ત્રી આદિ ઇષ્ટ વિયોગથી ભયવાન) શોકને સદાને માટે ત્યજી દ્યો.

यदि पुण्यशरीरसुखे लभते यदि शोककृतौ पुनरेति मृतः ।
यदि वास्य मृतौ स्वमृति न भवेत् पुरुषस्य शुचात्र तदा सफलं ॥

જો કદી શોક કરવાથી મનુષ્યને પુણ્ય અને શરીર સુખની પ્રાપ્તિ થતી હોય, મુએલા સજીવન થઇ પાછા આવતા હોય અગર (પાઠાંતર તેના મરણથી પોતાનું મરણ જાણે ન થવાનું હોય) તો તે મનુષ્યને શોક કરવો સફલ ગણાય. (પરંતુ આ વાત બનવી અસંભવ છે માટે શોક કરવો વ્યર્થ છે).

अनुशोचनमस्तविचारमना विगतस्य मृतस्य च यः कुरुते ।
स गते सलिले तनुते वरणं भुजंगस्य गतस्य गतिः क्षिपति॥७२९॥

જે મંદ અક્કલ મૂઢ મનુષ્ય વિનષ્ટ પદાર્થનો અગર મૃત્યુ પામેલા ઇષ્ટ જનનો શોચ કરે છે તે વાસ્તવમાં પૂર

ગયા પછી પાર બાંધે છે અને ચાલી ગયેલા સર્પના લીસોટા પર પીટ પાડે છે.

सुरवर्त्म स मुष्टिहतं कुरुते सिकतोत्करपीडनमात्तनुते ।
श्रममात्मगतं न विचिन्त्य नरो भुवि शोचति यो मृतमस्तमतिः

જે મૂઢમતિ મનુષ્ય આ સંસારમાં પોતાના મરણ પામેલા ઇષ્ટ જન માટે શોક કરે છે તે વાસ્તવમાં પોતાના પરિશ્રમનો કાંપ ખ્યાલ ન કરી, આકાશને પોતાની મુષ્ટિથી પ્રહાર કરનાર અને રેતી પીલી તેલ કાઢવા ઇચ્છા રાખનાર મૂર્ખ જનની સમાન છે.

त्यजति स्वयमेव शुचं प्रवरः सुवचः श्रवणेन न मध्यमनाः ।
निखिलाङ्गिविनाशकशोकहतो मरणं समुपैति जघन्यजनः ॥

ઉત્તમ જનો પોતાની મેળે શોક ત્યજે છે, મધ્યમ જનો સદુપદેશના શ્રવણથી ત્યજે છે, જ્યારે કનિષ્ટ મનુષ્ય અખિલ પ્રાણીવર્ગનો વિનાશક એવા શોકને વશ વર્તી પ્રાણ ગુમાવે છે.

स्वयमेव विनश्यति शोककलिर्जननस्थितिभङ्गविदो गुणिनः ।
नयनोत्थजलेन च मध्यधियो मरणेन जघन्यमतेर्भविनः॥७३२॥

ઉત્પત્તિ, સ્થિતિ અને લયની પરિપાટીને સમજનાર ગુણીજનનો શોક તો સ્વયં નષ્ટ થઈ જાય છે અને મધ્યમ બુદ્ધિ મનુષ્યનો શોક આંખમાંથી બે ચાર અશ્રુ ખાળવાથી શાંત થાય છે પરંતુ અધમ બુદ્ધિ મનુષ્યનો શોક તો મરણ સાથેજ જાય છે.

विनिहन्ति शिरो वपुरार्तमना बहु रोदिति दीनवचाः कुशलः।
कुरुते मरणार्थमनेकविधि पुरुशोकसमाकुलधीररवः ॥७३३॥

અતિ શોકથી વિહ્‌વલ બનેલો મનુષ્ય શરીર અને માથું કુટી નાંખે છે, અતિ દીન વચનો બોલે અને આવી રીતે મૃત્યુ સમીપ થવાની (મરણ સંનિકૃષ્ટ થવાની– પ્રાણ ગુમાવવાની) અનેક ચેષ્ટાઓ કરે છે.

बहुरोदनताम्रतराक्षियुगः परिरूक्षशिरोरुहभीमतनुः ।
कुरुते सकलस्य जनस्य शुचा पुरुषो भयमत्र पिशाचसमः ॥

શોક ગ્રસ્ત પુરૂષની આંખો રોઇ રોઈને લાલ થાય છે, બાલ વિખરાએલા અને નિસ્તેજ થવાથી શરીર ભયાનક થઈ જાય છે આ રીતે તે સમસ્ત દુનીઆને પિશાચ ગ્રસ્ત મનુષ્યની સમાન ભયાનક લાગે છે.

परिधावति रोदिति पूत्कुरुते पतति स्खलति त्यजते वसनं ।
व्यथते श्लथते लभते न सुखं गुरुशोकपिशाचवशो मनुजः ॥७३५॥

પ્રબલ શોક રૂપી પિશાચને વશ વર્તી જીવ આમ તેમ દોડે છે, રૂદન કરે છે, પોકે પોક મુકી રોય છે, પછાડી ખાય છે, ઠોકર ખાતો ચાલે છે, કપડા ત્યજે છે, દુઃખ પામે છે, શ્લથીભૂત થાય છે અને કશામાં સુખ મેળવી શકતો નથી. ૭૩૫

क्व जपः क्व तपः क्व सुखं क्व शमः क्व यमः क्व दमः क्व समाधिविधिः ।
क्व धनं क्व बलं क्व गृहं क्व गुणो वत शोकवशस्य नरस्य भवेत्॥

શોકાકુલ મનુષ્યને જપ કેવો કે તપ કેવું, સુખ કેવું કે શાંતિ કેવી, યમ કેવો કે દમ (ઇંદ્રિય દમન) કેવો, સમાધિ કેવી કે ધ્યાન કેવું, ધન કેવું કે બલ કેવું, ઘર કેવું કે ગુણ કેવો, અર્થાત્ તે માંહેલું કાંઈ હોતું નથી.

न धृतिर्न मतिर्न गतिर्न रतिर्न यतिर्न नतिर्न नुतिर्न रुचिः ।
पुरुषस्य गतस्य हि शोकवशं व्यपयाति सुखं सकलं सहसा ॥

શોક સાગરમાં ડુબેલા મનુષ્યનાં ધૃતિ, બુદ્ધિ, ગતિ, પ્રેમ, યમ, નમનતાઈ, સ્તુતિ, અને રૂચિ સહુ નષ્ટ થાય છે અને તેથી તે બિચારાના સુખનો અચાનક લય થાય છે.

ददाति योऽन्यत्र भवे शरीरिणामनेकधा दुःखमसह्यमायतं ।
इहैव कृत्वा बहु दुःखपद्धतिं स सेव्यते शोकरिपुः कथं बुधैः ॥

જે શોક પરજન્મમાં પ્રાણીઓને અનેક પ્રકારના અસહ્ય દુઃખ ભોગવાવે છે અને ભવમાં પણ અનેક દુઃખ દે છે તે (બન્ને ભવ બગાડનાર–બન્ને ભવમાં દુઃખદાયી) શોક શત્રુનો બુદ્ધિશાલી મનુષ્યો કદીપણ આશ્રય લેતા નથી.

पूर्वोपार्जितपापपाकवशतः शोकः समुत्पद्यते
धर्मात्सर्वसुखाकराज्जिनमतान्नश्य त्ययं तत्त्वतः ।
विज्ञायेतिसमस्तदुःखसकलामूलो भवोर्वीरुहः
संसारस्थिति वेदिभिर्बुधजनैः शोकस्त्रिधा त्यज्यते ॥૭૩૧॥

પૂર્વોપાર્જીત્ત પાપ કર્મના ઉદયથી શોકની ઉત્પત્તિ થાય છે, અને તે શોક સમસ્ત સુખની ખાણ એવા જિન-ધર્મના અવલંબનથી અવશ્ય નષ્ટ થાય છે, એમ વિચારી સંસારની સ્થિતિના જાણનારા વિદ્વાનો સમસ્ત દુઃખ રૂપી મૂલ છે જેનું, એવા ભવ વૃક્ષ સમાન શોકનો મન, વચન અને કાયાથી સર્વથા ત્યાગ કરે છે.

## પ્રકરણ ૩૦ મું.

## શૌચ નિરૂપણ.

વસંત તિલકા

संसार सागरमपारमतीत्यपूतं
मोक्षं यदि व्रजितुमिच्छत मुक्तबाधं ।
तज्ज्ञानवारिणि विधूतमले मनुष्याः
स्नानं कुरुध्वमपहाय जलाभिषेकं ॥७४०॥

હે મનુષ્યો ! જો તમે અપાર સંસાર સાગરથી તરી જઈ પવિત્ર અને નિરાબાધ મોક્ષમાં જવાની ઈચ્છા રાખતા હોય તો સામાન્ય જલ સ્નાનને છોડીને નિર્મલ જ્ઞાન રૂપી જલમાં સ્નાન કરો.

तीर्थेषु शुध्यति जलैः शतशोऽपि धौतं
नान्तर्गतं विविधपापमलावलिप्तं ।
चित्तं विचिन्त्य मनसेति विशुद्धबोधाः
सम्यक्त्वपूतसलिलैः कुरुताभिषेकं ॥७४१॥

તીર્થ સ્થળે સેંકડોવાર જલસ્નાન કરવાથી વિવિધ પાપકર્મના મલથી લેપાએલ અંતરાત્મા શુદ્ધ થતો નથી એમ સમજી હે વિશુદ્ધ બુદ્ધિના ધારક મનુષ્યો ! સમ્યક્ત્વ રૂપી પવિત્ર જલથી સ્નાન કરો ( જેથી અંતરંગ શુદ્ધ થશે ).

तीर्थाभिषेककरणाभिरतस्य बाह्यो
नश्यत्ययं सकलदेहमलो नरस्य ।
नान्तर्गतं कलिलमित्यवधार्य संत-
श्चारित्रवारिणि निमज्जति शुद्धिहेतोः ॥७४२॥

તીર્થમાં જઇ સ્નાન કરનાર મનુષ્યનો બાહ્ય શરીરનો સકલ મલ તો નિશ્ચયથી નાશ પામે છે. (ધોવાઈ જાય છે.) પણ અંતરંગ આત્માનો કર્મમલ તો એમને એમ જામ્યો રહે છે. એમ વિચારી ઉત્તમજનોએ અંત શુદ્ધિ અર્થે ચારિત્રરૂપી પવિત્ર જલમાં સ્નાન કરવું જોઈએ.

सज्ज्ञानदर्शनचरित्रजलं क्षमोर्मि
कुज्ञानदर्शनचरित्रमलावमुक्तं ।
यत्सर्वकर्ममलमुग्जिनवाक्यतीर्थं
स्नानं विधद्ध्वमिह नास्ति जलेन शुद्धिः ॥७४३॥

હે સજ્જનો ! (જો અંતરાત્માની શુદ્ધિ ચાહતા હોય તો) કુજ્ઞાન, કુદર્શન, અને કુચારિત્ર રૂપી મલ રજથી મુક્ત, ક્ષમા રૂપી તરંગો મય, સમ્યગ દર્શન, સમ્યગ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર રૂપી જલપૂર્ણ સર્વ કર્મ મલથી રહિત જિનેંદ્ર પ્રભુના વચનરૂપી તીર્થ તડાગમાં સ્નાન કરો. (જલ સ્નાનથી આત્મ શુદ્ધિ થતી નથી.)

तीर्थेषु चेत्क्षयमुपैति समस्तपापं
स्नानेन तिष्ठति कथं पुरुषस्य पुण्यं ।
नैकस्य गन्धमलयोर्धुतयोः शरीरं
दृष्ट्वा स्थितिः सलिलशुद्धिविधौ समाने ॥७४४॥

જો તીર્થ સ્નાનથી મનુષ્યના સમસ્ત પાપ કર્મ ધોવાઈ જતા હોય ( નષ્ટ થતા હોય ) તો પછી પુણ્ય કર્મ પણ સમાનરૂપ હોવાથી કેમ બચવા પામે ? કારણ કે જલથી ધોવાથી શરીરની સુગન્ધ અને દુર્ગન્ધ બંને નાશ પામે છે. (એક પણ બચવા પામતી નથી કારણ જલમાં શુદ્ધિ કરવાની શક્તિતો સમાન છે.)

સારાંશ કે નદી કુંડ વિગેરેમાં તીર્થ સ્થલે સ્નાન કરવાથી જો પાપક્ષય થતા હોય તો પુણ્ય પણ અવસ્થ ક્ષય થવાજ જોઈએ કારણ બંને સમાન રૂપ છે અને પાણીમાં ધોવાની શક્તિ પણ સમાન છે જેમ સ્નાનથી શરીરપરની દુર્ગન્ધ નાશ થતી હોય તો સાથે સાથે સુગન્ધ પણ નાશ થવીજ જોઈએ અને થાય છે જ. આ રીતે તીર્થ સ્નાનથી પાપનો ક્ષય અને પુણ્ય લાભનો બીલકુલ સંભવ નથી.

तीर्थाभिषेकवशतः सुगतिं जगत्यां
पुण्यैर्विनापि यदि यान्ति नरास्तदेतेः ।
नानाविधोदकसमुद्भवजन्तुवर्गा
वालत्वचारुमरणान्न(?) कथं व्रजन्ति ॥७४५॥

સંસારમાં યદિ પુણ્યની સહાયના વગર તીર્થ સ્નાનના જલમાં સ્નાન કરવા માત્રથી મનુષ્યને સુગતિ પ્રાપ્ત થતી હોય તો નાના પ્રકારના જલમાં ઉત્પન્ન થનારા જીવ જંતુઓ જેઓ જન્મથી મરણ પર્યંત જલમાંજ રહે છે તેઓ સમસ્ત મરીને કેમ સદ્દગતિમાં જતા નથી.

यच्छुक्रशोणितसमुत्थमनिष्टगन्धं
नानाविधकृमिकुलाकुलितं समन्तात् ।

व्याध्यादि दोषमलसद्म विनिन्दनीयं
तद्वारितः कथमिहर्च्छति शुद्धिमङ्गम् ॥७४६॥

જે શુક્ર અને શોણિતથી ઉત્પન્ન થએલું છે, દુર્ગન્ધિ યુક્ત છે, નાના પ્રકારથી કૃમિકુલથી સદા આકુલિત છે વ્યાધિ આદિ દોષ રૂપી મલનું નિવાસ સ્થાન છે એવા અતિ નિન્દનીય અને અપવિત્ર શરીરની જલથી શુદ્ધિ થવાનો સંભવ કયાંથી હોય ? (શરીર જલથીં શુદ્ધ કેમ થાય).

गर्भेऽशुचौ कृमिकुलैर्निचिते शरीरं
यद्वर्धितं मलरसेन नवेह मासान् ।
वर्चोगृहे कृमिरिवातिमलावलिप्ते
शुद्धिः कथं भवति तस्य जलप्लुतस्य ॥७४७॥

જેમ અતિ મલથી અપલિપ્ત એવા વિષ્ટા ગૃહમાં (પાયખાનામાં) કરમીઆ મલ રસથી વૃદ્ધિ પામે છે તેમ કૃમિકુલથી ખીચોખીચ ભરેલ મહા અપવિત્ર એવા ગર્ભાશય મધ્યે નવ માસ પર્યંત રહી મલરસથી બંધાએલું અશુચિમય શરીર જલસ્નાનથી (પાણી મધ્યે ડુબકીઓ મારવાથી) કેમ શુદ્ધ થાય ?

ભાવાર્થ—મૂલ વસ્તુ પવિત્ર હોય પણ અપવિત્ર પદાર્થના લેપાએલ હોય તો જલાદિકથી તે પરનો મલ ધોવાઈ શુદ્ધ થઈ શકે છે પણ જ્યાં શરીર પોતેજ એ અપવિત્ર વસ્તુના યોગથી ઉત્પન્ન થયું છે અને નવ માસ પર્યન્ત અપવિત્ર સ્થળમાં રહ્યું એટલુંજ નહી પણ અશુચિમય પદાર્થોથી બંધાણું અને વૃદ્ધિ પામ્યું તે જલથી કેમ શુદ્ધ પામે.

निन्द्येन वागविपयेण विनिःसृतस्य
न्यूनोन्नतेन कुथितादिभृतस्य गर्भे ।
मासान्नवाशुचिगृहे वपुषः स्थितस्य
शुद्धिं प्लुतस्य न जलैः शतशोऽपि सर्वैः ॥७४८॥

જે શરીર ગર્ભાશયમાં કુથિતાદિ મલથી પુષ્ટ થએલું છે અને નવ માસ પર્યન્ત મહા અપવિત્ર સ્થાનમાં સ્થિર રહી અતિ નિન્દનીય અને જેનો મુખથી ઉચ્ચાર કરવો તે પણ લજ્જાસ્પદ છે તેવા અપવિત્ર (પાઠાંતર ન્યૂનોન્નત) સંકુચિત અને ઉંચા નીચા માર્ગથી બ્હાર નીકળ્યું છે તેની સમસ્ત તીર્થોના જલથી સેંકડોવાર ધોવાથી પણ કદી શુદ્ધિ થઈ શકતી નથી.

यन्निर्मितं कुथिततः कुथितेन पूर्णं
श्रोत्रैः सदा क्वथितमेव विमुञ्चतेऽङ्गं ।
प्रक्षाल्यमानमपि मुञ्चति रोमकूपैः
प्रस्वेदवारि कथमस्य जलेन शुद्धिः ॥७४९॥

જે શરીર મલથીજ બનેલું છે, મલથીજ પૂર્ણ થયું છે અને શ્રોત્રાદિ ઈંદ્રીયો દ્વારા સદા મલજ બ્હાર કાઢે છે એટલુંજ નહિ, પણ તેનું જલથી પ્રક્ષાલન કીધા છતાં પણ રોમ કૂપોમાંથી (છિદ્રોમાંથી) પ્રસ્વેદ જલ (જે પણ શરીરનો મેલ જ છે) રૂપે મલ જ બ્હાર કાઢે છે તેની જલથી શુદ્ધિ કેમ સંભવે.

दुग्धेन शुध्यति मशीवटिका यथा नो
दुग्धं तु जातु मलिनत्वमिति स्वरूपं ।

नाङ्गं विशुध्यति तथा सलिलेन धौतं
पानीयमेति नु मलीमसतां समस्तं ॥७५०॥

જેમ મસની ગોળી દુધે ધોવાથી પણ સફેદ થતી નથી પણ ઉલટું દુધને પોતાના સ્વરૂપ જેવું કાળું બનાવે છે તેમ પાણીથી વારંવાર ધોએલું શરીર કદી પણ શુદ્ધ થતું નથી બલ્કે પોતાના સંસર્ગથી ઉલટું પાણીને પણ મલીન કરે છે.

आकाशतः पतितमेत्य नदादिमध्यं
तत्रापि धावनसमुत्थमलावलिप्तं ।
नानाविधावनिगताशुचिपूर्णमर्णो
यत्तेन शुद्धिमुपयाति कथं शरीरं ॥७५१॥

જે જલ આકાશમાંથી પતિત થઈને (પડીને) પૃથ્વી પરના અનેક (વિષ્ટા આદિ) અશુચિથી સંયુક્ત થાય છે અને ત્યાંથી નદી તલાવ આદિમાં આવી લોકોના સ્નાન આદિના મલથી મલિન થાય છે (અથવા આવી વહેણના જોસથી ડહોળાઈને મલિન થાય છે (જેમ હાવરા પાસે ગંગામાં) એવા અશુદ્ધ જલથી શરીરની શુદ્ધિ ક્યાંથી થાય ?

અર્થાત્-જે પદાર્થ પોતે અશુદ્ધ છે (મલિન છે) તે બીજાને ક્યાંથી શુદ્ધ કરે.

मालाम्बराभरणभोजनभामिनीनां
लोकातिशायिकमनीयगुणान्वितानाम् ।
हानिं गुणा झटिति यान्ति यमाश्रितानां
देहस्य तस्य सलिलेन कथं विशुद्धिः ॥७५२॥

જે દેહના સંસર્ગથી લોકમાં અતિશાયિ પ્રીતિ ઉપજાવે તેવા ગુણોથી યુક્ત પુષ્પમાલા, વસ્ત્ર, આભૂષણ, ભોજન અને સ્ત્રી પ્રમૃતિ પદાર્થો સત્વર મ્લાન થઈ જાય છે .અને પોતાના કમનીયત્વ આદિ ગુણોથી વિહીન થાય છે તે દેહની જલથી વિશુદ્ધિ કઈ રીતે થઈ શકે.

जात्विन्द्रजालमिदमत्र जलेन शौचं
केनापि दुष्टमतिना कथितं जनानां ।
यद्देहशुद्धिमपि कर्तुमलं जलं नो
तत्पापकर्म विनहन्ति कथं हि सन्तः ॥७५३॥

"જલથી પાપકર્મનો નાશ થઈ શુદ્ધિ થાય છે" એ સૂત્ર કહી કોઈ દુષ્ટબુદ્ધિ મનુષ્યે લોકોપર ઇંદ્રજાલ ફેલાવી છે (જેથી તેઓ અંધ બની ગયા છે કારણ નહિતર તેઓ આટલો સામાન્ય વિચાર કરી શકત કે) જે જલ બાહ્યાંગની પણ શુદ્ધિ કરવા અસમર્થ છે તે અંતરાત્મા સંઘાત સંબંધ રાખવાવાલા એવા પાપકર્મોને કેમ ધોઇ શકે ?

मेरूपमानमधुपव्रजसेवितान्तं
चेज्जायते वियति कञ्जमनन्तपत्रं ।
कायस्य जातु जलतो मलपूरितस्य
शुद्धिस्तदा भवति निन्द्यमलोद्भवस्य ॥७५४॥

યદિ આ સંસારમાં મેરૂ પર્વત સમાન વિશાલ ભ્રમરોના સમુહથી યુક્ત અનન્ત પત્રવાળું કમળ આકાશમાં ઉત્પન્ન થાય તો કદાચ નિંદ્ય મલથી ઉત્પન્ન થએલ, મલપૂર્ણ દેહની જલથી શુદ્ધિ સંભવી શકે, અર્થાત્-જેમ તેવા

કમલની ઉત્પત્તિ અસંભવ છે તેમ જલથી દેહશુદ્ધિ પણ અસંભવ છે.

किं भाषितेन बहुना न जलेन शुद्धि-
जन्मान्तरेण भवतीति विचिन्त्य सन्तः ।
त्रेधा विमुच्य जलधौतकृताभिमानं
कुर्वन्तु बोधसलिलेन शुचित्वमत्र ॥७५५॥

બહુ કહેવાથી શું ? જન્માંતરમાં પણ જલથી શુદ્ધિ થતી નથી એમ વિચારી વિદ્વાનોએ જલથી પાપ કર્મ ધોવાઈને શુદ્ધિ થવાના અભિમાનનો મન વચન અને કાયાથી ત્યાગ કરી જ્ઞાન રૂપી જલથી પવિત્ર થવાને સદા યત્નશીલ થવું ઉચિત છે.

दुष्टाष्टकर्ममलशुद्धिविधौ समर्थे
निःशेषलोकभवतापविघातदक्षे ।
सज्ज्ञानदर्शनचरित्रजले विशाले
शौचं विधत्त्वमपविध्य जलाभिषेकं ॥७५६॥

પાર્થિવ જલમાં સ્નાન કરવાનું ત્યજી દઈ, હે સજ્જનો ! જ્ઞાનાવરણાદિ દુષ્ટ આઠે કર્મોના મલથી મલિન આત્માને વિશુદ્ધ બનાવવાને સમર્થ અને સમસ્ત જીવોના ભવતાપ દૂર કરવાને દક્ષ એવા સમ્યગ્ જ્ઞાન સમ્યગ્ દર્શન અને સમ્યક્ ચારિત્ર રૂપી વિશાલ અને પવિત્ર જલમાં અભિષેક કરો.

निःशेषपापमलबाधनदक्षमर्च्यं
ज्ञानोदकं विनयशीलतटद्वयाढ्यं ।

चारित्रवीचिनिचयं मुदितामलत्वं
मिथ्यात्वमीनविकलं करुणाद्यगाधं ॥७५७॥
सम्यक्त्वशीलमनघं जिनवाक्यतीर्थं
यत्तत्र चारुधिषणाः कुरुताभिषेकं ।
तीर्थाभिषेकवशतो मनसः कदाचि-
न्नान्तर्गतस्य हि मनागपि शुद्धिसिद्धिः ॥७५८॥

નિઃશેષ પાપરૂપી મલનો નાશ કરવામાં સમર્થ, જ્ઞાન રૂપી જલથી પરિપૂર્ણ, વિનય અને શીલ રૂપી મનોહર તટ દ્વયથી સુશોભિત, ચારિત્રરૂપી લહરીઓથી આન્દોલિત, પરમાનન્દ રૂપી નિર્મલતાથી યુક્ત, મિથ્યાત્વ રૂપી મત્સ્યોથી રહિત, કરૂણા, મૈત્રી પ્રમોદ અને માધ્યસ્થ્ય રૂપી ચાર ભાવનાઓથી અગાધ સમ્યકત્વ શીલ, અને પાપ રહિત એવા અતિ પૂજ્ય અને પવિત્ર જિનાગમ રૂપી તીર્થમાં હે ચારૂ બુદ્ધિ સજ્જનો ! સ્નાન કરો કારણકે અન્ય તીર્થોમાં સ્નાન કરવાથી કદાપિ અંતર્ગત મનની લેશ માત્ર પણ શુદ્ધિની સિદ્ધિ થઈ શકતી નથી.

चित्तं विशुद्धयति जलेन मलावलिप्तं
यो भाषतेऽनृतपरोऽस्ति जनो न तस्मात् ।
बाह्यं मलं तनुगतं व्यपहन्ति नीरं
गन्धं शुभेतरमपीति वदन्ति सन्तः ॥७५९॥

પાપ રૂપી મલથી મલિન ચિત્ત જલ સ્નાનથી વિશુદ્ધ થાય છે એમ જે માણસ ઉપદેશ આપે છે તેનાથી વિશેષ મૃષાવાદી આ સંસારમાં અન્ય કોઈ નથી. સત્યપ્રિય

સજ્જનો તો કહે છે કે જલથી શરીરનો બાહ્ય મલ તેમજ સુગન્ધ અને દુર્ગંધ બનેનો નાશ થાય છે.

वार्यग्निभस्मरविमन्त्रधरादिभेदा-
च्छुद्धिं वदन्ति बहुधा भुवि किंतु पुंसां ।
सुज्ञानशीलसमसंयमशुद्धितोऽन्या
नो पापलेपमपहन्तुमलं विशुद्धिः ॥७६०॥

સંસારમાં જલ, અગ્નિ, ભસ્મ, સૂર્ય, મંત્ર અને પૃથ્વી આદિ ભેદોથી લોકોની શુદ્ધિ થાય છે એમ બહુધા કહેવામાં આવે છે પરંતુ તે શુદ્ધિ સમ્યગ્ જ્ઞાન, શીલ, શમ અને સંયમ આદિથી થતી શુદ્ધિથી તદન ન્યારી છે. કારણ પ્રથમ પ્રકારની શુદ્ધિ આત્માના પાપ મલને નિવારવાને અસમર્થ છે. (તે દ્વિતીય પ્રકારની શુદ્ધિ કરી શકે છે.)

रत्नत्रयामलजलेन करोति शुद्धिं
श्रुत्वा जिनेन्द्रमुखनिर्गतवाक्यतीर्थे ।
योऽन्तर्गतं निखिलकर्ममलं दुरन्तं
प्रक्षाल्य मोक्षसुखमप्रतिमं स याति ॥७६१॥

જે પુરૂષ જિનેંદ્ર પ્રભુના શ્રી મુખદ્વારા વિનિર્ગત શાસ્ત્ર શ્રવણરૂપી તીર્થમાં રત્નત્રયી (સમ્યગ્ દર્શન જ્ઞાન અને ચારિત્ર) રૂપી નિર્મલ સ્વચ્છ જલથી શુદ્ધિ કરે છે તે પોતાના કર્મરૂપી અંતરંગ મલને ધોઈ નાંખી સર્વથા દૂર કરી અનુપમ મોક્ષ સુખને પ્રાપ્ત કરે છે.

---

# પ્રકરણ ૩૧ મું.

## શ્રાવક ધર્મ નિરૂપણ

અનુષ્ટુભ

श्रीमज्जिनेश्वरं नत्वा सुरासुरनमस्कृतं ।
श्रुतानुसारतो वक्ष्ये व्रतानि गृहमेधिनां ॥७६२॥

હું સુર અને અસુરો દ્વારા પુજીત શ્રી જિનેશ્વર પ્રભુને નમસ્કાર કરીને ગૃહસ્થીઓના વ્રતોનું શાસ્ત્રાનુસાર કથન કરૂં છું.

पञ्चधाणुव्रतं त्रेधा गुणव्रतमुदीरितं ।
शिक्षाव्रतं चतुर्धा स्यादिति द्वादशधा स्मृतं ॥७६३॥

પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર પ્રકારના શિક્ષા વ્રત એમ બાર પ્રકારના વ્રત શાસ્ત્રમાં કહેવામાં આવ્યા છે. અહિંસા, સત્ય અચૌર્ય, બ્રહ્મચર્ય, અને પરિગ્રહ પરિમાણ એ પાંચ અણુવ્રત દિગ્વ્રત, દેશવ્રત અને અનર્થદંડ વ્રત એ ત્રણ ગુણવ્રત, સામાયિક, પોષધપવાસ, ભોગોપભોગ પરિમાણ અને અતિથિ સંવિભાગ એ ચાર શિક્ષાવ્રત, આ પ્રકારે શ્રાવકોના બારવ્રત છે. (વિસ્તાર વંદિત્તુ સુત્રથી અને અતિચારથી જોઈ લેવો. ક્રમમાં ફેરફાર આમ્નાયાનુસાર છે).

स्युर्द्वींद्रियाणि भेदेन चतुर्धा त्रसकायकाः ।
यत्नेन रक्षणं तेषामहिंसाणुव्रतं मतं ॥७६४॥

### અહિંસા અણુવ્રત.

દ્વીન્દ્રિય આદિ ભેદથી ચાર પ્રકારના ત્રસ જીવોનું યત્નપૂર્વક રક્ષણ કરવું તે પ્રથમ અહિંસા અણુવ્રત છે.

નોટ-ત્રસજીવો, તે બેઇંદ્રિય, ત્રિઇંદ્રિય, ચઉરિંદ્રિય અને પચેંદ્રિય જીવો જે હાલી ચાલી શકે છે અને તડકેથી છાંયડે જઇ શકે છે.

मद्यमांसमधुक्षीरक्षोणीरुहफलाशनं ।
वर्जनीयं सदा सद्भिस्त्रसरक्षणतत्परैः ॥७६५॥

ત્રસજીવોની રક્ષા કરવામાં તત્પર સજ્જનોને માટે મદ્ય, માંસ, મધ અને ક્ષીરવાળા વૃક્ષના ફળનું ભક્ષણ સદા વર્જનીય છે.

हिंस्यन्ते प्राणिनः सूक्ष्मा यत्राशुच्यभिभक्ष्यते ।
तद्रात्रिभोजनं सन्तो न कुर्वन्ति दयापराः ॥७६६॥

જેમાં અસંખ્ય સુક્ષ્મ જીવોની હિંસા થાય છે, અને તેથી જે અપવિત્ર બને છે, એવું રાત્રિ ભોજન દયાળુ સજ્જનો કદાપિ કરતા નથી.

भेषजातिथिमन्त्रादिनिमित्तेनापि नाङ्गिनः ।
प्रथमाणुव्रताशक्तैर्हिंसनीयाः कदाचन ॥७६७॥

પ્રથમ અણુવ્રત (અહિંસા અણુવ્રત) પાળવામાં તત્પર ગૃહસ્થીઓનું પરમ કર્તવ્ય છે કે ઔષધિ, અતિથિ, મંત્ર આદિ નિમિત્તને અંગે પણ પ્રાણીઓની કદીપણ હિંસા ન કરે.

यतो निःशेषतो हन्ति स्थावरान्परिणामतः ।
त्रसान्पालयतो ज्ञेयो विरताविरतस्ततः ॥७६८॥

જેમ સ્થાવર (એકેંદ્રિય) જીવોની હિંસા કરે છે તેથી અવિરત, તેમ ત્રસ જીવોનું રક્ષણ કરે છે તેથી વિરત, આ પ્રમાણે પરિણામથી ગૃહસ્થીને વિરતાવિરત જાણવો.

અર્થાત્-પ્રથમાણુવ્રત સ્થૂલ હિંસાના પચ્ચખાણવાલા શ્રાવકને સ્થાવર જીવની હિંસાના પચ્ચખાણ નથી તેટલે દરજ્જે તે અવિરતિ છે અને ત્રસ જીવની હિંસાના સર્વથી પચ્ચખાણ છે માટે તે અપેક્ષાએ તે વિરતિ છે આ પ્રમાણે તે દેશે વિરત છે અને આ દેશે અવિરત છે તેથી તે વિરતા વિરત કહેવાય છે.

क्रोधलोभमदद्वेषरागमोहादिकारणैः ।
असत्यस्य परित्यागः सत्याणुव्रतमुच्यते ॥७६९॥

સત્ય આણુવ્રત.

ક્રોધ, લોભ, મદ, રાગ, દ્વેષ, મોહ આદિ કારણોને લઈ બોલતા અસત્યવચનનો પરિત્યાગ તેને બીજું સત્ય અણુવ્રત કહેવામાં આવે છે.

प्रवर्तन्ते यतो दोषा हिंसारम्भभयादयः ।
सत्यमपि न वक्तव्यं तद्वचः सत्यशालिभिः ॥७७०॥

સત્યાણુ વ્રતી ગ્રહસ્થોએ જે વચનથી હિંસા, ભય અને આરંભ આદિની ઉત્પત્તિ થાય એવા સત્ય વચન પણ ન બોલવા જોઈએ.

हासकर्कशपैशुन्यनिष्ठुरादिवचोमुचः ।
द्वितीयाणुव्रतं पूतं देहिनो लभते स्थितिं ॥७७१॥

પવિત્ર એવા દ્વિતીય અણુવ્રતનો ધારક દેહી હાસ કર્કશ, પૈશૂન્ય અને નિષ્ઠુર આદિ પરપીડાજનક વચનોથી મુક્ત રહે છે.

यद्वदन्ति शठा धर्मं यन्म्लेच्छेष्वपि निन्दितं ।
वर्जनीयं त्रिधा वाक्यमसत्यं तद्द्वितोव्रतैः ॥७७२॥

જે મિથ્યા વચનને શઠ લોકો ધર્મ કહે છે અને જેની મ્લેચ્છોએ પણ નિન્દા કીધી છે તે અસત્ય વાણીને દ્વિતીયાણુવ્રતી સત્ય પ્રિય સજ્જનોએ મન વચન અને કાયાથી વર્જનીય ગણવી.

ग्रामादौ पतितस्याल्पमभृतेः परवस्तुनः ।
आदानं न त्रिधा यस्य तृतीयं तदणुव्रतं ॥७७३॥

અચૌર્ય અણુવ્રત.

ગ્રામ નગર આદિ સ્થાનોમાં પડેલી થોડી અથવા ઘણી પરાઈ વસ્તુનું ( માલીકની આજ્ઞાવગર ) ગ્રહણ તે ચોરી અને તેનો મન, વચન, કાયાથી ત્યાગ તે અચૌર્ય નામે ત્રીજું અણુવ્રત છે.

इह दुःखं नृपादिभ्यः परत्र नरकादितः ।
प्राप्नोति स्तेयतस्तेन स्तेयं त्याज्यं सदा बुधैः ॥७७४॥

ચોરી કરવાથી મનુષ્ય આ ભવમાં રાજાથી દંડાય છે અને પરભવમાં નરક આદિમાં દુઃખ પામેછે તેથી બુદ્ધિશાલી લોકોએ ચોરીનો સદાને માટે સર્વથા ત્યાગ કરવો જોઇએ.

जीवन्ति प्राणिनो येन द्रव्यतः सह बन्धुभिः ।
जीवितव्यं ततस्तेषां हरेत्तस्यापहारतः ॥७७५॥

જે દ્રવ્યથી મનુષ્યો સહ કુટુંમ્બ પરિવાર પણ ધારણ કરી જીવેછે તેથી તે તેમનું જીવિતવ્ય છે અને જે તેમના દ્રવ્યનું હરણ કરેછે તે વાસ્તવમાં તેમના પ્રાણાપહરણ કરેછે.

અર્થાત્-દ્રવ્ય એ પ્રાણીઓને પ્રાણ સમાન છે માટે જે દ્રવ્યનું હરણ તે તેમના પ્રાણના હરણ સમાન છે.

येऽप्यहिंसादयो धर्मास्तेऽपि नश्यन्ति चौर्यतः ।
मत्वेति न त्रिधा ग्राह्यं परद्रव्यं विचक्षणैः ॥७७६॥

અહિંસા આદિ જે ધર્મો છે તે પણ ચોરીથી નષ્ટ થઈ જાય છે, માટે ચતુરજનોએ તો મન વચન અને કાયાથી ચોરીનો ત્યાગ કરી દેવો.

अर्था बहिश्चराः प्राणाः प्राणिनां येन सर्वथा ।
परद्रव्यं ततः सन्तः पश्यन्ति सदृशं मृदा ॥७७७॥

અર્થ (ધન, ધાન્યાદિક) પ્રાણીઓના બાહ્ય પ્રાણ છે માટે સજ્જનો પરદ્રવ્યને માટીની સમાન ગણી તેનો સર્વથા ત્યાગ કરે છે.

मातृस्वसृसुतातुल्या निरीक्ष्य परयोषितः ।
स्वकलत्रेण यस्तोपश्चतुर्थं तदणुव्रतं ॥७७८॥

### સ્વદારા સંતોષ.

પરસ્ત્રીને માતા, બ્હેન અને પુત્રી તુલ્ય ગણી જે સ્વદારામાં સંતોષ તે ચતુર્થ અણુવ્રત છે.

यार्गला स्वर्गमार्गस्य सरणिः श्वभ्रसद्मनि ।
कृष्णाहिदृष्टिवद्द्रोही दुःस्पर्शाग्निशिखेव या ॥७७९॥
दुःखानां विधिरन्यस्त्री सुखानां प्रलयानलः ।
व्याधिवद्दुःखवत्त्याज्या दूरतः सा नरोत्तमैः ॥७८०॥

સ્વર્ગ માર્ગમાં જતા અટકાવવાને અર્ગલા સમાન, નરકાલયમાં જવાની નિસરણી તુલ્ય, દ્રોહ કરવામાં કાળોતરા

નાગની ઝેરી દૃષ્ટિ સમાન, સ્પર્શ કરવામાં અગ્નિની જ્વાલા રૂપ દુઃખ દેવામાં સાક્ષાત્ વિધિ સમાન અને સુખને માટે પ્રલયાનલ સદૃશ, પરસ્ત્રી વ્યાધિની અને દુઃખની જેમ નરોત્તમોએ દૂરથીજ ત્યજવા યોગ્ય છે.

स्वभर्तारं परित्यज्य या परं याति निस्त्रपा ।
विश्वासं श्रयते तस्यां कथमन्यस्य योषिति ॥७८१॥

પોતાના ભર્તાર ( ખાવિંદ ) ને છોડીને જે નિર્લજ્જ સ્ત્રી પરપુરૂષ પાસે જાય છે તે પરસ્ત્રી વિશ્વાસપાત્ર ક્યાંથી બને ? ( પાઠાંતર તે સ્ત્રીમાં અન્ય પુરૂષ સ્વસ્ત્રીની માફક વિશ્વાસ કેમ કરે ?)

અર્થાત્-જેણે પોતાના ખાવિંદને ત્યજી દીધો તે પુરપુરૂષને પણ શા માટે ન ત્યજી દે, જે ભર્તારની ન થઈ તે અન્ય જનની ક્યાંથી થાય.

किं सुखं लभते मर्त्यः सेवमानः परस्त्रियं ।
केवलं कर्म बध्नाति श्वभ्रभूम्यादिकारणं ॥७८२॥

પરસ્ત્રી સેવનથી મનુષ્ય શું વિશેષ સુખ પ્રાપ્ત કરે છે, ખરેખર, તેતો નરકમાં લઈ જવાને કારણ ભૂત એવા કેવળ પાપના દળીઆ તો બાંધે છે.

वर्चःसदनवत्तस्या जल्पने जघने तथा ।
निक्षिपन्ति मलं निन्द्यं निन्दनीया जनाः सदा ॥७८३॥
मद्यमांसादिसक्तस्य या विधाय विडम्बनं ।
नीचस्यापि मुखं न्यस्ते दीना द्रव्यस्य लोभतः ॥७८४॥

तां वेश्यां सेवमानस्य मन्मथाकुलचेतसः ।
तन्मुखं चुम्बतः पुंसः कथं तस्याप्यणुव्रतं ॥७८५॥

જેમ વર્ચોગૃહમાં ( પાયખાનામાં ) હરેક પ્રકારના મનુષ્યો મલ મૂત્ર આદિ હરદમ ત્યાગ કરે છે તેમ જેના જઘન, ( યોનિ ) અને મુખમાં સદા નીચમાં નીચ અને નિન્દનીય લોકો વીર્ય અને લાળ આદિ મલક્ષેપણ કરે છે. વળી જે કપટ કરી દ્રવ્ય છીનવી લેવાના લોભથી દીન બની મદ્ય માંસાદિમાં આસકત નીચ જનનું પણ મુખ ચુંબે છે. તે વેશ્યાને કામાર્ત બની સેવનારના અને તેના મુખનું ચુંબન કરનારના ચોથા અણુવ્રતનું નામ નિશાન પણ કયાં રહ્યું ? અર્થાત્-ચોથું અણુવ્રત રહ્યુંજ નહિં ?

ततोऽसौ पण्यरमणी चतुर्थव्रतपालिना ।
यावज्जीवं परित्याज्या जातनिर्घृणमानसा ।७८६॥

એટલા માટે ચોથા અણુવ્રતના ( દેશ બ્રહ્મચર્ય યા સ્વદારા સંતોષ અને પરસ્ત્રી વિરમણ ) પાલક ગૃહસ્થોએ વેશ્યા અને પરસ્ત્રીને તેના પ્રત્યે મનમાં ઘૃણા રાખીને જીવન પર્યન્ત ત્યાગ કરી દેવો જોઇએ.

सद्मस्वर्णधराधान्यधेनुभृत्यादिवस्तुनः ।
या गृहीतिः प्रमाणेन पञ्चमं तदणुव्रतं ॥७८७॥

**પરિગ્રહ પરિમાણ.**

**ધન ધાન્ય, ઘર જમીન, સોનું રૂપું, પશુ નોકર** ચાકર આદિ વસ્તુઓનું પ્રમાણથી ગ્રહણ તે પરિગ્રહ પરિમાણ નામે પાંચમું અણુવ્રત છે..

दावानलसमो लोभो वर्धमानो दिवानिशं ।
विधाप्यः श्रावकैः सम्यक्संतोषोद्दामवारिणा ॥७८८॥

દાવાનલ સમાન લોભ અહોનિશ વધતોજ જાય છે (જેમ જેમ વસ્તુની પ્રાપ્તિ થતી જાય તેમ તેમ વિશેષ પ્રાપ્તિની ઈચ્છા વધતીજ જાય છે) માટે શ્રાવકોએ સુસંતોષ-રૂપી જલ સિંચનથી તેને સદા શાંત રાખવો.

संतोषाश्लिष्टचित्तस्य यत्सुखं शाश्वतं शुभं ।
कुतस्तृष्णागृहीतस्य तस्य लेशोऽपि विद्यते ॥७८९॥

સંતોષી નર જે શુભ અને શાશ્વતા સુખનો આનન્દ પ્રાપ્ત કરે છે તેનો એક અંશ પણ તૃષ્ણાસકત મનુષ્યને કયાંથી મળે ?

यावत्परिग्रहं लाति तावद्धिंसोपजायते ।
विज्ञायेति विधातव्यः सङ्गः परिमितो बुधैः ॥७९०॥

જેટલો પરિગ્રહ વધારે તેટલી હિંસા વધારે, એમ સમજી બુદ્ધિશાલી લોકોએ પરિગ્રહનું પરિમાણ કરવું ઉચિત જ છે.

हिंसातो विरतिः सत्यमदत्तपरिवर्जनं ।
स्वस्त्रीरतिः प्रमाणं च पञ्चधाणुव्रतं मतं ॥७९१॥

આવી રીતે (૧) હિંસા વિરતિ (૨) સત્ય (૩) અદત્ત પરવર્જન, (૪) સ્વસ્રી રતિ, અને (૫) પરિગ્રહ પ્રમાણ, આ પાંચ અણુવ્રત છે.

यद्दिधायावधिं दिक्षु दशस्वपि निजेच्छया ।
नाक्रामति पुनः प्रोक्तं प्रथमं तद्गुणव्रतं ॥७९२॥

## દિક્ પરિમાણ નામે પ્રથમ ગુણવ્રત.

દશે દિશાઓમાં જવા આવવાનું ઇચ્છાનુસાર પ્રમાણ અને તે પ્રમાણથી અધિક ભૂમિમાં ન જવું તે દિગ્વ્રત નામે પ્રથમ ગુણવ્રત છે.

वात्येव धावमानस्य निरवस्थस्य चेतसः ।
अवस्थानं कृतं तेन येन सा नियतिः कृता ॥७९३॥

વાયુવેગી (વાયુ સમાન) ચિત્ત સદા અસ્થિર છે અને સર્વત્ર ઘુમ્યાં કરે છે તેથી જેણે દિગ્વ્રત અંગીકાર કીધું છે તેણે તેની ગતિને રોકી દીધી છે.

त्रसस्थावरजीवानां रक्षातः परतस्ततः ।
महाव्रतत्वमित्येव श्रावकस्यापि तत्त्वतः ॥७९४॥

જે શ્રાવકે આ પ્રમાણે (દિક્ પરિમાણ વ્રત અંગીકૃત કરી ) જવા આવવાની હદ નિયત કીધી છે તેણે નિશ્ચયથી તે હદની વ્હારના ત્રસ અને સ્થાવર જીવોની રક્ષા કરવાથી તેની હિંસાથી તે સર્વથા વિરત છે અને તેથી તે અપેક્ષાએ તે મહાવ્રતી છે.

ભાવાર્થ—ત્રસ અને સ્થાવર જીવોની હિંસાનો સર્વથા ત્યાગ તે મહાવ્રત અને સ્થૂલ (ત્રસ) હિંસાનો ત્યાગ તે અણુવ્રત તેથી જે શ્રાવકે જવા આવવાનું ક્ષેત્ર નિયત કીધું છે તે ક્ષેત્ર માટે તે અણુવ્રતી છે પણ તે ક્ષેત્રની વ્હારના સર્વથા ત્યાગ છે માટે તે પરત્વે તે મહાવ્રતી છે.

चेतो निवारितं येन धावमानमितस्ततः ।
किं न लब्धं सुखं तेन संतोषामृतलाभतः ॥७९५॥

જેણે અહિ તહિં દોડતા ચંચલ ચિત્તને રોકી દીધું
તેણે સંતોષરૂપી અમૃતપાનથી કયું સુખ પ્રાપ્ત નથી કીધું ?

यदि विज्ञानतः कृत्वा देशावधिमहर्निशं ।
नोछङ्ख्यते पुनः पुंसां द्वितीयं तद्गुणव्रतं ॥७९६॥

### દેશવ્રત નામે દ્વિતીય ગુણવ્રત.

જે વિજ્ઞાન પુર્વક દેશ ઘર આદિ ક્ષેત્રની પ્રતિદિન અવધિ કરવામાં આવે અને તે ક્ષેત્રની અવધિનું ઉલ્લંઘન ન કરવું તે શ્રાવકોનું દેશવ્રત નામે બીજું ગુણવ્રત છે. અર્થાત્ દિગ્ પરિમાણવ્રત કાયમને માટે છે અને તેમાં પણ ક્ષેત્ર સંકુચિત કરી દરરોજ નિયમ કરેલી ભૂમિથી બ્હાર ન જવું તે દેશ વ્રત.

महाव्रतत्वमत्रापि वाच्यं तत्त्वविधानतः ।
परतो लोभनिर्मुक्तो लाभे सत्यपि तत्त्वतः ॥७९७॥

તત્વની દ્રષ્ટિએ દેશ વ્રત પણ ઉપર (શ્લોક ૭૯૪માં બતાવ્યા મુજબ દિગ્વ્રતની જેમ નિયત ભૂમિથી બ્હાર જવાનો નિયમ હોવાને લીધે તત્ક્ષેત્રી ત્રસ સ્થાવર સૂક્ષ્મ અને બાદર જીવની હિંસાનો સર્વથા ત્યાગ હોવાથી ) અંશે મહાવ્રત સમાન છે અને દેશવ્રતી નિયત ભૂમિની અંદર વ્યાપારાદિથી લાભ મેળવતો છતાં તે ભૂમિની બ્હારના લોભથી મુક્ત છે માટે તે નિર્લોભી અને સંતોષી છે.

शक्यते गदितुं केन सत्यं तस्य महात्मनः ।
तृणवत्त्यज्यते येन लब्धोऽप्यर्थो व्रतार्थिना ॥७९८॥
लूना तृष्णा लतास्तेन वर्धिता धृतिवल्लरी ।
देशतो विरतिर्येन कृता नित्यमखण्डिता ॥७९९॥

. જે મહાત્માએ દેશથી વિરતિ કરી તેનું નિત્ય અખંડિત રીતે પાલન કીધું છે તે વ્રતાર્થી મર્યાદિત ક્ષેત્ર બ્હારની વસ્તુ ગમે તેટલો લાભ મલતો હોય છતાં પણ તેને તૃણ સમાન ત્યાજ્ય ગણી ગ્રહણ કરતો નથી. આ મહા પુરૂષે તૃષ્ણારૂપી વેલડીને છેદી નાંખી છે અને ધૃતિ રૂપી લતાનું સંવર્ધન કીધું છે આવા મહાનુભાવના ગુણાનુવાદનું વર્ણન કરવા કોણ સમર્થ થાય?

पञ्चधानर्थदण्डस्य परं पापोकारिणः ।
क्रियते यः परित्यागस्तृतीयं तद्गुणव्रतं ॥८००॥

**અનર્થ દંડ નામે તૃતીય ગુણવ્રત (પરં ઉપકારી).**

પાપને સહાયતા દેવાને સમર્થ પાંચ પ્રકારના અનર્થ દંડનો જે પરિત્યાગ તે અનર્થ દંડ ત્યાગ નામ ત્રીજું ગુણવ્રત છે.

નોટ. દડાએ વિણુ હેતુએ, વલગે પાપ પ્રચંડ,
પ્રભુ પૂજી વ્રત કારણે, તે કહું અનર્થ દંડ.
સ્વજન શરીરને કારણે, પાપે પેટ ભરાય,
તે નવિ અનર્થ દંડ છે એમ ભાખે જીનરાય.
વીરવીજય ચરણુ.

दुष्टश्रुतिरपध्यानं पापकर्मोपदेशनं ।
प्रमादः शस्त्रदानं च पञ्चानर्था भवन्त्यमी ॥८०१॥

૧. દુઃશ્રુતિ ૨. અપધ્યાન ૩. પાપકર્મોપદેશ. ૪. પ્રમાદ અને ૫. શસ્ત્રદાન આ પાંચ પ્રકારના અનર્થો છે.

૧. દુઃશ્રુતિ-પાપમાં પ્રવૃતિ કરાવનાર અને મિથ્યાત્વના

પોષક શાસ્ત્રનું કથાનું સાંભળવું જાણવું અને ભણાવવું તે દુશ્રુતિ યા અશુભશ્રુતિ.

૨. અપધ્યાન–કષાયને વશ થઈ બીજાનું અનિષ્ટ ચિંતવવું તે અપધ્યાન.

૩. પાપકર્મોપદેશ–લોકો પાપકર્મમાં પ્રવૃત થાય એવા પ્રકારનો ઉપદેશ અથવા એવા વચન બોલવા કે જેથી લોકોની પાપમાં પ્રવૃત્તિ થઈ જાય તે પાપકર્મોપદેશ.

૪. પ્રમાદ–વિના કારણ પાણી ઢોળવું, ઝાડપાન છેદવા આદિ પાપમય ક્રિયા તે પ્રમાદચરિત્ર.

૫. શસ્ત્રપ્રદાન–તલવાર બંદુક અગ્નિ આદિ હિંસાના ઉપકરણો વાપરવા આપવા તે શસ્ત્રદાન યા હિંસાપ્રદાન.

शारिकाशिखिमार्जारताम्रचूडशुकादयः ।
अनर्थकारिणस्त्याज्या बहुदोषा मनीषिभिः ॥८०२॥
नीलीमदनलाक्षायः प्रभूताग्निविषादयः ।
अनर्थकारिणस्त्याज्या बहुदोषा मनीषिभिः ॥८०३॥

મેના મોર બિલાડી, કુકડા, પોપટ આદિ પક્ષીઓને પાળવા તેમને ગળી, મીણ, લાખ, લોઢું, અગ્નિજનક દ્રવ્યો અને વિષ આદિ વસ્તુઓનો વ્યાપાર મહા અનર્થકારી અને બહુદોષ યુક્ત હોવાથી શ્રાવકોએ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે.

दिग्देशानर्थदण्डेभ्यो विरतिर्या विधीयते ।
जिनेश्वरसमाख्यातं त्रिविधं तद्गुणव्रतं ॥८०४॥

દિક્ પરિમાણ, દેશ અવધિ, અને અનર્થ દંડની જે વિરતિ કરવી તેને જિનેશ્વર દ્વારા પ્રતિપાદિત ત્રણ પ્રકારના ગુણ વ્રત કહે છે.

અર્થાત્—ગુણવ્રત ત્રણ પ્રકારના છે. દિગ્વ્રત, દેશવ્રત અને અનર્થ દંડ ત્યાગવ્રત.

नमस्कारादिकं ज्ञेयं शरणोत्तममङ्गलं ।
संध्यानत्रित्रये शश्वदेकाग्रकृतचेतसा ॥८०५॥
सर्वारंभं परित्यज्य कृत्वा द्रव्यादिशोधनं ।
आवश्यकं विधातव्यं व्रतवृद्धयर्थमुत्तमैः ॥८०६॥

## સામાયિક નામે પ્રથમ શિક્ષાવ્રત.

વ્રતની વૃદ્ધિ અર્થે પ્રતિદિન પ્રાતઃ મધ્યાન્હ અને સાંજ એમ ત્રિ સંધ્યા સમયે શરણ કરવા યોગ્ય અને મંગલ સ્વરૂપ શ્રી નવકાર મંત્રની આદિમાં વર્ણાએલા શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુ રૂપી પંચ પરમેષ્ટિનું એકાગ્ર ચિત્તે ધ્યાન ધરી સર્વ આરંભ સમારંભનો પરિત્યાગ કરી ( સાવદ્યયોગનો ત્યાગ કરી ) દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવની શુદ્ધિ કરી ઉત્તમ જનોએ સામાયિક (આવસ્યક ક્રિયા) કરવું તેમજ,

નોટ—અણુવ્રતની શુદ્ધિ (અને વૃદ્ધિ) અર્થે ચાર શિક્ષાવ્રત છે. દિગમ્બર આમ્નાય મુજબ સામાયિક ત્રિસંધ્યા સવાર બપોર અને સાંજ સમયે થઈ શકે છે.

લાખ ઓગણસાઠ બાણુ કોડિ, પચવીસ સહસ્ર નવસેં જોડી, પચવીશ પલ્યોપમ ઝાઝેરૂં તે બાંધે.

द्वयासनद्वादशावर्ताश्चतुर्मस्तकसंनतिः ।
त्रिविशुद्धया विधातव्या वन्दना स्वहितोद्यतैः ॥८०७॥

મન વચન અને કાયાની વિશુદ્ધિ સહિત આત્મહિતમાં નિરત જનોએ બે આસન બાર આવર્ત અને મસ્તક વડે ચાર પ્રકારની નતિ પુર્વક વંદના કરવી.

વંદના, ગુરૂવંદન, સુગુરૂ વાંદણા, આવર્ત, અહો કાય કાય રૂપ ત્રણ અને જત્તાભે, જવણિજ્જંચભે રૂપ ત્રણ, એમ એક વંદનમાં છ અને બે વંદનમાં બાર આવર્ત થાય છે. "કાય સંફાસ" કહેતાં સ્વમસ્તક ગુરૂ ચરણે નમાડવું તથા "ખામેમિ ખમાસમણો" કહેતાં ફરી નમાડવું એમ બે વાર અને બીજી વારને વાંદણે બે વાર મળી ચારવાર સ્વમસ્તક નમાડવા રૂપ ચાર નતિ.

चत्वारि सन्ति पर्वाणि मासे तेषु विधीयते ।
उपवासः सदा यस्तत्पोषधव्रतमीर्यते ॥८०८॥

દરમાસે ચાર પર્વ તિથિઓ આવે છે બે આઠમ અને બે ચઉદશ, કાયમ તે પર્વને દિવસે જે ઉપવાશ કરવો તેને પ્રૌષધોપવાસ વ્રત કહે છે (પ્રૌષધ નામે બીજું શિક્ષા- વ્રત જાણવું.)

त्यक्तभोगोपभोगेऽस्य सर्वारम्भविमोचिनः ।
चतुर्विधाशनत्याग उपवासो मतो जिनैः ॥८०९॥

ભોગ્ય અને ઉપભોગ્ય પદાર્થોના ત્યાગ પુર્વક સર્વ આરંભ રહીત થઈ ચાર પ્રકારના (આસન, પાન ખાદિમ અને સ્વાદિમ) આહારનો જે ત્યાગ તેને જિનેશ્વરોએ ઉપવાસ કહ્યો છે.

નોટ–નિરારમ્ભી થઈ સ્વ શરીરની શોભાના દ્રવ્યો સ્નાન, વિલેપન, પુષ્પમાલા, અલંકાર આદિનો ત્યાગ કરી સાધુ નિવાસમાં એટલે ઉપાશ્રયમાં મંદિરમાં યા સ્વગૃહે પૌષધશાલામાં ધર્મધ્યાનમાં મન પરોવી પર્વને દિવસે ( પૌષધ-પર્વ ) ચારે આહારના ત્યાગ પુર્વક શ્રાવકનું રહેવું તે પૌષધોપવાસ.

अभुक्त्यनुपवासैकभुक्तयो भक्तितत्परैः ।
क्रियन्ते कर्मनाशाय मासे पर्वचतुष्टये ॥८१०॥

જિનેશ્વર ભગવાનની ભક્તિમાં તત્પર રહેનારા શ્રાવકોએ એક માસમાં ઉપર્યુક્ત ( બે અષ્ટમી અને બે ચતુર્દશી એમ ચાર પર્વને દિવસે કર્મોનો નાશ કરવાને માટે ઉપવાસ અનુપ વાસ ( ઇષદ્ અર્થે અન્ ઈષદ્ ઉપવાસ એટલે માત્ર પ્રાશુક પાણી લેવું ) અને એકાસનમાંથી કોઈને કોઈ વ્રત તો અવશ્ય કરવું કારણ કે

कर्मेन्धनं यदज्ञानात्संचितं जन्मकानने ।
उपवासशिखी सर्वं तद्भस्मीकुरुते क्षणात् ॥८११॥

### ઉપવાસનું ફલ.

અનાદિ કાલથી આ ભવાટવીમાં ભ્રમણ કરતાં અજ્ઞાનના યોગથી કર્મરૂપી ઇંધનનો જીવે જે સંચય કર્યો હોય તેને ઉપવાસ રૂપી અગ્નિ એક ક્ષણમાં બાળીને ભસ્મ કરી નાંખે છે.

भोगोपभोगसंख्यानं क्रियते यद्धितात्मना ।
भोगोपभोगसंख्यानं तच्छिक्षापात्रतमुच्यते ॥८१२॥

## ભોગોપભોગ પરિમાણ નામે ત્રીજું શિક્ષાવ્રત.

આત્મહિતાર્થે ભોગ્ય અને ઉપભોગ્ય પદાર્થોનું જે નિયમન કરવું તે ભોગોપભોગ પરિમાણ નામા ત્રીજું શિક્ષા વ્રત છે.

आहारपानताम्बूलगन्धमाल्यफलादयः ।
भुज्यन्ते यत्स भोगश्च तन्मतः साधुसत्तमैः ॥८१३॥

### ભોગ કોને કહેવો.

આહાર, પાણી, તાંબુલ, ગંધ, માલા, ફલ, ફુલ આદિ દ્રવ્યો જે કેવળ એકજવાર ભોગવાય છે તેને મુનિ પ્રવરો ભોગ કહે છે.

મેળવો—એક વાર જે ભોગમાં આવે વસ્તુ અનેક
અશન પાન વિલેપને ભોગ કહે જિન છેક.
વીરવીજયજી, ચો. પ્ર. પૂજા.

वाहनाशनपल्यङ्कस्त्रीवस्त्राभरणादयः ।
भुज्यन्तेऽनेकधा यस्मादुपभोगाय ते मताः ॥८१४॥

વાહન, આસન, પલંગ, સ્ત્રી, વસ્ત્ર, આભૂષણ આદિ વારંવાર ભોગવાય છે તેથી તે ઉપભોગ કહેવાય છે.

મેળવો—ભોગવી વસ્તુ ભોગવે, તે કહીએ ઉપભોગ.
ભૂષણ, ચીવર, વલ્લભા ગેહાદિક સંયોગ.
વીર. વી. ચો. પ્ર. પૂજા.

सन्तोषो भाषितस्तेन वैराग्यमपि दर्शितं ।
भोगोपभोगसंख्यानव्रतं येन स्म धार्यते ॥८१५॥

જેણે ભોગોપભોગની વસ્તુઓનું પરિમાણ કીધું છે

તે સંતોષી છે. એટલુંજ નહિ પણ તેનામાં વૈરાગ્યની પણ ઝાંખી થાય છે.

चतुर्विधो वराहारो दीयते संयतात्मनां ।
यिक्षाव्रतं तदाख्यातं चतुर्थं गृहमेधिनां ॥८१६॥

## અતિથિ સંવિભાગ.

સંયતિ અતિથિઓને જે ચતુર્વિધ ઉત્તમ આહારનું દાન તે અતિથિ સંવિભાગ નામક ગૃહસ્થીઓનું ચોથું શિક્ષાવ્રત છે. આ વ્રતને વૈયાવૃત્ય પણ કહે છે. આ વ્રતના ચાર ભેદ છે. ૧ ભિક્ષા (સંયમ પરાયણી મુમુક્ષુ અતિથિને શુદ્ધ ચિત્તે નિરવદ્ય આહારનું દાન) ૨ ધર્મોપકરણ ૩ ઔષધ, ૪ પતિશ્રય-ઉપાશ્રય.

स्वयमेव गृहं साधुर्योत्रात(न्व)ति संयतः ।
अन्वर्थवेदिभिः प्रोक्तः सोऽतिथिर्मुनिपुंगवैः ॥८१७॥

જે સંયમિ સાધુ પોતાની મેળે ભિક્ષાર્થે (અચાનક) ઘેર આવી ચડે છે તેને અર્થના જાણ મુનિ પુંગવો અતિથિ કહે છે.

નોટ-જેની આવવાની નિશ્ચિત તિથિ નથી તે અતિથિ, બીજાને અભ્યાગત કહે છે.

श्रद्धामुत्सत्त्वविज्ञानतितिक्षाभक्त्यलुब्धता ।
एते गुणा हितोद्युक्तैर्ध्रियन्तेऽतिथिपूजनैः ॥८१८॥

શ્રદ્ધા, ઉત્સાહ, સત્વ, વિજ્ઞાન, સહિષ્ણુતા, ભક્તિ નિર્લોભતા આટલા ગુણો આત્મહિતાર્થી અતિથિપૂજકમાં હોવા જોઈએ.

प्रतिग्रहोच्चदेशाङ्घ्रिक्षालनं पूजनं नतिः ।
त्रिशुद्धिरन्नशुद्धिश्च पुण्याय नवधा विधिः ॥८१९॥

દાન દેવા સમયે, પ્રતિગ્રહ, ઉચ્ચ દેશાવસ્થાન, ચરણ પ્રક્ષાલન, પૂજન, નતિ ( નમસ્કાર ), મન વચન કાયાની શુદ્ધિ અને અન્ન શુદ્ધિ આ નવ પ્રકારની વિધિ પુણ્યાર્થે સાચવવી જોઈએ.

सामायिकादिभेदेन शिक्षाव्रतमुदीरितं ।
चतुर्धेति गृहस्थेन रक्षणीयं हितैपिणा ॥८२०॥

પૂર્વોક્ત સામાયિક પ્રૌષધ ભોગોપાભોગ પરિમાણ અને અતિથિ સંવિભાગ આ ચાર પ્રકારનું શિક્ષાવ્રત છે તેનું આત્મ હિતૈષી ગૃહસ્થોએ સદા પાલન કરવું જોઈએ.

द्वादशाणुव्रतान्येवं कथितानि जिनेश्वरैः ।
गृहस्थैः पालनीयानि भवदुःखं जिहासुभिः ॥८२१॥

આ પ્રમાણે બાર પ્રકારના અણુવ્રત ( પાંચ અણુવ્રત ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત ) જિનેશ્વર પ્રભુએ બતાવ્યા છે. તેનું ભવદુઃખથી નિવૃત્ત હોવાની ઇચ્છાવાલા ગૃહસ્થોએ સદા પાલન કરવું જોઇએ.

स्वकीयं जीवितं ज्ञात्वा त्यक्त्वा सर्वां मनः क्षितिं ।
बंधूनापृच्छय निःशेषांस्त्यक्त्वा देहादिमूर्छनां ॥८२२॥
बाह्यमभ्यन्तरं-सङ्गं मुक्त्वा सर्वं विधानतः ।
विधायालोचनां शुद्धां हृदि न्यस्य नमस्कृतिं ॥८२३॥
जिनेश्वरक्रमाम्भोजभूरिभक्तिभरानतैः ।
सल्लेखना विधातव्या मृत्युतो नरसत्तमैः ॥८२४॥

સલ્લેખના:

પોતાનો મૃત્યુકાલ નિકટ જણાય તે વખતે સર્વ પ્રકારની મનની ગ્લાનિ છોડી દઈ સ્વદેહાદિ ( દેહ, ધન. કુટુંબ, પુત્ર, કલત્ર વિગેરે ) માં મૂર્છાનો. પરિત્યાગ કરી સ્વજનોની આજ્ઞા લઈ સર્વ પ્રકારના બાહ્ય અને અંતરગ ( કષાયાદિ ) પરિગ્રહથી મુક્ત થઈ વિધિ પુર્વક પાપની શુદ્ધ આલોચના કરી જિનેશ્વર પ્રભુને હૃદયમાં ધારણ કરી તેને હૃદયપુર્વક નમસ્કાર કરી જિનેંદ્રના ચરણકમળમાં અપુર્વ ભક્તિના ભારથી નમ્ર થએલા ઉત્તમ નરોએ મૃત્યુની સલ્લેખના કરવી.

નોટ–જિનેશ્વર પ્રભુનું હૃદયમાં ધ્યાન ધરી અપૂર્વ ભક્તિ પૂર્ણ હૃદયથી તેના ચરણ કમળમાં નમસ્કાર કરી ઉત્તમ નરોએ શાસ્ત્રાનુસાર મૃત્યુની સલ્લેખના કરવી.

दुर्लभं सर्व दुःखानां नाशकं बुधपूजितं ।
सम्यक्त्वं रत्नवद्धार्यं संसारान्तं यियासुभिः ॥८२५॥

સંસારનો પાર પામવાની ઈચ્છાવાલા મનુષ્યોએ દુર્લભ, દુઃખનાશક અને બુધ જનોએ પૂજીત સમ્યકત્વ રત્ન અંગીકાર કરવું જોઈએ.

षड्द्रव्याणि पदार्थाश्च नव तत्त्वादिभेदतः ।
जायते श्रद्दधज्जीवः सम्यग्दृष्टिर्न संशयः ॥८२६॥

જે મનુષ્ય જીવા જીવાદિ ષટ્ દ્રવ્યો ( જીવ, ધર્મ, અધર્મ, પુદ્ગળ અને આકાશ એમ પંચાસ્તિકાય અને છઠ્ઠો કાલ ) અને નવ તત્વમાં વિભિન્ન નવ પદાર્થોમાં શ્રદ્ધાન

કરે છે તે જીવ અવશ્ય સમ્યગ્ દૃષ્ટિ છે એમાં સંશય નથી. तत्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् જિનેશ્વર ભાખિત જીવાજીવાદિ નવ તત્ત્વોને વિષે શ્રદ્ધાન, તે સમ્યગ્ દર્શન જુઓ -તત્વાર્થ સૂત્ર.

अतीतेऽनन्तशः काले जीवेन भ्रमता भवे ।
कानि दुःखानि नाप्तानि विना जैनेन्द्रशासनं ॥८२७॥

જિનેંદ્ર પ્રભુના સાસનની પ્રાપ્તિવગર આ સંસારમાં પરિભ્રમણ કરતા જીવે અતીત કાલમાં અનન્તા ભવમાં કયા દુઃખો નથી ભોગવ્યા ? અર્થાત્ જિન પ્રભુના શાસન વિના આ જીવ અનન્ત કાળ સંસારમાં રખડયો અને અનન્તા દુઃખ અનુભવ્યા, હવે પવિત્ર સાસનની પ્રાપ્તિ થઈ એટલે છુટક બારી નજીક છે.

निर्ग्रन्थं निर्मलं तथ्यं पूतं जैनेन्द्रशासनं ।
मोक्षवर्त्मेति कर्तव्या मतिस्तेन विचक्षणैः ॥८२८॥

નિર્ગ્રંન્થ, નિર્મલ, સત્ય, અને પવિત્ર જિનેશાસન એજ મોક્ષનો માર્ગ છે માટે હિતાહિતના જાણ મનુષ્યોએ તેવીજ બુદ્ધિનો આદર કરવો.

કોઇ પ્રતમાં નીચેનો શ્લોક મલી આવે છે.

साचेटोऽपि दरिद्रोऽपि जिनधर्मविभूपितः ।
जिनधर्मविनिर्मुक्तो मा भूवे चक्रवर्त्यपि ॥

જિનધર્મથી વિભૂષિત થઈ દરિદ્ર અને ભૃત્ય થવું એ બહેતર છે પણ જીનધર્મથી રહિત થઈ ચક્રવર્તીની પદી પણ કદી પ્રાપ્ત થજો મા.

ज्योतिर्भावनभौमेषु षट्स्वधःश्वभ्रभूमिषु ।
जायते स्त्रीषु सद्दृष्टिर्न मिथ्यात्वादसंज्ञि ॥८२९॥

(સમ્યકત્વ પ્રાપ્ત થયા પછી આયુષ્ય બાંધે તો) સમ્યગ્દૃષ્ટિ જીવ જ્યોતિષી ભવનવાસી (ભુવનપતિ અને અને વ્યંતર) દેવોમાં અને નીચેની છ નરકોમાં ઉત્પન્ન થતા નથી તેમજ અસંજ્ઞીપણું અને સ્ત્રી પર્યાયને પણ પ્રાપ્ત થતા નથી.

ભાવાર્થ—સમકિત પ્રાપ્ત થયાં પહેલાં આયુષ્યનો બંધ બાંધ્યો હોય તો તો જે ગતિનું આયુષ્ય બાંધ્યું હોય તેજ ગતિમાં જીવ અવશ્ય જાય છે જેમ શ્રેણીકરાની ક્ષાયિક સમકિતના ધણી છતાં નરકમાં જાય છે પણ સમકિત પ્રાપ્ત થયા પછી જો આયુષ્ય બાંધે તો બેશક ઉપરોક્ત શ્લોકમાં વર્ણવેલ સ્થલે કદી ઉત્પન્ન થાય નહિ.

एकमपि क्षणं लब्ध्वा सम्यक्त्वं यो विमुञ्चति ।
संसारार्णवमुत्तीर्य लभते सोऽपि निर्वृतिं ॥८३०॥

જે જીવ એક ક્ષણ માત્ર પણ સમ્યકત્વ પ્રાપ્ત કરી તેને છોડી દે છે તે પણ સંસાર સમુદ્રથી તરી જઈ અવશ્ય મુક્તિ પ્રાપ્ત કરે છે.

નોટ—સમ્યકત્વ ફરસ્યા પછી જીવ ઉત્કૃષ્ટ અર્ધ પુદ્‌ગળ પર અન્નેમાં અવશ્ય મુક્તિ પામે છે.

रोचते दर्शितं तत्त्वं जीवः सम्यक्त्वभावितः ।
संसारोद्वेगमापन्नः संवेगादिगुणान्वितः ॥८३१॥

સમ્યગ્ ભાવથી ભાવિતાત્મા નવ તત્ત્વો પ્રત્યે રૂચિ-વાળો હોય છે, સંસારથી ઉદ્વેગ પામે છે અને શમ, સંવેગ,

અનુકમ્પા, આસ્તિક્ય, આદિ ગુણોથી અલંકૃત થાય છે.

यत्किंचि दृश्यते लोके प्रशस्तं सचराचरं ।
तत्सर्वं लभते जीवः सम्यक्त्वामलरत्नतः ॥८३२॥

આ લોકને વિશે જે કાંઇ સ્થાવર યા જંગમ પ્રશસ્ત ચીજ દેખાય છે તે સર્વે સમ્યકત્વ દર્શન રૂપી નિર્મલ રત્નથી જીવને પ્રાપ્ત થાય છે.

शङ्कादिदोषनिर्मुक्तं संवेगादिगुणान्वितं ।
यो धत्ते दर्शनं सोऽत्र दर्शनी कथितो जिनैः ॥८३३॥

શંકાદિ દોષથી રહિત (શંકા, કાંક્ષા, વિતિગિચ્છા મિથ્યાત્વીની પ્રશંસા અને તેમનો પરિચય) સંવેગાદિ (શમ, સંવેગ, અનુકમ્પા, આસ્તિક્ય) ગુણોથી યુક્ત સમ્યગ્દર્શનને જે ધારણ કરે છે તેને જિનેશ્વર પ્રભુના શાસનમાં સમ્યગ્દષ્ટિ જીવ કહેવાય છે.

दुरन्तासारसंसारजनितासातसंततेः ।
यो भीतोऽणुव्रतं याति व्रतिनं तं विदुर्बुधाः ॥८३४॥

## શ્રાવકની અગીઆર પડિમા વ્રતી.

દુઃખ સ્વરૂપ અસાર સંસારમાં ઉત્પન્ન થતી દુઃખ શ્રેણીથી જેને ભય ઉત્પન્ન થયો છે તે અહિંસાદિ અણુવ્રત અંગીકાર કરે છે અને તેને વિદ્વજ્જનો વ્રતી કહે છે.

आर्तरौद्रपरित्यक्तस्त्रिकालं विदधाति यः ।
सामायिकं विशुद्धात्मा स सामायिकवान्मतः ॥८३५॥

## સામાયિકવાન.

જે મનુષ્ય આર્ત રૌદ્ર ધ્યાનને છોડીને સ્હવાર બપોર

અને સાંજે સામાયિક કરે છે તે વિશુદ્ધાત્માને **સામાયિકવાન** કહે છે.

નોટ–દિગંબર આમ્નાય પ્રમાણે કાલ સામાયિક છે જે ફક્ત ત્રિસંધ્યા સમયેજ થઈ શકે છે જ્યારે શ્વેતામ્બરો કહે છે કે ચોવીશ કલાકમાંથી ગમે તે વખતે સામાયિક કરવામાં બાધ નથી.

मासे चत्वारि पर्वाणि तेषु यः कुरुते सदा ।
उपवासं निरारम्भः प्रोषधी स मतो जिनैः ॥८३६॥

જે મનુષ્ય એક માસના ચારે પર્વને દિવસે નિરારમ્ભી થઇ ઉપવાસ કરે છે તે પોષધવ્રતી કહેવાય છે.

न भक्षयति योऽपक्वं कन्दमूलफलादिकं ।
संयमासक्तचेतस्कः सचित्तात्स पराङ्मुखः ।८३७॥

જે કાચા કંદ, મૂલ, ફલાદિક ભક્ષણ નથી કરતો તે સંયમમાં આસક્ત ચિત્તવાલા મનુષ્યને **સચિત ત્યાગી** કહે છે.

मैथुनं भजते मर्त्यो न दिवा यः कदाचन ।
दिवामैथुननिर्मुक्तः स बुधैः परिकीर्तितः ॥८३८॥

જે મનુષ્ય દિવસને વિશે કદાપિ સ્ત્રી સંગ નથી કરતો તેને બુધજનો દિવા મૈથુન નિર્મુક્ત કહે છે.

संसारभयमापन्नो मैथुनं भजते न यः ।
सदा वैराग्यमारूढो ब्रह्मचारी स भण्यते ॥८३९॥

જે સંસારના ભયથી વ્યગ્ર થએલો પુરૂષ કદી પણ

મૈથુન સેવતો નથી અને સદા વૈરાગ્ય યુક્ત રહે છે તે **બ્રહ્મચારી** કહેવાય છે.

निरारम्भः स विज्ञेयो मुनीन्द्रैर्हतकल्मषैः ।
कृपालुः सर्वजीवानां नारम्भं विदधाति यः ॥८४०॥

જે કૃપાળુ શ્રાવક કોઇ જીવનો ઘાત થાય એવા આરંભથી નિરાળો રહે છે તેને, પાપમલને જેણે ધોઈ નાંખ્યા છે એવા જિનેંદ્ર પ્રભુ **નિરારંભી** કહે છે.

संसारद्रुममूलेन किमनेन ममेति यः ।
निःशेषं त्यजति ग्रन्थं निर्ग्रन्थं तं विदुर्जिनाः ॥८४१॥

"સંસાર વૃક્ષના મૂલ સ્વરૂપ પરિગ્રહથી મ્હારે શું" એમ સમજી જે સર્વ પરિગ્રહનો ત્યાગ કરે છે તેને જિનેશ્વરો નિર્ગ્રન્થ કહે છે.

सर्वदा पापकार्येषु कुरुतेनुमतिं न यः ।
तेनानुमननं युक्तं भण्यते बुद्धिशालिना ॥८४२॥

( સંસારના પાપકાર્યોમાં જે કદી પોતાની સંમતિ આપતો નથી ) તેને બુધ્ધિશાળી જનો **અનુમતિ ત્યાગી** કહે છે.

स्वनिमित्तं त्रिधा येन कारितोऽनुमतः कृतः ।
नाहारो गृह्यते पुंसा त्यक्तोदिष्टः स भण्यते ॥८४३॥

પોતાને માટે મન વચન અને કાયાથી કીધેલ કરાવેલ અગર અનુમતિથી તૈયાર થએલ આહારને ગ્રહણ ન કરનાર શ્રાવકને **ત્યક્તોદ્દિષ્ટ** કહે છે.

एकादश गुणानेवं धत्ते यः क्रमतो नरः ।
मर्त्यामरश्रियं भुक्त्वा यात्यसौ मोक्षमव्ययं ॥८४४॥

આ પ્રમાણે ઉપર જણાવેલી (૮૩૩થી ૮૪૩ પર્યન્ત) શ્રાવકની અગીઆર પડિમા જે મનુષ્ય ચઢતા ક્રમસર ધારણ કરે છે તે દેવલોકની ઋદ્ધિ ભોગવી અવિનશ્વર મોક્ષ સુખ પામે છે.

वधो रोधोऽन्न पानस्य गुरुभारातिरोहणं ।
बन्धच्छेदौ मलाः पंच प्रथमव्रत गोचराः ॥८४५॥

### અહિંસા વ્રતના અતિચાર.

વધ, અન્ન પાનનો નિરોધ, ગુરૂભારાતિરોપણ (અતિ ભાર ભરવો) બંધ અને છેદ એ પાંચ પ્રથમ અહિંસા અણુવ્રતના અતિચાર છે. (વ્રતને મલિન કરનારા છે).

कुटलेखक्रिया मिथ्यादेशनं न्यासलोपनं ।
पैशुन्यं मन्त्रभेदश्च द्वितीयव्रतगा मलाः ॥८४६॥

### સત્યવ્રતના અતિચાર.

૧ કુટ લેખ ક્રિયા (ખોટા દસ્તાવેજ કરવો) ૨ મિથ્યોપદેશ (ખોટી સલાહ આપવી) ૩ ન્યાસાપહાર (થાપણ ઓળવવી) ૪ પૈશુન્ય (ચાડી) ૫ મંત્રભેદ (છાની વાત બ્હાર પાડવી) એ પાંચ બીજા સત્યાણુવ્રતને મલિન કરનારા અતિચાર છે.

स्तेनानीतसमादानं स्तेनानामनुयोजनं ।
विरुद्धातिक्रमो राज्ये कूटमानादिकल्पनं ॥८४७॥
कृत्रिम व्यवहारश्च तृतीयव्रतसंभवाः ।
अतिचारा जिनैः पश्च गदिता धुतकर्मभिः ॥८४८॥

## અચૌર્ય વ્રતના અતિચાર.

૧ સ્તેનાહૃત. ( ચોરીનો માલ લેવો )
૨ સ્તેનાપ્રયોગ. ( ચોરીની સલાહ આપવી યા ચોરી કરવાની રીત બતાવવી )
૩ રાજ્ય વિરૂદ્ધતિક્રમ. ( વિરૂદ્ધ રાજ્યાતિક્રમ )
૪ કૂટમાનાદિકલ્પન. ( કુડા માનમાપા કરવા )
૫ પ્રતિરૂપક વ્યવહાર ( ભેળ સંભેળ )

ખોટા સિક્કા કરવા વિગેરે એ પાંચ ત્રીજા અચૌર્ય અણુવ્રતના અતિચાર કર્મ મલથી મુક્ત જીનેશ્વરોએ ભાખ્યા છે.

अनङ्गसेवनं तीव्रमन्मथाभिनिवेशनं ।
गमनं पुंश्चलीनार्योः स्वीकृतेतररूपयोः ॥८४९॥
अन्यदीयविवाहस्य विधानं जिनपुंगवैः ।
अतिचारा मताः पञ्च चतुर्थव्रतसंभवाः ॥८५०॥

૧ અનંગ સેવન ( અનંગ વ્યવહાર વિરૂધ્ધ અંગોથી કામ ક્રીડા કરવી )
૨ તીવ્ર મન્મથા ભિનિવેષ. ( કામ ભોગ વિષે તીવ્ર અભિલાષ કરવો )
૩ વેશ્યા ગમન. ( અપરિગ્રહીતા ગમન )
૪ પરસ્રી ગમન. ( ઈત્વર પરિગૃહીતા ગમન )
૫ પરવિવાહ વિધાન ( પરાયા વિવાહ જોડવા )

આ પાંચ ચતુર્થ વ્રતના અતિચાર જીન પુંગવોએ જણાવ્યા છે.

हिरण्यस्वर्णयोर्वास्तुक्षेत्रयोर्धनधान्ययोः ।
कुप्यस्य दासदास्योश्च प्रमाणातिकमाद्विधा ॥८५१॥

अतिचारा जिनैः प्रोक्ताः पञ्चामी पञ्चमे व्रते ।
वर्जनीयाः प्रयत्नेन व्रतरक्षा विचक्षणैः ॥८५२॥

### પરિગ્રહ પરિમાણુ વ્રતના અતિચાર.

૧ સોનુંરૂપું, ૨ ક્ષેત્રવાસ્તુ, ૩ ધનધાન્ય, ૪ કુપ્ય, ( તાંબુ પીતળ વિગેરે ધાતુ ) ૫ દાસ દાસી આ પાંચ ચીજોનો કૃત પ્રમાણથી અતિક્રમ તે પંચમ પરિગ્રહ પરિમાણુ વ્રતના અતિચાર જિનેશ્વરોએ કહ્યા છે તે પાંચે અતિચારને વ્રત રક્ષામાં તત્પર જનોએ પ્રયત્નપુર્વક વર્જવા યોગ્ય છે.

क्षेत्रस्य वर्धनं तिर्यगूर्ध्वाधोव्यतिलङ्घनं ।
स्मृत्यन्तरविधिः पञ्च मता दिग्विरतेर्मलाः ॥८५३॥

### દિગ્વ્રતના અતિચાર.

ઉર્ધ્વદિશી, અધો દિશિ, તિર્યગ્ દિશિ એ આવા ગમનના નિયમનું ઉલ્લંઘન, ક્ષેત્રવૃદ્ધિ ( એક દિશા સંક્ષેપી બીજી દિશા વધારવી ) અને સ્મૃત્યંતર વિધિ ( અનાભોગે સ્મૃતિ દોષથી અધિક ભૂમિ જવું ) એ પાંચ દિગ્ વિરતિના અતિચાર છે.

आनीतिपुद्गलक्षेपौः प्रेक्ष्य लोकानुयोजनं ।
शब्दरूपानुपातौ च स्युर्देशविरतेर्मलाः ॥८५४॥

### દેશવ્રતના અતિચાર.

૧ આનીતિ, ૨ પુદ્ગલ પ્રક્ષેપ, ૩ પ્રેષ્ય લોકોનું યોજન, ૪ શબ્દાનુપાત, અને ૫ રૂપાનુપાત એ પાંચે દેશ વ્રતના અતિચાર છે.

આનીતિ—નિયમિત ભૂમિકામાં કે બહારથી મંગાવવું અને બહાર મોકલવું.

પુદ્‌ગલ પ્રક્ષેપ—કાંકરો પત્થર આદિ મર્યાદિત સીમાની બ્હાર ફેંકવા.

પ્રેષ્ય લોકાનું યોજન—નોકર મોકલવાની ગોઠવણ કરવી.

શબ્દાનુપાત—શબ્દ સંભળાવી સાદ પાડી બોલાવવું.

રૂપાનુપાત—રૂપ દેખાડી બોલાવવું.

असमीक्ष्यक्रियाभोगोपभोगानर्थकारिता ।
बहुसंबन्धभाषित्वं कौत्कुच्यं मदनार्त्तता ॥८५५॥
पञ्चैतेऽनर्थदण्डस्य विरतेः कथिता मलाः ।
समस्तवस्तुविस्तारवेदिभिर्जिनपुंगवैः ॥८५६॥

અનર્થ દંડ વિરતિના અતિચાર.

૧ અસમીક્ષ્ય ક્રિયાધિકરણ (વિના વિચાર્યે પાપ ક્રિયા કરવી)
૨ ભોગોપભોગ અનર્થકારિતા (આવશ્યકતાથી અધિક ભોગોપભોગની વસ્તુઓનો સંગ્રહ કરવો)
૩ બહુ સંબંધ ભાષિત્વ. (વિના સંબંધ બહુ બોલવું.)
૪ કૌત્કુચ્યં (શરીરથી કુચેષ્ટા કરવી)
૫ મદનાર્ત્તતાયા :કન્દર્પ (કામોત્પાદક અશ્લીલ વચનો ચ્ચારણ)

આ પાંચ સમસ્ત વસ્તુ વિચારના જાણ શ્રી જિનેશ્વર પ્રભુએ અનર્થદંડ વિરતિના અતિચાર બતાવ્યા છે.

अस्थिरत्वास्मृतं योगदुष्क्रियानादरा मलाः ।
सामायिकव्रतस्यैते मताः पञ्च जिनेश्वरैः ॥८५७॥

૧ મન ૨ વચન અને ૩ કાયાથી દુષ્ક્રિયા ૪ અનૈકા ગ્રતાથી વિસ્મૃતિ ૫ અનાદર ( વેઠ સમજી આદર રહિત પણે સામાયિક કરવું ) આ પાંચ સામાયિક વ્રતના દૂષણ છે.

अदृष्टमार्जितोत्सर्गादानसंस्तरकक्रियाः ।
अस्मृत्यानादरौ पञ्च प्रोषधस्य मला मताः ॥८५८॥

અદષ્ટ અમાર્જીત ઉત્સર્ગ.
અદષ્ટ અમાર્જીત દાન.
અદષ્ટ અમાર્જીત સંસારકક્રિયા.
અસ્મૃતિ.
અનાદર.

૧ ( વગર જોઈ વગર પુંજી ભૂમિમાં મલોત્સર્ગ કરવો. )
૨ ( વગર જોઇ વગર પુંજી ભૂમિમાં પ્રમાદ ઉપકરણો મુકવા લેવા. )
૩ ( વગર જોઇ વગર પુજી ભૂમિમાં સંસ્તાર સંથારો કરવો )
૪ ( યોગ્ય ક્રિયાઓની વિસ્મૃતિ )
૪ ( અનાદરની દષ્ટિથી પૌષધ કરવો )

એ પાંચ પૌષધ વ્રતના અતિચાર છે.

૧ અદષ્ટ અમાર્જીત ( વિના જોઈ, વિના પુજી ભૂમિમાં મલોત્સર્ગ કરવો ( લઘુનિતી વડીનીતિ પરઠવવી ) ૨ પ્રમાદથી ઉપકરણો લેવા, મુકવા ૩ ચંથારો કરવો ૪ યોગ્ય ક્રિયા ભૂલી જવી અને ૫ અનાદર દષ્ટિથી પૌષધ કરવો એ પાંચ પૌષધવ્રતના અતિચાર છે.

सचित्तमिश्रसंबन्धदुष्पक्कामिषवासिताः ।
भोगोपभोगसंख्याया मलाः पञ्च निवेदिताः ॥८५९॥

## ભોગોપભોગના પાંચ અતિચાર.

સચિત્ત, મિશ્ર, સચિત્ત સંબંધ, દુષ્પકવ અને અભિષ વાસિત એ પાંચ ભોગોપભોગ સંખ્યાવ્રતના અતિચાર છે.

૧ (જીવસહિત) ૨ (સચિત્તા ચિત્ત) ૩ (સચિત્તથી સ્પર્શિત) ૪ (ખરાબ રીતે પચાવેલા) ૫ (કાચા)

सचित्ताच्छादनिक्षेपकालातिक्रममत्सराः ।
सहान्यव्यपदेशेन दाने पञ्च मला मताः ॥८६०॥

## વૈયાવૃત્યના પાંચ અતિચાર.

૧ સચિત્તા આચ્છાદ (સચિત્ત દ્રવ્યથી ઢાંકેલ)
૨ સચિત્ત નિક્ષેપ (સચિત્ત પદાર્થ ઉપર મુકેલ)
૩ કાલાંતિક્રમ (કાલની મર્યાદાનુ ઉલ્લંઘન કીધેલ)
૪ મત્સર (બીજાની ઈર્ષ્યાથી)
૫ સહન્ય વ્યપદેશ (બીજાના વ્યપદેશ સહિત આહાર દાન દેવું)

એ પાંચ વૈયાવૃત્યના અતિચાર છે.

૧ સચિત્ત નિક્ષેપ (સચિત્ત પદાર્થ ઉપર મુકેલ આહાર દેવો)
૨ સચિત્ત પિધાન. (સચિત્ત દ્રવ્યની ઢાંકેલ આહાર દેવો)
૩ પર વ્યપદેશ ( બીજાના વ્યપદેશ સહિત આહાર દાન દેવું. )
૪ માત્સર્ય. (મત્સર-બીજાની ઈર્ષ્યાથી દાન દેવું)
૫ કાલાતિક્રમ (અકાલે-કાલની મર્યાદાનું ઉલ્લંઘન કરી દાન દેવું)

पञ्चत्वजीविताशंसे मित्ररागसुखाग्रहौ ।
निदानं चेति निर्दिष्टं संन्यासे मलपञ्चकं ॥८६१॥

## સંલેખણાના પાંચ અતિચાર.

૧ પંચત્વાશંસ (દુઃખ આવ્યે મરવા તણી વાંછા કરવી)
૨ જીવિતાસંસ (સુખ આવ્યે જીવવા તણી વાંછા કરવી)
૩ મિત્રાનુરાગ (મિત્રોમાં પ્રેમ રાગ કરવો)
૪ સુખાગ્રહ (સુખની વાંચ્છા કરવી)
૫ નિદાન. (નિયાણું બાંધવું)

આ પાંચ સંલેખણા વ્રતના અતિચાર છે.

शङ्काकाङ्क्षाचिकित्सादिप्रशंसासंस्तवा मलाः ।
पञ्चमे दर्शनस्योक्ता जिनेन्द्रैर्धुतकल्मषैः ॥८६२॥

## સમ્યગ્ દર્શનના અતિચાર.

સર્વજ્ઞ પ્રતિપાદિત શાસ્ત્રોમાં શંકા કરવી (શંકા) અન્યમતની વાંછા કરવી (કાંક્ષા) સાધુ સાધ્વીના મલિન ગાત્ર દેખી દુગંછા કરવી (વિતિ ગિચ્છા) મિથ્યાત્વીની પ્રશંસા (પ્રશંસા) અને મિથ્યા દ્રષ્ટિનો પરિચય (સંસ્તવ) આ પાંચ સમ્યકત્વના દૂષણો છે એમ પાપકર્મથી મુક્તશ્રી જિનદેવે કહ્યું છે.

इत्येवं सप्ततिः प्रोक्ता मलानाममलाशयैः ।
तस्य व्युदासतो धार्यं श्रावकैर्व्रतमुत्तमं ॥८६३॥

આ પ્રમાણે બાર વ્રતના સિતેર અતિચાર કહેવામાં આવ્યા છે માટે વ્રતને નિર્મલ કરવાના આશયવાલા શ્રાવકોએ તેનો નિરાસ કરી તે ત્યજીને વ્રતને ઉત્તમ રીતે પાલવાને ઉદ્યમશીલ થવું.

यो दधाति नरो पूतं श्रावकव्रतमर्चितं ।
मर्त्यामरश्रियं प्राप्य यात्यसौ मोक्षमव्ययं ॥८६४॥

જે મનુષ્ય શ્રાવકના આ બાર પવિત્ર અને પૂજ્ય વ્રતોનું નિર્મલ રીતે પાલન કરે છે તે, મનુષ્ય અને દેવની ઋદ્ધિને ભોગવી મોક્ષ સુખ પામે છે.

भ्रूनेत्राङ्गुलिहुंकारशिरःसंज्ञाग्रणाकृतं ।
कुर्वद्भिर्भोजनं कार्यं श्रावकैर्मौनमुत्तमं ॥८६५॥

ભમર, નેત્ર, અંગુલી, હુંકાર અને શિર આદિ અંગોદ્વારા સંજ્ઞા (ઈસારત) ત્યજીને ઉત્તમ એવું મૌન ધારણ કરી શ્રાવકોએ ભોજન કરવું જોઈએ.

शरच्चन्द्रसमां कीर्ति मैत्री सर्वजनानुगा ।
कन्दर्पसमरूपत्वं धीरत्वं बुधपूज्यता ॥८६६॥
आदेयत्वमरोगित्वं सर्वसत्त्वानुकंम्पिता ।
धनं धान्यं धरा धाम सौख्यं सर्वजनाधिकं ॥८६७॥
गम्भीरा मधुरा वाणी सर्व श्रोत्रमनोहरा ।
निःशेषशास्त्रनिष्णातां बुद्धिं ध्वस्ततमोमलां ॥८६८॥

સર્વ સત્ત્વાનુકમ્પાથી (સર્વ જીવો પ્રત્યે દયા ભાવ રાખવાથી) શરદ્ ૠતુના ચંદ્ર સમ ધવલ કીર્તિ, સર્વ પ્રાણીઓ સાથે મૈત્રી, કામદેવ સમાન નિર્મલ કમનીય કાન્તિ, ધીરત્વ, બુધજન પૂજ્યતા (વિદ્વાનોને વિશે આદરમાન) આદેયત્વ (શરીરની કાંતિ), નિરોગીપણું, ધન, ધાન્ય, ધરા, ધામ ઉત્તમોત્તમ સુખ, સુમધુર ગંભીર અને શ્રોતાને પ્રિય લાગે એવી વાણી, તેમજ અજ્ઞાન અંધકારથી મુક્ત અને નિર્મલ એવી સમસ્ત શાસ્ત્રને વિષે નિષ્ણાત બુદ્ધિની પ્રાપ્તિ થાય છે.

घण्टाकाहलभृङ्गारचन्द्रोपकपुरःसरं ।
विधाय पूजनं देयं भक्तितो जिनसद्मनि ॥८६९॥

શ્રાવકોએ જિનદેવનું ભક્તિપૂર્વક પૂજન કરવું અને જિનમંદિરમાં ઘંટ, કાહલ, ઝારી, ચંદરવા આદિ ઉપકરણો અર્પણ કરવા જોઈએ.

चतुर्विधस्य संघस्य भक्त्यारोपितमानसैः ।
दानं चतुर्विधं देयं संसारोच्छेद मिच्छुभिः ॥८७०॥

સંસારનો ઉચ્છેદ કરવાની ઇચ્છાવાળા શ્રાવકોએ સુદૃઢ મનથી અને ભક્તિ પૂર્ણ હૃદયથી (ભક્તિમાં નિમગ્ન થઇ) સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપી ચતુર્વિધ સંઘને ચાર પ્રકારનું દાન દેવું.

( ૧ અભયદાન ૨ જ્ઞાનદાન ૩ અન્નદાન અને ૪ ઔષધિદાન )

यावज्जीवं जनो मौनं विधत्ते चातिभक्तितः ।
नोद्द्योतनं परंकृत्वा निर्वाहात्कथितं जिनैः ॥८७१॥

જિનેશ્વર ભગવાનનો ઉપદેશ છે કે જે મનુષ્ય યાવ-જજીવ (જીંદગી પર્યન્ત) અતિ ભક્તિ ભાવથી મૌન ધારણ કરે છે તેને પોતાનો નિર્વાહ કરવા ઉપરાંત અન્ય કોઇ ઉદ્યોતની જરૂર નથી.

एवं त्रियापि यो मौनं विधत्ते विधिवन्नरः ।
न दुर्लभं त्रिलोकेऽपि विद्यते तस्य किंचन ॥८७२॥

આ રીતે જે મનુષ્ય વિધિપૂર્વક મન વચન અને કાયાથી મૌન ધારણ કરે છે તેને ત્રણ લોકમાં કોઈ પદાર્થ દુર્લભ નથી.

विचित्रशिखराधारं विचित्रध्वजमण्डितं ।
विधातव्यं जिनेन्द्राणां मन्दिरं मन्दरोपमं ॥८७३॥
येनेह कारितं सौधं जिनभक्तिमता भुवि ।
स्वर्गापवर्गसौख्यानि तेन हस्ते कृतानि वै ॥८७४॥

મંદરાચલ સમાન (મેરૂ પર્વત સમ) વિચિત્ર શિખરથી મંડિત અને રંગબેરંગી ધ્વજાથી સુશોભિત જિનેંદ્ર દેવનું મંદિર શ્રાવકે અવશ્ય કરાવવું જોઈએ કારણ આ લોકમાં જે જિનેશ્વર ભગવાનની ભક્તિમાં નિમગ્ન શ્રાવક મંદિર કરાવે છે તેણે સ્વર્ગ અને મોક્ષનું સુખ પોતાને હાથ કર્યું છે (તેને સ્વર્ગ અને મોક્ષ હાથમાંજ છે. દૂર નથી અર્થાત્ તે અવશ્ય મોક્ષમાં અગર ત્યાં નહિ તો સ્વર્ગમાં જાય છે.

यावत्तिष्ठति जैनेन्द्रमन्दिरं धरणीतले ।
धर्मस्थितिः कृता तावज्जैनसौधविधायिना ॥८७५॥

જિન ભુવનના નિર્માતાએ જ્યાં સુધી પોતાનું બનાવેલું મંદિર હૈયાત છે ત્યાંસુધી ધર્મની સ્થીતિ કાયમ કીધી છે.

येनाङ्गुष्ठप्रमाणार्चा जैनेन्द्री क्रियतेऽङ्गिना ।
तस्याप्यनश्वरी लक्ष्मीर्नदूरे जातु जायते ॥८७६॥

જે મનુજે એક અંગુષ્ઠ પ્રમાણ પણ જિન દેવની મૂર્ત્તિ કરાવી છે તેને અવનિશ્વર મોક્ષ લક્ષ્મી બીલકુલ દૂર નથી.

यःकरोति जिनेन्द्राणां पूजनं स्नपनं नरः ।
स पूजामाप्य निःशेषां लभते शाश्वतीं श्रियं ॥८७७॥

જે શ્રાવક શ્રી જિનેંદ્ર ભગવાનની પૂજા પખાલ કરે છે તે પોતે પૂજ્ય પદવી પ્રાપ્ત કરી અનન્ત અને નિત્ય મોક્ષ લક્ષ્મી મેળવે છે.

सम्यक्त्वज्ञानभाजो जिनपतिकथितं ध्वस्तदोषप्रपञ्चं
संसारासारभीता विदधति सुधियो ये व्रतं श्रावकीयं ।
भुक्त्वा भोगान्नरोगान्वरयुवतियुताः स्वर्गमर्त्येश्वराणां
ते नित्यानन्तसौख्यं शिवपदमपदं व्यापदं यान्ति मर्त्याः ॥८७८॥

સ્રગ્ધરા વૃત્ત.

અસાર સંસારથી ભયભીત બનેલા (સમ્યગ્ દૃષ્ટિ અને) સમ્યગ્ જ્ઞાની સુબુદ્ધિ મનુષ્યો જિનપતિ દ્વારા કથિત અને સર્વ દોષ રહિત એવા શ્રાવકોના વ્રતો ધારણ કરે છે તે વરાંગના સહિત સ્વર્ગ અને મર્ત્યેશ્વરના વિશુદ્ધ ભોગો ભોગવી અવિનશ્વર અનન્ત નિરાપદ શિવ સુખનો આનન્દ પ્રાપ્ત કરે છે.

---

## પ્રકરણ ૩૨ મું.

## તપનું નિરૂપણ.

વંશસ્થ વૃત્ત

प्रणम्य सर्वज्ञमनन्तमीश्वरं जिनेन्द्रचन्द्रं धुतकर्मबन्धनं ।
विनाश्यते येन दुरन्तसंसृतिस्तदुच्यते मोहतमोपहं तपः ॥८७९॥

સમસ્ત કર્મ બન્ધનથી રહિત, અનન્ત અને ઈશ્વિર એવા સર્વજ્ઞદેવ શ્રી જિનેંદ્રચંદ્રને નમસ્કાર કરીને જેના વડે કરીને આ અનન્ત દુઃખ દેનાર સંસારનો નાશ થાય છે તે મોહરૂપી અંધકારને નષ્ટ કરનાર તપનું વર્ણન કરૂં છું.

विनिर्मलानन्तसुखैककारणं दुरन्तदुःखानलवारिदागमं ।
द्विधा तपोऽभ्यन्तरबाह्यभेदतो वदन्ति षोढा पुनरेकशो जिनाः ॥

સાંસારિક દુઃખાનલને શમાવવાને મેઘ સમાન અને વિનિર્મલ અનંત સુખ ( શિવ સુખ ) નું પ્રધાન કારણ તપના બે ભેદ છે. બાહ્ય અને અભ્યંતર. વળી તે દરેક ભેદના છ છ અંતર્ભેદ છે એમ જિનેંદ્રો કહે છે.

करोति साधुर्निरपेक्षमानसो विमुक्तये मन्मथशत्रुशान्तये ।
तदात्मशक्त्यानशनं तपस्यता विधीयते येन मनः कपिर्वशं ॥

### અનશન તપ.

કોઇ પ્રકારની સાંસારિક ફલની અપેક્ષા વગર કેવળ મુક્તિની ઈચ્છાથી કામ શત્રુને જીતવાને માટે સ્વશક્તિ અનુસાર જે સાધુ ચારે આહારનો ત્યાગ કરે છે તે અનશન નામે તપસ્યા છે તેનાથી મનરૂપી ચંચલ વાંદરો વશ થાય છે.

शमाय रागस्य वशाय चेतसो जयाय निद्रातमसो बलीयसः ।
श्रुताप्तये संयमसाधनाय च तपो विधत्ते मितभोजनं मुनिः ॥

### અવમૌદર્ય વ્રત.

રાગદ્વેષની શાંતિ અર્થે મનને વશ કરવા માટે પ્રબલ નિદ્રારૂપી અંધકારની ઉપર જયપ્રાપ્તિ અર્થે શાસ્ત્ર અધ્યયન

માટે અને સંયમ સાધવા માટે મુનિ જે મિતાહાર ગ્રહણ કરે છે તેને અવમૌદર્ય યા ઉણોદરિ તપ કહે છે.

विचित्रसंकल्पलतां विशालिनीं यतो यतिर्दुःखपरम्पराफलां ।
लुनाति तृष्णाव्रततिं स मूलतस्तदेव वेश्मादिनिरोधनं तपः ॥

### વૃત્તિ સંક્ષેપ તપ.

વિશાલ, વિચિત્ર સંકલ્પ રૂપ લતા યુક્ત, દુઃખ પરંપરા રૂપ ફલદાયી, તૃષ્ણારૂપી વેલડીને જેના વડે કરીને યતિઓ જડ મૂળથી ઉચ્છેદી નાંખે છે તે ઘર મોહલ્લા આદિનું પરિમાણ કરવા રૂપ તપ તે **વૃત્તિ પરિસંખ્યાન** નામે તપ છે,

विजित्य लोकं निखिलं सुरेश्वरा वशं न नेतुं प्रभवो भवन्ति यं ।
प्रयाति येनाक्षगणः स वश्यतां रसोज्झनं तन्निगदन्ति साधवः ॥

### રસ ત્યાગ.

અખિલ લોકને જીતવાને સમર્થ ઇંદ્રો જેને વશ કરવા અશક્ત નીવડયા તે ઇંદ્રિયો પણ જેનાથી વશ થાય છે તેને ઉત્તમ જનો **રસત્યાગ** નામા ચોથો બાહ્ય તપ કહે છે.

ભાવાર્થ—દુધ, દહિં, ઘી આદિ રસ વર્ધક પદાર્થોથી ઇંદ્રિયો પુષ્ટ થાય છે માટે તેના ત્યાગથી ઇંદ્રિયો આપોઆપ વશ થાય છે.

विचित्रभेदा तनुबाधनक्रिया विधीयते या श्रुतिसूचितक्रमात् ।
तपस्तनुक्लेशमदः प्रचक्ष्यते मनस्तनुक्लेशविनाशनक्षमं ॥८८५॥

### કાય કલેશ નામે તપ.

માનસિક અને શારીરિક આધિવ્યાધિનો નાશ કર-

વામાં સમર્થ શાસ્ત્રાનુસાર જે નાના પ્રકારની ( શરીર પ્રત્યે મમત્વભાવ રહીત થઈ ) શરીરને બાધાકારી ક્રિયા આવે છે તે **કાયક્લેશ** નામા પાંચમો બાહ્ય તપ છે.

यदासनं स्त्रीपशुपण्ढवर्जितो मुनिर्निवासे पठनादिसिद्धये ।
विविक्तशय्यासनसंज्ञिकं तपस्तपोधनस्तद्विदधाति मुक्तये॥८८६॥

## વિવિક્ત શય્યાસન.

શાસ્ત્રાધ્યયન આદિ ( સ્વાધ્યાય ધ્યાન વિગેરે ) ની સિદ્ધિ માટે સ્ત્રી પશુ અને નપુંશક ( આદિ વિઘ્ન વિધાયક જીવોથી ) રહિત ( એકાંત ) સ્થાનમાં મુનિનો નિવાસ તે **વિવિક્ત શય્યાઆસન** નામે તપ છે જે તપ તપોધન મુનિઓ મુક્તિ પામવાની ઇચ્છાથી આદરે છે.

मनोवचःकायवशादुपागतो विशोध्यते येन मलो मनोषिभिः ।
श्रुतानुरूप मलशोधनं तपो विधीयते तद् व्रतशुद्धिहेतवे ॥८८७॥

## પ્રાયશ્ચિત તપ.

મન વચન અને કાયાના યોગથી યા પ્રમાદ વશથી લાગેલા દોષનું વ્રતવિશુદ્ધિના હેતુથી શાસ્ત્રાનુસાર જે શુદ્ધિ કરણ તેને મલશોધન યાને પ્રાયશ્ચિત નામા પ્રથમ અભ્યંતર તપ કહે છે.

નોટ. प्रमाददोषपरिहारः प्रायश्चित्तम्. જેના નવ ભેદ છે ૧ આલોચણ. (ગુરૂપાસે પ્રમાદ નિવેદન કરવું) ૨ પ્રતિક્રમણ. (થએલા પ્રમાદ નિવારવાર્થે મિચ્છામિ દુક્કડં સહિત પાછું હઠવું) ૩ તદુભય. (વિનય) બન્ને સાથે ૪ વિવેક. ૫ વ્યુત્સર્ગ. કાયોત્સર્ગ આદિ ૬ તપ. બાહ્યતપ ૭

છેદ. દિક્ષાનો પર્યાય ઓછો કરવા રૂપ ૮ અમુક કાલ માટે દૂરથી ત્યજી દેવો તે પરિહાર ૯ અને પુનર્દિક્ષા રૂપ ઉપસ્થાપના.

प्रयाति रत्नत्रयमुज्ज्वलं यतो यतो हिनस्त्यर्जितकर्म सर्वथा।
यतः सुखं नित्यमुपैति पावनं विधीयतेऽसौ विनयो यतीश्वरैः॥

જે તપશ્ચરણથી સમ્યગ્ દર્શન સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર રૂપી રત્નત્રયીની વૃદ્ધિ થાય છે, પૂર્વોપાર્જીત સર્વ કર્મનો ક્ષય થાય છે, અને શાશ્વતા પવિત્ર મોક્ષ સુખની પ્રાપ્તિ થાય છે તે વિનય નામા (પૂજ્યોનો આદર સત્કાર) દ્વિતીય અભ્યંતર તપ યતીશ્વરો આદરે છે.

पूज्येष्वादरःविनयः વિનયઃ ચાર પ્રકારનો છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને ઉપચાર વિનય બહુમાન પુર્વક જ્ઞાન ભણવું વિગેરે જ્ઞાન વિનય, શંકાદિ દોષ નિવારી તત્ત્વ શ્રદ્ધાન તે દર્શન વિનય, ચારિત્રમાં ગુણવાન્ થવા રૂપ ચારિત્ર વિનય, આચાર્ય ગુરૂ વિગેરે સામે ઉભા થવું. અને વૈયા વૃત્યવાન્ થવું તે પ્રત્યક્ષ ઉપચાર અને મન વચનથી હાથ જોડી ગુણકીર્તન તે પરોક્ષ ઉપચાર.

तपोधनानां व्रतशीलशालिनामनेकरोगाहिनि पीडितात्मनां।
शरीरतो प्रासुकमेषजेन च विधीयते व्यापृतिरुज्ज्वलादरात्॥

વ્રત અને શીલથી શોભિત અનેક રોગરૂપી સર્પોથી પીડિત તપસ્વી મહાત્માઓના શરીરથી તેમજ પ્રાસુક ઔષધથી સમુજ્જ્વલ આદરપુર્વક જે સેવા કરવી તેને વ્યાપૃતિ (વ્યાવૃત્તિ–વૈયાવૃત્ય–વૈયાવચ્ચ) નામા ત્રીજો અભ્યંતર તપ કહે છે.

कायचेष्टया द्रव्यान्तरेण चोपासनं वैयावृत्यम्

### સ્વાધ્યાય.

नियम्यते येन मनोऽतिचञ्चलं विलीयते येन पुरार्जितं रजः ।
विहीयते येन भवाश्रवोऽखिलः स्वधीयते तज्जिनवाक्यमर्चितं ॥

જેનાથી અતિ ચંચળ મન વશ થાય છે. પૂર્વોપાર્જીત કર્મ રજ નાશ પામે છે. અને સંસારની હેતુભૂત સમસ્ત શુભાશુભ કર્મનો આશ્રવ જેનાથી રોકાઈ જાય છે તે પૂજ્ય અને પવિત્ર જિનેંદ્રદેવની વાણીનો જે સ્વાધ્યાય તેને સ્વાધ્યાય નામા ચોથો અભ્યંતર તપ કહે છે.

નોટ–સઝાય ધર્મધ્યાનના પાંચ ભેદ છે. વાંચના, પ્રચ્છના, અનુપ્રેક્ષા, આમ્નાય અને ધર્મોપદેશ.

ददाति यत्सौख्यमनन्तमव्ययं तनोति बोधं भुवनाववोधकं ।
क्षणेन भस्मीकुरुते च पातकं विधीयते ध्यानमिदं तपोधनैः ॥

### ધ્યાન.

જેનાથી અનંત અવિનાશી એવા મોક્ષસુખની પ્રાપ્તિ થાય છે, ત્રિભુવનના સમસ્ત પદાર્થોનો અવબોધ કરાવનાર જ્ઞાનની ઉત્પત્તિ થાય છે અને જેનાથી ક્ષણમાત્રમાં પાપ બળીને ભસ્મ થાય છે, તે ધ્યાન તપ છે. તેનું તપોધન મુનિઓ આચરણ કરે છે.

धर्मशुक्ले मोक्षहेतू । तत्त्वार्थ ।

નોટ–ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાન આ બન્ને મુક્તિ સુખ આપનારા છે.

उत्तमसंहननस्यैकाग्रचिन्तानिरोधोध्यानं आ अन्तमुहूर्तात्।

ઉત્તમ સંઘયણવાલા મહાપુરૂષનું ચિન્તાનો નિરોધ કરી એક ચિત્તે ધ્યાવું તે ધ્યાન.

यतो जनो भ्राम्यति जन्मकानने यतो न सौख्यं लभते कदाचन ।
यतो व्रतं नश्यति मुक्तिकारणं परिग्रहोऽसौ द्विविधो विमुच्यते ॥

## ઉત્સર્ગ.

જેના સંગથી આ જીવ સંસારમાં રઝળે છે, સુખ તો કદાપી પણ મળતું નથી, અને મુક્તિના કારણભૂત વ્રતનો નાશ થાય છે તે બે ( બાહ્ય-ધન-ધાન્યાદિ અને અભ્યંતર કષાયાદિ ) પરિગ્રહનો જે સર્વથા ત્યાગ તેને ઉત્સર્ગ નામા છઠ્ઠો અભ્યંતર તપ કહે છે.

इदं तपो द्वादशभेदमर्चितं प्रशस्तकल्याणपरम्पराकरं ।
विधीयते यैर्मुनिभिस्तमोपहं न लभ्यते तैः किमु सौख्यमव्ययं ॥

આ આદરયોગ્ય અને અજ્ઞાન અંધકારનો વિનાશક બાર પ્રકારનો તપ જેનાથી સમસ્ત શુભ અને કલ્યાણની પરંપરા પ્રાપ્ત થાય છે તેને જે મુનિઓ નિરતિચાર પાળે તેમને અક્ષય સુખની પ્રાપ્તિ કેમ ન થાય ? અર્થાત્ અવશ્ય શિવપદ મળે.

तपोनुभावो न किमत्र बुध्यते विशुद्धबोधैरियताक्षगोचरः ।
यदन्यनिःशेषगुणैरपाकृतस्तपोधिकश्चेज्जगतापि पूज्यते ॥८९४॥

તપનો પ્રભાવ આ સંસારમાં પણ વિશુદ્ધ જ્ઞાનીને ઇંદ્રિય ગોચર. ક્યાં નથી થતો ! (વિદ્વાનોથી ક્યાં છુપો છે)

કારણ કે જે મનુષ્ય અધિક તપસ્વી છે તે પછી ભ અન્ય સમસ્ત ગુણોથી રહિત પણ કાં ન હોય તો પ તેનો જગત્ આદર કરે છે અને પૂજનીય ગણે છે.

विवेकिलोकैस्तपसो दिवानिशं विधीयमानस्य विलोकितां ए
तपो विधत्ते स्वहिताय मानवः समस्तलोकस्य च जायते प्रिय

વિવેકી લોકો હમેશાં આચરવામાં આવેલ તપોગુણ નિહાળે છે કારણ કે માનવી તપશ્ચરણ કરે છે તો સ્વહિતાર્થે, પણ સમસ્ત જગત્ તેને પૂજ્યની દૃષ્ટિથી નિહાળે છે.

तनोति धर्मं विधुनोति कल्मषं हिनस्ति दुःखं विदधाति संमदं।
चिनोति सत्त्वं विनिहन्ति तामसं तपोऽथवा किं न करोति देहिनाम्।

તપથી ધર્મની વૃદ્ધિ થાય છે, પાપ વંઝો આપે છે, દુઃખનો ક્ષય થાય છે, સંપત્તિ વાસ કરે છે, સદ્ગુણનો વિકાશ થાય છે, અને અજ્ઞાનનો લય થાય છે અથવા તપના પ્રભાવથી મનુષ્યોને કયા કલ્યાણની પ્રાપ્તિ નથી થતી?

अवाप्य नृत्वं भवकोटिदुर्लभं न कुर्वते ये जिनभाषितं तपः।
महार्घरत्नाकरमेत्य सागरं व्रजन्ति तेऽगारमरत्नसंग्रहाः ॥८९७॥

ક્રોડો ભવોમાં પણ પ્રાપ્ત થવો અતિ દુર્લભ એવો મનુષ્ય જન્મ પામીને જેઓ જિનભાષિત તપ નથી કરતા તેઓ મહા અમૂલ્ય રત્નોથી પરિપૂર્ણ એવા સાગર પાસે જઈ રત્ન લીધા વગર ખાલી હાથે પાછા ઘેર આવે છે.

अपारसंसारसमुद्रतारकं न तन्वते ये विषयाकुलास्तपः।
विहाय ते हस्तगतामृतं स्फुटं पिबन्ति मूढाः सुखलिप्सया विषं॥

જેઓ ઇંદ્રિય વિષયોમાં લુબ્ધ બની અપાર ભવોદધિ તારક તપ આચરતા નથી તે મૂઢ જનો હાથમાં આવેલાં અમૃતને છોડી સુખની લિપ્સામાં (આશામાં) વિષનું પાન કરે છે..

जिनेन्द्रचन्द्रोदितमस्तदूषणं कषायमुक्तं विदधाति यस्तपः ।
न दुर्लभं तस्य समस्तविष्टपे प्रजायते वस्तु मनोज्ञमीप्सितं ॥

જિનેંદ્રચંદ્રે પ્રતિપાદિત, નિરતિચાર, કષાયમુક્ત તપ જે મનુષ્ય કરે છે તેને માટે સમસ્ત સંસારમાં કોઈ પણ મનોજ્ઞ અને વાંચ્છિત વસ્તુ દુર્લભ નથી.

અર્થાત્—તપસ્વીને વિના પ્રયત્ને મનોરથ સિદ્ધ થાય છે અને મનોવાંછિત પદાર્થ આવી મળે છે.

अहो दुरन्ताय गतो विमूढतां विलोक्यतां संसृतिदुःखदायिनीं ।
सुसाध्यमप्यन्नविधानतस्तपो यतो जनो दुःखकरोऽत्रमन्यते ॥

અહો સજ્જનો ! જન્મ મરણના દુઃખ દેનારી આ વિમૂઢતાને તો જુઓ જેને વશવર્તી મનુષ્ય અન્ન વિધાનથી પણ સુસાધ્ય (વિના પરિશ્રમ સિદ્ધ થનારા) તપને દુઃખકર માને છે.

कृतः श्रमश्चेद्विफलो न जायते कृतः श्रमश्चेददतेऽनघं सुखं ।
कृतः श्रमश्चेद्विहते फलाय च न स श्रमः साधुजनेन मन्यते ॥

(માનો કે તપમાં અતિ પરિશ્રમ પડે છે તો) જે પરિશ્રમ જો નિષ્ફળ ન જતો હોય, જે પરિશ્રમથી નિર્દોષ

સુખ મળતું હોય અને જે પરિશ્રમથી દેખીતા ફલની પ્રાપ્તિ થતી હોય તો તે પરિશ્રમને સજ્જનો વાસ્તવમાં પરિશ્રમજ નથી ગણતા.

श्रमं विना नास्ति महाफलोदयः श्रमं विना नास्ति सुखं कदाचन
यतस्ततः साधुजनैस्तपः श्रमो न मन्यतेऽनन्तसुखो महाफलः॥

વળી પરિશ્રમ વિના ન તો મહાફલનો લાભ મળતો કે ન કદાપિ સુખની પ્રાપ્તિ થતી એટલા માટે અનંત સુખ (મોક્ષ) રૂપ મહાફલ અર્પનાર તપને સાધુજનો શ્રમ ગણતાજ નથી.

अहर्निशं जागरणोद्यतो जनः श्रमं विधत्ते विषयेच्छया यथा।
तपःश्रमं चेत्कुरुते तथा क्षणं किमश्नुतेऽनन्तसुखं न पावनं ९०३

જેવી રીતે મૂઢ મનુષ્ય રાત દિવસ જાગીને વિષય ભોગની ઈચ્છા સારૂ પરિશ્રમ કરે છે તેવીજ રીતે તેટલીજ અથવા તેથી વધારે તપ કરવામાં મહેનત કરે તો અનંત પવિત્ર સુખ કેમ ન મેળવી શકે ?

समस्तदुःखक्षयकारणं तपो विमुच्य योगी विषयानिषेवते।
विहाय सोऽनर्घ्यमणिं सुखावहं विचेतनः स्वीकुरुते घ्नतोपलं ९०४

જે યોગી સમસ્ત દુઃખનો ક્ષય કરવામાં સમર્થ તપને છોડીને ઇંદ્રિય વિષયોને સેવે છે તે મૂર્ખ સુખાવહ અમૂલ્ય મણિ ત્યજીને કંકર ગ્રહણ કરે છે.

अनिष्टयोगात्प्रियविप्रयोगतः परापमानाद्धनहीनजीवितात्।
अनेकजन्मव्यसनप्रबन्धतो बिभेति नो यस्तपसो बिभेति सः॥

જે તપ કરવાથી ડરે તે મનુષ્ય અનિષ્ટ યોગ, પ્રિય વિયોગ, પરાપમાન, ધનહીન જીવન અને અનેક જન્મોના દુઃખથી ડરતો નથી.

ભાવાર્થ—તપ ન કરવાથી ઇષ્ટ વિયોગાદિ દુઃખો થાય છે અને તપ કરનારને એ દુઃખો નડતા નથી.

न वान्धवा न स्वजना न वल्लभा न भृत्यवर्गाः सुहृदो न चाङ्गजाः।
शरीरिणस्तद्वितरन्ति सर्वथा तपो जिनोक्तं विदधाति यत्फलं ॥

જેટલું હિત જિનોક્ત તપ કરે છે તેટલું બાંધવો સ્વજન, વલ્લભા, પરિજન, મિત્ર, પુત્ર પુત્રી આદિ પણ કરી શકતા નથી. (પુત્રી પુત્રાદિ પૈકી કોઈ પણ કરી શકતું નથી).

भुक्त्वा भोगानरोगानमरयुवतिभिर्भ्राजिते स्वर्गवासे
मर्त्यावासेऽप्यनर्घ्याञ्शशिविशदयशोराशिशुभ्रीकृताशः ।
यात्यन्तेऽनन्तसौख्यां विबुधजननुतां मुक्तिकान्तां यतोऽङ्गी
जैनेन्द्रं तत्तपोलं धुतकलिलमलं मङ्गलं नस्तनोतु ॥९०७॥

જે જિનેંદ્ર ભગવાન દ્વારા ઉપદિષ્ટ તપ તપવાથી આ જીવ દેદિપ્યમાન સ્વર્ગ લોકમાં દિવ્યાંગનાઓ સંગે અનેક નિરોગી ભોગો ભોગવે છે, વળી આ મૃત્યુલોકમાં પણ ચંદ્રની કાંતિ સમ નિર્મલ અને દશે દિશાઓને ઉજાળવનાર યશોરાશિ પ્રાપ્ત કરી નિર્વિઘ્ન અનેક સુખ પ્રાપ્ત કરે છે અને અંતે વિદ્વાનો દ્વારા પ્રશંસિત અને અનંત અવિનાશી સુખયુક્ત મુક્તિ રમણીને વરે છે તે તપ અમોને નિર્દોષ કલ્યાણનું પ્રદાન કરો.

दुःखक्षोणीरुहाढ्यं दहति भववनं यच्छिखीवोग्रदर्चि-
र्यत्पूतं धूतबाधं वितरति परमं शाश्वतं मुक्तिसौख्यं ।
जन्मारिं हन्तुकामा मदनमदभिदस्त्यक्तनिःशेषसङ्गा-
स्तज्जैनेशं तपो ये विदधति यतयस्ते मनो नः पुनन्तु ॥१०८॥

મહાજ્વાલા યુક્ત અગ્નિની જેમ દુઃખ રૂપી વૃક્ષોથી ભરપુર ગહન ભય વનને બાળીને ભસ્મ કરી નાંખે છે વળી જેનાથી પરમ શાશ્વત, અવ્યાબાદ્ધ, પવિત્ર મુક્તિ સુખની પ્રાપ્તિ થાય છે, તે જિનેંદ્ર ભગવાન દ્વારા ઉપદિષ્ટ તપ જે સંસાર શત્રુને હણવાની ઇચ્છાવાલા મદનના મદનું મર્દન કરનારા, સમસ્ત પરિગ્રહોથી શૂન્ય યતિઓ તપે છે તેઓ અમારૂં મન પાવન કરો.

जीवाजीवादितत्त्वप्रकटनपटवो ध्वस्तकन्दर्पदर्पा
निर्धूतक्रोधयोधा भुवि मदितमदा हृद्यविज्ञानवद्याः ।
ये तप्यन्तेऽनपेक्षं जिनगदिततपो मुक्तये मुक्तसङ्गा-
स्ते मुक्तिं मुक्तबाधाममितगतिगुणाः साधवो नो दिशन्तु १०९

જીવા જીવાદિ તત્ત્વોનું સ્વરૂપ પ્રકાશ કરવામાં પટુ, કંદર્પના દર્પના હણનારા, ક્રોધરૂપી યોદ્ધાને જીતનારા મદનું મર્દન કરનારા, મનોજ્ઞ નિર્દોષ જ્ઞાનના ધારક મહાત્માઓ જેઓ કોઈ પણ ઐહિક પદાર્થની વાંચ્છાવિના નિરપેક્ષ રીતે કેવળ મુક્તિ પામવાની પ્રશંસા અભિલાષાથી નિર્ગ્રન્થ (પરિગ્રહ રહિત) બની જિનેશ્વર પ્રભુએ યથોપદિષ્ટ તપ તપે છે તેઓ અપરિમિત ગુણના ધારક સાધુઓ અમોને નિરાબાધ મુક્તિપદ પ્રદાન કરો.

નોટ. અમિતગતિ ગુણા સાધવા—અમિતગતિ આચાર્ય (કવિને ચોથી પેઢીએ ગુણ જેનું વર્ણન નીચે કીધેલ છે) ના જેવા ગુણના ધારક સાધુઓ એ અર્થ ધ્વનિત થાય છે.

ये विश्वं जन्ममृत्युव्यसनशिखालीढमालोक्य लोकं
संसारोद्वेगवेगप्रचकितमनसः पुत्रमित्रादिकेषु ।
मोहं मुक्त्वा नितान्तं धृतविपुलशमाः सद्मवासं निरस्य
याताश्चारित्रकृत्यै धृतिविमलधियस्तान्स्तुवे साधुमुख्यान् ९१०

જે મહાનુભાવોએ આ વિશ્વલોકને જન્મ મરણ અને દુઃખો રૂપી અગ્નિ જ્વાલામાં સપડાએલો જોઇને સંસારથી ઉદ્વેગ પામી વિહ્વલ બની પુત્ર મિત્ર આદિ સ્નેહીઓમાં મોહનો સર્વથા ત્યાગ કરી ચારિત્ર ધારણ કરવાને માટે ઘરબાર છોડી દીધા છે, વળી જેઓ મહાશાંતિના ધારક છે અને જેની ધૈર્યથી વિમલ બુદ્ધિ થઈ છે તે શ્રેષ્ઠ સાધુઓની હું સ્તુતિ કરૂં છું.

यस्मिञ्शुम्भद्वनोत्थज्वलनकवलनाद्भस्मतां यान्त्यगौघाः ।
प्रोद्यन्मार्तण्डचण्डस्फुरदुरुकिरणाकीर्णदिक्चक्रवालाः ।
भूमिर्भूत्वा समन्तादुपचिततपना संयता ग्रीष्मकाले
तस्मिञ्शैलाग्रमुग्रं धृतविततधृतिच्छत्रकाः प्रश्रयन्ते ॥९११॥

જે પ્રખર ગ્રીષ્મ ૠતુમાં વનમધ્યે ઉત્પન્ન થએલ દાવાગ્નિમાં સપડાઇને વૃક્ષના ઝુંડોના ઝુંડો બળી ભસ્મ થઇ જાય છે પ્રચંડ સૂર્યના અતિ તીક્ષ્ણ અને પ્રખર ભાસ્વરમાન કિરણોથી દશે દિશાઓ વ્યાપ્ત થાય છે અને

ગરમ ધૂલીથી ચોતરફ પૃથ્વીપર તપાટ લઇ નીકલે છે તે સમયે સંયમી, પર્વતની ટોંચ પર ધૈર્ય રૂપી વિશાલ છત્ર ધારણ કરી ઉગ્ર તપ કરે છે.

चञ्चद्विद्युत्कलत्राः प्रचुरकरकिका वर्णधाराः क्षपन्ते
यत्रेन्द्रेष्वासचित्रा बधिरितककुभो मेघसंघा नदन्ति ।
व्याप्ताशाकाशदेशास्तरुतलमचलाः संश्रयन्ते क्षपासु
तत्रानेहस्यसङ्गाः सततगतिकृतारावभीमास्त्वभीताः ॥९१२॥

જે વર્ષાૠતુમાં મેઘના સમુહો ચમકતી વિજળી રૂપી સ્ત્રી સહયોગે પ્રચુર કરાંઓ સહીત મૂસલધાર વર્ષાદ વરસાવી રહ્યા છે, ઇંદ્ર ધનુષ્ય પોતાના રંગબેરંગી વર્ણથી શોભી રહ્યા છે, ગાજવીજ અને ગગડાટે કરી દિશાઓને બ્હેરી કરી નાંખી છે, આકાશને સમસ્ત દેશ વાદળાંઓથી વ્યાપ્ત થઇ રહયો છે (છવાઈ ગયો છે) તેવા સમયે નિશાચર પ્રાણીઓના ભયંકર નાદથી પણ નિર્ભય રહેનારા પરિગ્રહ શૂન્ય, નિશ્ચલ મુનિઓ તરૂતલે રાત્રી ગાળે છે.

यत्र प्रालेयराशिद्रुमनलिनवनोन्मूलनोद्यत्प्रमाणः
सात्कारीदन्तवीणारुतिकृतिचतुरः प्राणिनां याति वातः ।
विस्तीर्याङ्गं समग्रं गगनतृनिचतुर्वर्त्मगा योगिवर्या-
स्ते ध्यानासक्तचित्ताः पुरुशिशिरनिशाः शीतलाः प्रेरयन्ति९१३

જે શીતળ ઋતુમાં રાત્રિઓમાં ઝાકળ વૃક્ષોના સમૂહને બાળી નાંખે છે, કમળવન સુકાવી નાંખે છે, અને ઠંડા વાયુ દાંતોને બીડાવી નાંખે છે, તેવા સમયે યોગનિષ્ઠ શ્રેષ્ઠ મુનિવર્યો

વસ્ત્ર અચ્છાદન રહિત થઈ ખડા રહે છે અને આત્મ ધ્યાનમાં લીન થઈ જાય છે.

चञ्चचारित्रचक्राः प्रविचितचतुराः प्रोचवोर्वीप्रचर्याः
पञ्चाचारःप्रचारःप्रचुररुचिचयाश्चारुचित्रत्रियोगाः।
वाचामुच्चैः प्रपञ्चै रुचिरविरचनैरर्चनीयैरवच्य-
मित्यर्चां प्रार्च्यता नः पदमचलमनूचानकाश्चार्पयन्तु ॥९१४॥

જે મહાન મુનિઓના સમ્યક્ચારીત્ર દેદીપ્યમાન છે, જે સર્વજ્ઞે પ્રવચેલા શાસ્ત્રોના જ્ઞાનમાં ચતુર છે, સમસ્ત પંચાચારેનો ધારણ કરવામાં પ્રબલ રૂચિવાળા છે, મન વચન કાયાને વશ કરવામાં પ્રવીણ છે, અને સુંદર સુંદર સ્તુતિઓ વડે સ્તુતિ કરવાને લાયક છે, તેવા મહાન મનવાળા મુનિઓ અમોને મોક્ષના સ્થાનનું પ્રદાન કરો.

आशीर्विध्वस्तकन्तोर्विपुलशमभृतः श्रीमतः कान्तकीर्तेः
सूरेर्यातस्य पारं श्रुतसलिलनिधेर्देवसेनस्य शिष्यः।
विज्ञाताशेषशास्त्रो व्रतसमितिभृतामग्रणीरस्तकोपः
श्रीमान्मान्यो मुनीनाममितगतियतिस्त्यक्तनिःशेषसङ्गः ९१५

## મૂળ ગ્રંથકારની પ્રશસ્તિ.

જેના આશીર્વચનથી મદનના મદનું મર્દન થઈ જતું, જે મહા શાંતિના ધારક હતા, જે શ્રીમાનની નિર્મલ કીર્તિ ઝળકી રહી હતી અને જે શ્રુત સાગરનો પાર પામ્યા હતા એવા મહાન્ દેવસેન સૂરી થયા, તેમના પછી તેમના પ્રશિષ્ય સમસ્ત શાસ્ત્રના જાણ, ચારિત્ર પાંચ સમિતિ આદિના ધારક,

ક્રોધ કષાયથી મુક્ત, સમસ્ત બાહ્યાભ્યંતર પરિગ્રહથી શૂન્ય મુનિઓનાં પૂજ્ય એવા શ્રીમાન અમિતગતિ આચાર્ય થયા.

अलङ्घ्यमहिमालयो विपुलसत्ववान्रत्नधि-
र्वरस्थिरगभीरतो गुणमणिः पयोवारिधिः ।
समस्तजनतासतां श्रियमनश्वरीं देहिनां
सदाऽमृतजलच्युतो विबुधसेवितो दत्तवान् ॥९१६॥

તે આચાર્યનો મહિમા અપરંપાર (અલંઘ્ય) હતો તેઓ વિપુલ સત્વશાલી, સ્થિરતા અને ગંભીરતાના સાગર, ગુણ મણિની ખાણના રત્નાકર, વિદ્વાનો દ્વારા પૂજીત, સદા અમૃત તુલ્ય વાણી વર્ષાવનારા અને સજ્જનોને અવિનાશ લક્ષ્મી પ્રદાન કરવાવાળા હતા.

तस्य ज्ञातसमस्तशास्त्रसमयः शिष्यः सतामग्रणीः
श्रीमान्माथुरसंघसाधुतिलकः श्रीनेमिषेणोऽभवत् ।
शिष्यस्तस्य महात्मनः शमयुतो निर्धूतमोहद्विषः
श्रीमान्माधवसेनसूरिरभवत्क्षोणीतले पूजितः ॥९१७॥

ઉપર્યુક્ત ગુણાલંકૃત શ્રી અમિતગતિ આચાર્યના પ્રશિષ્ય સર્વ શાસ્ત્રમાં પારંગત, સજ્જનોમાં પ્રધાન, શ્રી માથુરી સાધુ સંઘના તિલકરૂપ શ્રી નેમિષેણ સૂરી થયા તે મોહ વિમુક્ત મહાત્માના શિષ્ય શાંતાત્મા જગત્પૂજ્ય શ્રી માધવસેન સૂરી થયા.

कोपारातिविघातकोऽपि सकृपः सोमोऽप्यदोषाकरो
जैनोऽप्युग्रतरस्तपो गतभयो भीतोऽपि संसारतः ।

निष्कामोऽपि समिष्टमुक्तिवनितायुक्तोऽपियःसंयतः
सत्यारोपितमानसो धृतवृषोऽप्यर्च्यप्रियोऽप्यप्रियः॥९१८॥

વિરાધાભાસાલંકાર

તે શ્રી માધવસેન સૂરી કોપ રૂપી શત્રુના સંહારક કૃપાવાન્ સોમ (સોમ, ચંદ્ર અને સૌમ્યગુણી) છતાં અદોષાકર (ચંદ્ર પક્ષે, રાત્રી કરનાર અને આચાર્ય પક્ષે, નિર્દોષ) જિનોપદિષ્ટ ધર્માનુયાયી, ઉગ્ર તપસ્વી, નિર્લિંપ્ છતાં સંસારથી ભીરૂ, નિષ્કામ વૃત્તિવાન્ છતાં શિવરમણી પ્રાયનિચ્છુ,મુક્તિ વનિતા પામવાની અભિલાષાથી યુક્તિ છતાં સંયતી, સત્યવાન, ધર્મધુરંધર, પુજ્ય અને મોહ રહીત હતા.

दलितमदनशत्रोर्भव्यनिर्व्याजबन्धोः
शमदमयममूर्तेश्चन्द्रशुभ्रोरुकीर्तेः ।
अमितगतिरभूद्यस्तस्य शिष्यो विपश्चि-
द्विरचितमिदमर्घ्यं तेन शास्त्रं पवित्रं ॥९१९॥

વળી જેઓએ મદન શત્રુને તો હણી નાંખ્યો હતો ભવ્ય જીવોના અકારણ બંધુ શમ દમ યમ આદિ ગુણોની સાક્ષાત્ મૂર્તિ હતા અને ચંદ્રસમ ઉજ્જવલ કીર્તિના અધીશ્વર એવા તે માધવસેન સૂરીના વિદ્વાન શિષ્ય શ્રી અમિતગતિ થયા તેમણે આ પવિત્ર પૂજ્ય શાસ્ત્રની રચના કીધી.

यः सुभाषितसंदोहं शास्त्रं पठति भक्तितः ।
केवलज्ञानमासाद्य यात्यसौ मोक्षमक्षयं ॥९२०॥

જે મનુષ્ય આ સુભાષિત રત્ન સંદોહ નામે શાસ્ત્રનું ભક્તિ ભાવથી પઠન કરે છે તે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી અક્ષય મોક્ષ સુખને પામે છે.

यावचन्द्रदिवाकरौ दिवि गतौ भिन्तस्तमः शार्वरं
यावन्मेरुतरङ्गिणीपरिवृढौ नो मुञ्चतः स्वस्थिति ।
यावद्याति तरङ्गभङ्गुरतनुर्गङ्गा हिमाद्रेर्भुवं
तावच्छास्त्रमिदं करोतु विदुषां पृथ्वीतले संमदं ॥२२१॥

જ્યાંસુધી ગગન મંડળમાં સૂર્યચંદ્ર રાત્રીના અંધકારને દૂર કરે છે, જ્યાંસુધી મેરૂ અને સાગર પોતાની સ્થૈર્યમાં અચલ રહે, જ્યાંસુધી હિમાલય પર્વતમાંથી નીકળી તરંગોથી સુરમ્ય ગંગા પૃથ્વીપર વહે છે, ત્યાંસુધી આ શાસ્ત્ર આ પૃથ્વીતલમાં વિદ્વાનોને હર્ષ પ્રદાન કરો.

समारूढे पूतत्रिदशवसतिं विक्रमनृपे
सहस्रे वर्षाणां प्रभवति हि पञ्चाशदधिके (१०५०) ।
समाप्ते पञ्चम्यामवति धरणीं मुञ्जनृपतौ
सितेपक्षे पौषे बुधहितमिदं शास्त्रमनघं ॥९२२॥

વિક્રમ રાજાને પવિત્ર સ્વર્ગ લોકમાં સિધાવ્યે ૧૦૫૦ વર્ષ વીત્યા પછી આ ધરણી તલનું રક્ષણ કરનારા મુંજરાજાના રાજ્ય કાળમાં પોશ સુદી ૫ ને દિવસે વિદ્વાનોને હિતકર આ દોષ રહિત શાસ્ત્રની સમાપ્તિ થઈ.

શ્રી અમિતગતિ આચાર્યે રચેલ સુભાષિત રત્ન સંદોહ




ૐ शांति शांति शांतिः ॥

# પરિશિષ્ઠ (૧)

## શ્વેતામ્બર અને દિગમ્બર,*

લેખક—રા. દયાળ ગંગાધર ભણસાલી. બી. એ., કલકત્તા.

ડૉક્ટર બરૂઆ લખે છે કેઃ—

નગ્ન ક્ષપણકોનું નૈતિક અધઃપાતન ન થાય તેટલા ખાતરજ શાયદ પાર્શ્વ પ્રભુના ચતુર્યામ ધર્મને બદલે મૈથુન સર્વથા વિરમણ નામે પંચમ મહાવ્રતનો મહાવીર દેવે ઉમેરો કર્યો. આ પાર્શ્વપ્રભુના બધા મહાવ્રતો રાખવાથી પાર્શ્વાપત્યોને મહાવીર દેવના શાસનમાં સામેલ થવાને કશી હરકત આવી નહિ પણ જો કે બંને શાસનો મહાવીર દેવના ધર્મધ્વજ તળે એકત્ર થયા તો પણ પાર્શ્વાપત્યોના હૃદયને નગ્નત્વથી આઘાત પહોંચતો ખરો. બસ આજ વિચાર એક પ્રધાન કારણ હતું, કે જેને લઇ પ્રભુના અનુયાયી અને શિષ્ય પરંપરામાં પાછળથી ભેદ પડયો. અને પરિણામે દિગંબર અને શ્વેતાંબર જેવી બે વિરોધી કોમ ઉદ્ભવ પામી. આ ભેદનું મૂળ વાસ્તવિક રીતે વિચારતાં મહાવીર પ્રભુ અને પાર્શ્વપ્રભુના ઉપર્યુક્ત બે ભેદમાં ગુપ્ત રીતે સમાએલું છે."

(જુઓ ડૉ. બી. એમ બરૂઆની Pre-Buddhistic Indian Philosophy પૃષ્ઠાંક. ૩૭૪-૩૭૫).

આ વિચારોને વધુ સ્પષ્ટ શબ્દોમાં ઓળખીએ તો ડૉ. બરૂઆ એમ કહેવા માગે છે કે પાર્શ્વપ્રભુના સચેલક કલ્પના વિચારને અનુસરનારા તે શ્વેતાંબરો અને મહાવીર પ્રભુના અચેલક કલ્પના વિચારોના અનુયાયી તે દિગંબરો.

---

* સંવત્ ૧૯૮૨ ના ભાદ્રપદઆશ્વિન પુસ્તક-૨.અંક ૧-૨ પાનું ૩૧.

આ મન્તવ્યને હર્મન જેકોબી આદિ અન્યાન્ય પાશ્ચાત્ય વિદ્વાનો પણ સમર્થન આપે છે તેથી તે મતમાં કેટલું સત્ય સમાએલું છે અને તેની પુષ્ટિમાં કોઈ શાસ્ત્રીય પુરાવો છે કે કેમ તેની મીમાંસા અત્ર કરીશું.

૧. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના કેશી ગૌતમીય નામક ત્રેવીસમા અધ્યયનની ગાથા ૨૯ પરથી આપણને સ્પષ્ટ થાય છે કે પાર્શ્વપ્રભુએ સચેલક ધર્મ પ્રરૂપ્યો અને શ્રી મહાવીર પ્રભુએ અચેલક ધર્મ ઉપદેશ્યો. કલ્પસૂત્રની પ્રારંભની ગાથાઓથી પણ આજ વાતને પુષ્ટિ મળે છે.

ટીકાકાર ભગવંત જણાવે છે કે "ચોવીસમા તીર્થંકર શ્રી વર્ધમાન સ્વામીએ અચેલક કહેતાં 'પ્રમાણોપત, જીર્ણ, શીર્ણ, પ્રાયે ધવલ વસ્ત્ર' ધારણાત્મક સાધ્વાચાર ઉપદેશ્યો, જ્યારે મહાયશસ્વી ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથે સચેલક કહેતાં પંચવર્ણીય બહુ મૂલ્યવાન પ્રમાણ રહિત વસ્ત્ર ધારણાત્મક સાધ્વાચાર પ્રરૂપ્યો."

આ પરથી પાર્શ્વપ્રભુનો અને પરિણામે કેશી પ્રભૃતિ પાર્શ્વાપત્યોનો સચેલક એટલે વસ્ત્ર ધારણાત્મક માર્ગ હતો એ નિર્વિવાદ સાબીત થાય છે. પણ મહાવીર પ્રભુના અચેલક માર્ગની વ્યાખ્યા એક દેશે માત્ર પ્રસ્તુત વિષય પરત્વેજ ઉપકારી હોય એમ લાગે છે.

અચેલક શબ્દ અ=સર્વથા નિષેધ અને દેશનિષેધ અને ચેલ= વસ્ત્ર આ બે શબ્દના સમાસથી અચેલક થાય છે. અર્થાત્ અચેલક= નગ્ન; અને જીર્ણ શર્ણ વસ્ત્રધારી આ બંને અર્થમાં અચેલક શબ્દ વપરાયો હોય એમ સંભવે છે. દ્વિતીય અર્થ તો ટીકાકાર ભગવંતે બતાવ્યો છે માટે આપણે અચેલક 'નગ્ન' અર્થમાં સંભવિત છે કે કેમ તે જોવાનું રહ્યું.

આચારાંગ ૧-૯-૧ ૪૬૫ માં જણાવ્યું છે કેઃ—

संवच्छरं साहियं मासं जं ण रिक्कासि वत्थगं भगवं,
अचेलए ततो चाई तं वोसज्ज वत्थ-मणगारे.

અર્થાત્—ભગવાને તેર માસ સુધી (ઇંદ્રે દીધેલુ દેવદૂષ્ય) સ્કંધ-પર ધારણ કર્યું ત્યાર પછી તે છાંડી ભગવાન્ અચેલક વસ્ત્રરહિત અણગાર થયા.

વળી આચેલક્ય શબ્દની વ્યુત્પત્તિ કરતા શ્રી વિનયવિજયજી ઉપાધ્યાય કલ્પસૂત્રપરની પોતાની ટીકા નામે સુબોધિકામાં જણાવે છે કે न विद्यते चेलं वस्त्रं यस्य सो अचेलकः तस्य भाव आचेलक्यं विगतवस्त्रत्वं इत्यर्थः तच्च तीर्थंकरानाश्रित्य प्रथमान्तिमजिनयोः शक्रोपनीत-देवदूष्यापगमे अचेलकत्वं, अन्येषां तु सर्वदा सचेलकत्वं।

આ પરથી સ્પષ્ટ જણાશે કે ભગવાને વસ્ત્રનો ત્યાગ કર્યો ત્યાર પછી અચેલક વસ્ત્રરહિત અણગાર થયા અર્થાત્ **નગ્નભાવે** દિગંબર દશામાં વિહાર કરવા લાગ્યા અહિ अ-સર્વથા નિષેધવાચી છે.

વળી ચોત્રીશ અતિશય પૈકી એકે અતિશય એવો નથી કે જેથી પ્રભુના દિગંબરત્વનું ગોપન થાય. અર્થાત્ ચર્મ ચક્ષુ ધણી દેખી ના શકે પણ પ્રભુ મહાવીર દેવે દેવદુષ્યના પરિહાર પછી અન્ય વસ્ત્ર અંગીકાર કીધું નથી અને તેમનું નગ્નત્વ લબ્ધિવડે ગોપન રહેતું એમ તો શ્વેતાંબરો પણ માને છે.

ઉપરાંત રા. નંદલાલભાઈ પોતાના મહાવીર સ્વામી ચરિત્રમાં પૃ. ૨૯૪ મે જણાવે છે કે ઇંદ્રભૂતિએ ચારિત્ર ધર્મ અંગીકાર કર્યો તે સમયે કુબેરે ચારિત્ર ધર્મને લાયક ઉપકરણ લાવી તે ગ્રહણ કરવાને તેમને વિનંતિ કરી તે ગ્રહણ કરતા પહેલાં તેમને વિચાર થયો કે **હું તો નિઃસંગ છું તો પછી આ ઉપકરણો મ્હારે ગ્રહણ કરવા કે કેમ?** આ કથનને શાસ્ત્રીય પુરાવો છે કે કેમ જે માટે મ્હને સંદેહ છે પણ જો સત્ય હોય તો પોતાના આદર્શ મહાવીર પ્રભુ અચેલક-દિગંબર દશામાં ન હોત તો આ વિચારો ગૌતમ સ્વામીને આવત ખરા?

| શ્રી મહાવીર પ્રભુના શાસનમાં. | શ્રી પાર્શ્વપ્રભુના શાસનમાં. |
|---|---|
| (૧) આચેલક્ય.<br>સાધુઓ શ્વેત, માનોપેત, જીર્ણપ્રાય વસ્ત્રધારી હોવાથી અચેલક. | બહુ મુલ્ય, વિવિધ વર્ણ વસ્ત્રની અનુજ્ઞાથી સચેલકત્વ અને કેટલાક શ્વેત, માનોપેત, વસ્ત્રધારિ પણ હતા તેટલા અંશે તેઓ અચેલક-આથી બન્ને વિકલ્પો તેઓને સેવવાની અનુજ્ઞા હતી. |
| (૨) આધાકર્મિક-ઔદ્દેશિકઃ—<br>સાધુ નિમિત્તે કરેલા અશન-પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્રપાત્ર, વસતિ પ્રમુખઃ—<br>ગમે તે એક સાધુ વા એક સાધુ સમુદાય નિમિત્તે કરેલા સર્વે સાધુઓને ન કલ્પે, | જે સાધુ નિમિત્તે કરેલ હોય તેનેજ ન કલ્પે બીજાને કલ્પે. |
| (૩) શય્યાતર.<br>શય્યાતર યા વસતિ સ્વામીનું પીંડ બન્ને પ્રકારના સાધુઓને ન કલ્પે માટે તે કલ્પ બન્નેને માટે સમાન છે. | |
| (૪) રાજપિંડ.<br>ન કલ્પે | —કલ્પે. |
| (૫) કૃતિકર્મ-વંદનક.<br>બન્નેને સમાન. | |
| (૬) વ્રત-મહાવ્રત.<br>પંચ મહાવ્રત | ચાર મહાવ્રત; કારણ તેઓ ઋજુ પ્રાજ્ઞત્વથી સમજી શકે છે |

વક્ર જડત્વથી પાંચમા વ્રતના સ્પષ્ટોલ્લેખની આવશ્યકતા.

કે સ્ત્રીત્યાગ પરિગ્રહત્યાગમાં અંતર્ગત થાય છે.

(૭) જ્યેષ્ઠ-રત્નાધિક.

ઉપસ્થાપનાથી આરંભી દિક્ષા પર્યાયની ગણના અને જ્યેષ્ઠ-લઘુનો વ્યવહાર.

નિરતિચાર ચારિત્ર હોવાથી દિક્ષા સમયથીજ જ્યેષ્ઠ અને લઘુનો વ્યવહાર.

(૮) પ્રતિક્રમણ.

અતિચાર લાગે યા નહિ પણ ઉભય કાલ અવશ્ય કરવુંજ જોઇએ તેમજ બાકી રહેલા અતિચાર માટે પક્ષિક ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રકિક્રમણ પણ અવશ્ય કરવાંજ જોઈએ.

અતિચાર લાગે તોજ પ્રતિક્રમણ કરવું તે સિવાય જરૂર નહીં. અને તે પણ પ્રાયે બેજ-દેવસીક અને રાઈ પ્રતિક્રમણનો વ્યવહાર છે. પાક્ષિક ચાતુર્માસિક અને સંવત્સરિક ન કરવા પડે.

(૯) માસકલ્પ.

માસ મર્યાદા નિયતઃ—

વધુમાં વધુ એકજ સ્થળે એક માસ સ્થિતિ કરી શકાય. છેવટ દુર્ભિક્ષ અશક્તિ આદિકારણે એક માસ ઉપર રહેવું પડે તો પણ પાસેના ઉપગ્રામમાં જવું અને છેવટે ખુણો પણ બદલવો જોઇએ. બાકી એક માસથી વધુ સ્થિતિ ન થઈ શકે.

અનિયતમાસ કલ્પઃ—

મરજી પડે તો એક ક્રોડ કરતા કાંઈક ઉણા વર્ષો (બાવીશ તીર્થંકરના સાધુ આ શ્રી) પર્યંત એક સ્થળે સ્થિતિ કરી શકે અને મરજી પડે તો એક માસની વચમાં પણ વિહાર કરે.

(૧૦) પર્યુષણાઃ--

ઉપર મુજબ ફરજયાત.

ઉપર મુજબ અનિયત.

આ સઘળું અચેલક એટલે વસ્ત્રનો સર્વથા નિષેધ સાબીત કરવા પુરતું છે. અને દેશ નિષેધના અર્થમાં તો ટીકાકાર ભગવંતે પુરવાર કીધેલ છે એટલે અચેલક બંને અર્થમાં વપરાતો હતો એમ સંભાવના થાય છે.

## ૨. જિનકલ્પ અને સ્થવિરકલ્પ.

આ બે કલ્પની યોજના મહાવીર પ્રભુએ કરેલી છે અને તે પાર્શ્વાપત્યોના સચેલક માર્ગ અને પોતાના અચેલક માર્ગના સમન્વય રૂપે હોય એમ શું નથી જણાતું? જ્યારે બે અસમાન વિચારોનો સમન્વય થાય ત્યારે બન્નેએ કાંઈક છુટછાટ મેલવી પડે છે તે મુજબ પાર્શ્વાપત્યોને પોતાના ધર્મધ્વજ હેઠળ એકત્ર કરવાની શુભેચ્છાના પરિણામે આ બે કલ્પની યોજના થઈ હોય એમ સંભાવના થઈ શકે છે. પાર્શ્વાપત્યો વસ્ત્રધારી હતા એ કહેવાઈ ગયું છે અને મહાવીરપ્રભુ પોતે અચેલક હતા તેથી સમન્વય થતાં બંને માર્ગનો સ્વીકાર થયો અને ધર્મરૂપે પ્રરૂપ્યા. સચેલકત્વના વિચારનો સપક્ષી તે સ્થવિરકલ્પી અને અચેલકત્વના વિચારનો પક્ષકાર તે જિનકલ્પી.

સચેલકત્વ અને અચેલકત્વ મોક્ષ પ્રાપ્તિને બાધાકારી નથી પણ વ્યવહાર નયે બંને એકજ લક્ષ્ય માટે બે ભિન્ન માર્ગ છે એ ઉત્તરાધ્યયન સૂત્ર. ૨૩-૩૧-૩૨ માં ઘણીજ સુગમ રીતે સમજાવેલ છે.

મહાવીરપ્રભુનો કડક માર્ગ હતો તેટલોજ સખ્ત માર્ગ જિનકલ્પનો છે. અને પાર્શ્વપ્રભુના મધ્યમમાર્ગ અનુકુલ ગચ્છવાસી સાધુઓનો સ્થવિર કલ્પ કે જે સાંપ્રત કાળમાં મૌજુદ છે (તે બંને કલ્પના વિશેષ ભેદ માટે જુઓ વિશેષાવસ્યક ગાથા ૭ અને તે પરની મલધારીજીની ટીકા.)

ખુદ મહાવીર પ્રભુએ, જો કે પોતે અચેલક હતા છતાં, આ બન્ને કલ્પને માર્ગરૂપે પ્રરૂપ્યા છે અને તેમના જીવંતકાલમાં બન્ને

પ્રકારના નિર્ગ્રન્થો વિદ્યમાન હતા અને મેતાર્યમુનિ જેવાએ પ્રારંભમાં સ્થવિરકલ્પ અંગીકાર કરી કેટલેક કાળે જિનકલ્પીપણું પણ અંગીકાર કરેલ છે.

આ બે પ્રકારના મુનિઓના કલ્પ પૈકી જિનકલ્પ પાર્શ્વપ્રભુના શાસનમાં હોય એમ મ્હારા જાણવામાં નથી.

ઉપર કહેવામાં આવ્યું છે કે મહાવીર પ્રભુનો કડક માર્ગ હતો અને પાર્શ્વપ્રભુનો મધ્યમ માર્ગ હતો કારણ ચરમતીર્થંકરના સમયવર્તી લોકો વક્ર અને જડ હતા ત્યારે ત્રેવીસમાના અનુયાયીઓ ઋજુ અને પ્રાજ્ઞ હતા એથીજ કહ્યું છેઃ—

> पुरिमाणं दुव्विसोज्झो उ चरिमाणं दुरणुपालओ।
> कप्पो मज्झिमगाणं तु सुविसोज्झो सुपालओ॥
> —ઉત્તરા. અધ્યયન ૨૩. ગા. ૨૭.

—પ્રથમ તીર્થંકરના સાધુને (નિરતિચારપણે) ધર્મ સમજતાં દોહિલો પણ પાળતાં સોહિલો અને છેલ્લા તીર્થંકરના સાધુને ધર્મ (સમજતાં સોહિલો પણ પાળતાં) દોહિલો, જ્યારે વચલા બાવીસ તીર્થંકરના સાધુને ધર્મ સમજતાં પણ સોહિલો અને પાળતાં પણ સોહિલો. (તેથી છેલ્લાં અને પહેલાં તીર્થંકરે પંચમહાવ્રતરૂપ ધર્મ પ્રકાશ્યો અને વચલા બાવીસે ચાર મહાવ્રતરૂપ ધર્મ કહ્યો).

આ ગાથામાં કડક માર્ગ અને મધ્યમ માર્ગનું કારણ સહેલાઈથી અનુમિત થાય છે.

શ્રી કલ્પસૂત્ર સુબોધિકા પરથી ઉદ્ધરિત નિમ્નોક્ત બન્ને પ્રભુઓના દશ પ્રકારના કલ્પ ભેદપરથી અવિસંવાદ રીતે જાણી શકાશે કે મહાવીરપ્રભુનો આચાર અતિ કઠિન હતો, અને પાર્શ્વપ્રભુનો મધ્યમ માર્ગી આચાર હતો :—

| શ્રી મહાવીર પ્રભુના શાસનમાં. | શ્રી પાર્શ્વપ્રભુના શાસનમાં. |
| --- | --- |
| (૧) આચેલકય.<br>સાધુઓ શ્વેત, માનોપેત, જીર્ણપ્રાય વસ્ત્રધારી હોવાથી અચેલક. | બહુ મુલ્ય, વિવિધ વર્ણ વસ્ત્રની અનુજ્ઞાથી સચેલકત્વ અને કેટલાક શ્વેત, માનોપેત, વસ્ત્રધારિ પણ હતા તેટલા અંશે તેઓ અચેલક–આથી બન્ને વિકલ્પો તેઓને સેવવાની અનુજ્ઞા હતી. |
| (૨) આધાકર્મિક–ઔદ્દેશિકઃ—<br>સાધુ નિમિત્તે કરેલા અશન-પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્રપાત્ર, વસતિ પ્રમુખઃ—<br>ગમે તે એક સાધુ વા એક સાધુ સમુદાય નિમિત્તે કરેલા સર્વે સાધુઓને ન કલ્પે, | જે સાધુ નિમિત્તે કરેલ હોય તેનેજ ન કલ્પે બીજાને કલ્પે. |
| (૩) શય્યાતર.<br>શય્યાતર યા વસતિ સ્વામીનું પીંડ બન્ને પ્રકારના સાધુઓને ન કલ્પે માટે તે કલ્પ બન્નેને માટે સમાન છે. | |
| (૪) રાજપિંડ.<br>ન કલ્પે · | —કલ્પે. |
| (૫) કૃતિકર્મ–વંદનક.<br>બન્નેને સમાન. | |
| (૬) વ્રત–મહાવ્રત.<br>પંચ મહાવ્રત | ચાર મહાવ્રત; કારણ તેઓ રૂજુ પ્રાજ્ઞત્વથી સમજી શકે છે |

| | |
|---|---|
| વક્ર જડત્વથી પાંચમા વ્રતના સ્પષ્ટોલ્લેખની આવશ્યકતા. | કે સ્રીત્યાગ પરિગ્રહત્યાગમાં અંતર્ગત થાય છે. |
| (૭) જ્યેષ્ઠ-રત્નાધિક. ઉપસ્થાપનાથી આરંભી દિક્ષા પર્યાયની ગણના અને જ્યેષ્ઠ-લઘુનો વ્યવહાર. | નિરતિચાર ચારિત્ર હોવાથી દિક્ષા સમયથીજ જ્યેષ્ઠ અને લઘુનો વ્યવહાર. |
| (૮) પ્રતિક્રમણ. અતિચાર લાગે યા નહિ પણ ઉભય કાલ અવશ્ય કરવુંજ જોઇએ તેમજ બાકી રહેલા અતિચાર માટે પક્ષિક ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રકિક્રમણ પણ અવશ્ય કરવાજ જોઈએ. | અતિચાર લાગે તોજ પ્રતિક્રમણ કરવું તે સિવાય જરૂર નહીં. અને તે પણ પ્રાયે બેજ-દૈવસીક અને રાઈ પ્રતિક્રમણનો વ્યવહાર છે. પાક્ષિક ચાતુર્માસિક અને સંવત્સરિક ન કરવા પડે. |
| (૯) માસકલ્પ. માસ મર્યાદા નિયતઃ— વધુમાં વધુ એકજ સ્થળે એક માસ સ્થિતિ કરી શકાય. છેવટ દુર્ભિક્ષ અશક્તિ આદિકારણે એક માસ ઉપર રહેવું પડે તો પણ પાસેના ઉપગ્રામમાં જવું અને છેવટે ખુણો પણ બદલવો જોઇએ. બાકી એક માસથી વધુ સ્થિતિ ન થઈ શકે. | અનિયતમાસ કલ્પઃ— મરજી પડે તો એક ક્રોડ કરતા કાંઈક ઉણા વર્ષો (બાવીશ તીર્થંકરના સાધુ આ શ્રી) પર્યંત એક સ્થળે સ્થિતિ કરી શકે અને મરજી પડે તો એક માસની વચમાં પણ વિહાર કરે. |
| (૧૦) પર્યુષણાઃ— ઉપર મુજબ ફરજયાત. | ઉપર મુજબ અનિયત. |

**ઉપસંહાર:—**

પાર્શ્વાપત્યો પંચવર્ણી, માનોપેત, બહુ મૂલ્યવાન, વસ્ત્રધારી હતા ઉપરાંત સરલ અને બુદ્ધિશાળી હતા: એટલુંજ નહિ પણ અશન પાનાદિ પણ જે અમુક સાધુ નિમિત્તે કરેલું હોય તેને એકલાનેજ ન કલ્પે પણ બીજાને તે બાધ કર્તા નહિ. વળી તેમને રાજપિંડ વાપરવાની અનુજ્ઞા હતી ઉપરાંત અતિચાર લાગે તોજ દેવસી (દૈવસિક) વા રાઈ (રાત્રિક) પ્રતિક્રમણ કરવાનો કલ્પ હતો અને પાક્ષિક, ચાતુર્માસિક તેમજ સાંવત્સરિક પ્રતિક્રમણ જેવાં પ્રતિક્રમણો તેમને કરવાનાજ ન હતાં તેમજ વળી માસ કલ્પ અને પર્યુષણા પણ તેમને બંધનકારક ન હતાં પણ તે બંને તેમની મરજીપર છોડવામાં આવ્યાં હતાં. જ્યારે આ અતિ સુકર સ્થિતિ સાથે ચરમ તીર્થંકરના સાધુઓના કલ્પની તુલના કરીએ છીએ તો કેટલી સખ્તાઈ છે તે નજર સમીપ તરી આવે છે. જીર્ણ શીર્ણ વસ્ત્રો પહેરવાં– અને જિનકલ્પી હોય તો તો વળી વસ્ત્રરહિતજ રહેવું અને ટાઢ તડકા દંશમશક આદિના પરિસહો સહન કરવા. એક સાધુ આશ્રી કીધેલા આહારાદિ તેને તો ન કલ્પે એટલુંજ નહિ પણ સાધુ માત્રને ન કલ્પે, રાજપિંડ તો વપરાયજ નહીં. અતિચાર લાગે યા ન લાગે પણ ઉભયકાળ પ્રતિક્રમણ તો અવશ્ય કરવુંજ જોઈએ. ઉપરાંત બીજાં ત્રણ પ્રતિક્રમણ પણ આવશ્યકજ છે. ગમે તેવા અનિવાર્ય કારણે પણ મહાવીર પ્રભુના સાધુઓ એકજ સ્થળે વધુમાં વધુ એક માસ સ્થિતિ કરી શકે, તદુપરાંત ખાસ રહેવાની જરૂર જણાય તો પણ સ્થાન પરિવર્તન કીધા સિવાય તો નજ રહેવાય. જોઈએ તો ઉપવનમાં, શાખાપુરમાં જઇ પાછા આવે અને છેવટે તે પણ ન બને તો ઉપાશ્રયનો ખુણો તો બદલીને પણ સ્થાન પરિવર્તનના કલ્પને સખ્ત રીતે અમલમાં મેલવો. પર્યુષણા બાબત પણ એજ સખ્તાઈ.

આ કલ્પભેદ પરથી સમજવું સુગમ થઈ પડશે કે મહાવીર પ્રભુનો આચાર અતિ સખ્ત હતો. આ સમજ્યા પછી પાર્શ્વાપત્યોના

વિચારોના પ્રવાહનું અને મહાવીરના અનુયાયીઓના વિચારોના રોહનું સહેલાઇથી અનુમાન થઇ શકે તેમ છે.

પાર્શ્વાપત્યો સરળ અને મધ્યમ માર્ગને સેવનારા હતા અને તેથી તેઓના મગજની વલણ પણ તેજ પ્રકારની હોય તેમાં નવાઇ નથી; ઉપરાંત કેશીપ્રભુના સમયમાં પણ શિથિલાચાર થયો હોય એ સહજ સમજી શકાય તેવું છે. કારણ એક શાસન અવનતિ પર આવે છે ત્યારે નવા તીર્થની સ્થાપના થાય છે. વલી તત્સામયિક અન્ય દાર્શનિક સંસ્થાઓ તરફ દૃષ્ટિ ક્ષેપ કરતાં પણ તે લોકોને જણાયું કે બૌદ્ધો વિગેરેના સાધુઓ મધ્યમાર્ગી હતા. આથી કેશી પ્રભુ અને તેની સાથેના પાર્શ્વાપત્યો જો કે ગૌતમ સ્વામીના સમજાવવાથી મહાવીર પ્રભુના ધર્મધ્વજ તળે આવી વસ્યા છતાં પણ મનુષ્યની માનસિક વલણ એકાએક બદલાવી મુસ્કેલ છે. તેઓએ મહાવીર પ્રભુનો કડક માર્ગ અંગીકાર કીધો છતાં પણ પાર્શ્વનાથના શાસનમાં સેવેલો કલ્પભેદ તેઓના મગજને ડહોળી રહ્યો હતો. આ પ્રમાણે એકજ સમયમાં બે પ્રકારના વિચારના પ્રવાહમાં નિમજ્જન કરનારા સાધુઓ વિદ્યમાન હતા. આ પ્રમાણે મહાવીર પ્રભુ બાદ સુધર્માસ્વામી અને જંબુસ્વામી જેવા પ્રભાવશાળી બે મહાપુરૂષો પટ્ટધર છતાં તે પાર્શ્વાપત્યોના વિચારના રોહમાં તણાતો સાધુ વર્ગ માથું ઉંચુ કરી શકયો નહીં. પણ ત્યાર પછી ધીમે ધીમે પોતાના વિચારો જાહેરમાં લાવતા ગયા પણ હજી પણ બન્ને વિચારના સાધુઓને સાથે રહેવા જેટલી સહિષ્ણુતા હતી પણ તે લાંબો વખત ટકી શકી નહીં અને વીરાત્ ૬૦૯ વર્ષે છેવટના બન્ને જુદા પડયા (schism).

મહાવીર પ્રભુના કડક માર્ગને અને જિનકલ્પને સર્વાંગે તો નહિજ પણ નગ્નત્વ આશ્રી એકદેશીય કલ્પને આગળ ધરી વસ્ત્રરહિતપણે વિચારનારા, નિશ્ચય માર્ગને પ્રધાનપદ આપનારા તે દિગંબરો થયા. ત્યારે પાર્શ્વાપત્યોના મધ્યમાર્ગને અનુકૂલ વ્યવહાર માર્ગને અવલંબન કરનારા અને વ્યવહારનેજ આગળ ધરનારા સ્થવિર કલ્પ

સિવાયના બીજા કલ્પનો વિચ્છેદ હોઈ સ્થવિર કલ્પને મુખ્યસ્થાન આપી વસ્ત્રધારી શ્વેતામ્બરો થયા. એ શું આટલા પુરાવા પછી સંભવિત નથી ? છતાં પણ આ ચર્ચાત્મક વિષયનો શેષનો નિર્ણય કરવાનું હું વાંચકવૃંદ ઉપર છોડું છું અને તેમાં ઉદારભાવે થયેલી આ સૂચનાઓ આદર પામશે. ॥ ઇતિશમ્ ॥

---

# પરિશિષ્ઠ (૨)

---

## છદ્મસ્થ દશામાં શ્રી મહાવીર પ્રભુનાં વિહાર-સ્થલો.*

*લેખક—શા. દયાળ ગંગાધર ભણસાલી, બી. એ., કલકત્તા.*

કુંડપુરઃ—કનીંગહામ માને છે કે આ સ્થલ વૈશાલીનો એક ભાગ હોવો જોઈએ. કારણ મહાવીર પ્રભુને "વૈશાલિય" કહેવામાં આવેલ છે. જો કે આ વિશેષણ વિશાલા નગરીનો વતની તેમજ પ્રાન્તનો વતની બન્નેને લાગુ પાડી શકાય. તેઓ (ડૉ. હરનલ પણ એમજ) માને છે કે ક્ષત્રીયકુંડ અને બ્રાહ્મણકુંડગ્રામ આ બન્ને વૈશાલીના શાખાપુર અગર સ્પષ્ટ રીતે કહીએ તો "પાડા" હતા. આ બધી માન્યતાને અંગે તેઓ વિશાલા નગરીને "બેસાર" *Besarh* ગામ તરીકે જણાવે છે જે સ્થલ બૌદ્ધ ગ્રન્થોમાં અને ચીની મુસાફરના આપેલા અંતરો સાથે બરાબર મળતું આવે છે. આ ગામથી ૭ માઈલને આંતરે બ્રાહ્મણગામ નામે ગામડું પણ અસ્તિ ધરાવે છે. પ્રાચીન બ્રાહ્મણકુંડગ્રામ હોય તો તેમાં કાંઇ બાધ નથી. બેસારમાંથી તો ખોદકામ કરતાં તેમજ વિશાલનો મહેલ વિગેરે સ્થળો ભગ્નાવશેષ સ્થીતિમાં આજે પણ મોજુદ છે (જુઓ કનીંગહામ) શેષમાં

---

* સંવત્ ૧૯૮૩ના ફાગણ ચૈત્ર પુસ્તક ૩-૨ અંક ૭-૮ પા. ૩૭૪.

કનીંગદ્યામ હિંમતપૂર્વક કથે છે કે "ભગ્નદશામાં પડેલો બેસારનો કિલ્લો, નામ, ક્ષેત્રફળ, અને સ્થાન એટલી સચોટ રીતે પ્રાચીન વિશાલા નગરીની ખાતરી આપે છે કે હવે શંકા રહી નથી." આ રીતે વિશાલાને બેસાર સાથે બ્રાહ્મણગ્રામનો તેજ નામના ગામસાથે અને તેનીજ પાસે આવેલું "બસુકુંડ"ને શાયદ ક્ષત્રીયકુંડ સાથે આપણે સ્થલ નિર્ણય કરી શકીએ.

આ સ્થલનિર્ણયમાં બાધ માત્ર એક આવે છે કે આધુનિક લછવાડ પાસે ડુંગરપુર જેને આપણે ક્ષત્રીયકુંડ તરીકે ગણીએ છીએ તે સ્થાપના તીર્થ માનવું પડે. પણ તેમ માનવાને આપણી પાસે સબળ પુરાવો નથી. પં, હંસ, સોમ આદિ કવિઓએ પણ આધુનિક ક્ષત્રીયકુંડની યાત્રા કરી છે એમ તેમના પૂર્વ ક્ષેત્રોની તીર્થમાળા પરથી જણાય છે. આ પ્રશ્નનો ઉકેલ કરવા બહુજ અગત્ય છે.

વાણિજ્યગ્રામઃ—શ્રી કલ્પસૂત્રમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. 'વૈશાલી અને વાણિજ્યગ્રામની નિશ્રાએ પ્રભુએ બાર ચોમાસાં કર્યાં.' આ પરથી કહેવાની જરૂર રહેતી નથી કે વાણિજ્યગ્રામ અને વિશાલા તદ્દન નજીકજ હોવા જોઈએ. વળી વિશાલાથી વાણીજ્યગ્રામ પ્રતિ વિહાર કરતાં વચ્ચે ગંડકી નદી નાવમાં ઉતરવી પડી હતી. એટલે વૈશાલી ગંડકી નદીના તીરપર હોવું જોઈએ અને વાણિજ્યગ્રામ સામે તીરે. નકશામાં બજીઆ યા બનીઆ બેસારથી સામે તીરે છે તે વાણીજ્યગ્રામ હોવા દરેક સંભવ છે એમ શ્રી વિજયધર્મસૂરી જણાવે છે.

ડૉ. હરનલ પોતાના ઉપાસક દશાંગની નોટમાં જણાવે છે કે કુંડપર અને વિશાલા એકજ હોવી જોઈએ કારણ પ્રભુને 'વૈશાલીય' કહેલ છે માટે તે કુંડપુરને વિશાલાનો ક્ષત્રીય પાડો કહે છે જ્યાં રાજા (પિતાશ્રી) તરીકે સિદ્ધાર્થ હતા. ઉપરાંત શ્રી આચારાંગના ભાવનાધ્યયનથી (દ્વિતીય શ્રુતસ્કંધ) જણાય છે કે उत्तरेखत्तीयकुं-

डग्राम અને દાહિણે माहणकुंडग्राम આથી કુંડગ્રામના બંને પાડા હોય એ નિશંક થાય છે.

**કુમારગ્રામઃ**—એક વખત ક્ષત્રીય કુંડગ્રામના સ્થલનો નિર્ણય કીધા પછી આ ન્હાનકડા સ્થલ માટે એટલુંજ કહી શકાય કે તે કુંડપુરથી ૧૦ થી ૧૫ માઈલ પર હોવું જોઈએ કારણ પ્રભુ લગભગ ૧॥ થી ૨ કલાકમાં એ સ્થલે પહોંચ્યા હતા.

**કોલાગ સન્નિવેશઃ**—નાલંદાની ઉત્તરે આ સ્થલ હતું એમ શ્રી ભગવતી સૂત્રના ઉલ્લેખ પરથી માલુમ પડે છે.

નાલંદાથી **અંદૂર સામંતે** કાલાક સન્નિવેશ હતું. અને નાલંદા રાજગૃહીથી ૭ માઈલ પર ઉત્તરે હતી.

**મોરાક-અને અસ્થિગ્રામઃ**—નાલંદાથી મોરાક આવ્યા. મોરાક અસ્થિગ્રામની નજીકજ હતું કારણ અડધા ચોમાસે પ્રભુ અસ્થિગ્રામ ગયા અને ચોમાસું પુરૂં થતાં પણ શરદ્ ઋતુમાં ત્યાં આવ્યા એટલે અસ્થિગ્રામથી ૫ થી ૧૦ માઈલથી દૂરતો નજ હોય.

**અસ્થિગ્રામઃ**—જેને વર્ધમાન કહેવામાં આવતું હતું એમ આવશ્યક સૂત્રની સાખ છે તો જેને આજે 'બર્દવાન' (સંસ્કૃત વર્ધમાન) કહે છે તેને પ્રાચીન વર્ધમાન—અસ્થિગ્રામ તરીકે લેવામાં કશો બાધ નથી. આ બર્દવાન દામોદર નદ નામે વેગવતી નદીને કિનારે છે.

**વાચાલ પ્રદેશઃ**—બર્દવાનથી ઉત્તર તરફ વિહાર કરતાં તુરતજ દક્ષિણ વાચાલ. સુવર્ણવાલુકા નદી-કનકખલ આશ્રમ-રૂપ્યવાલુકા નદીમાં થઈ પ્રભુ શ્વેતામ્બી પહોંચ્યા.

**કનકખલઃ**—આશ્રમ શ્વેતાંબીની પાસેજ હતું આવશ્યકવ્ પૃષ્ઠ ૧૯૫. "तस्यादूरे श्वेताम्बिका नगरी" અને આશ્રમ પછી રૂપ્યવાલુકા નદી પાર ઉતરી ઉત્તર વાચાલમાં દાખલ થયા ત્યાંથી શ્વેતામ્બિમાં પધાર્યા. માટે ઉત્તર વાચાલ પ્રદેશનું પાટનગર શ્વેતામ્બી હોય એ દરેક સંભવ છે, અને કનકખલ આશ્રમ રૂપ્યવાલુકાને કિનારે

હોય અને નદી પછી તુરતજ ઉત્તરવાચાલ—આમ આ ચારે સ્થલ દૂર નથી માત્ર દક્ષિણ વાચાળજ દૂર હતું. માટે ઉત્તર વાચાલનો સ્થલનિર્ણય અગર શ્વેતામ્બીના સ્થળ નિર્ણયપર બીજા ચારનો આધાર છે.

**શ્વેતામ્બીઃ**—શ્રી રાયપસેણી સૂત્ર પરથી જણાય છે કે તે સાવથ્થી નગરીથી બહુ દૂર નહોતી અને સાવથ્થીનો સ્થલનિર્ણય સેતમેહત નામે ગામ અયોધ્યાથી ૭૦ માઈલપર છે ત્યાં થઈ શકે છે માટે શ્વેતામ્બી તેની પૂર્વ અગર પૂર્વોત્તરમાં હોય. આ પ્રદેશ આધુનિક નેપાલ સાથે બંધબેસ્તો છે માટે શ્વેતામ્બી તે વખતની નેપાલ દેશની રાજધાની હતી એમ અનુમાન થાય છે. અને ઉત્તર-વાચાલમાં શ્વેતામ્બી હતી તો ઉત્તરવાચાલ અને નેપાલ બંને એકજ હોવા જોઈએ.

**સુરભીપુરઃ**—શ્વેતામ્બીની દક્ષિણે અને ગંગાની ઉત્તરે આ શહેર અને થુણાગ સંનિવેશ હોવા જોઈએ. સ્થલનિર્ણય હજી થઈ શક્યો નથી.

**રાજગૃહઃ**—આધુનિક રાજગીર—રાજગૃહ. વિશેષ વિવેચનની જરૂરજ નથી.

**નાલંદાઃ**—રાજગૃહથી ૭ માઇલ ઉત્તરે બડગામ પાસે થએલા ખોદકામ નાલંદાનો નિર્ણય કરાવે છે.

**સુવર્ણખલઃ**—આ આશ્રમ કનકખલથી તદન ભિન્ન હોવું જોઇએ એમાં શક નથી કારણ કનકખલ શ્વેતામ્બી પાસે છેક ઉત્તરમાં છે જ્યારે આ સુવર્ણખલ તો રાજગૃહથી બ્રાહ્મણકુંડગ્રામ જતાં રસ્તામાં આવે છે અને બ્રાહ્મણકુંડ શ્વેતાંબીથી ઘણે દૂર દક્ષિણે છે. તેમજ સુવર્ણખલ તેથીયે દક્ષિણે છે. માટે સ્થલનિર્ણયની જરૂર છે.

**બ્રાહ્મણગ્રામઃ**—ઉપર વૈશાલીમાં વિવેચન કીધેલ છે.

**ચંપાનગરીઃ**—આજે નામનું સ્થળ ભાગલપુરથી પશ્ચિમે નાથ-નગર પાસે ગંગાકિનારે આજે પણ મોજુદ છે જેને ચંપાનાલા કહે છે.

**પૃષ્ઠચંપા કયંગલાઃ**—ચીની મુસાફરના લખાણ મુજબ ચંપાથી ૪૦૦ લી યાને ૭૦ માઇલ પર પૂર્વમાં કયંગલા નગરી હતી. ચંપાથી નદી રસ્તે જતાં તો અંદાજ ૯૦ માઇલ થાય છે પણ ખુશ્કી માર્ગે ૭૦ માઇલ થાય. આ કયંગલા રાજમહાલથી દક્ષિણે ૧૮ માઇલપર છે. (કનીંગહામ), અને કયંગલા નામનું ગામ હૈયાત છે કે જે આઝીમગંજથી ઉત્તરે બરહરવા અને છીલદંગાની વચ્ચે મુકી શકાય. આવી રીતે જ્યારે કયંગલાનો નિર્ણય થાય છે કે ચંપાથી પૂર્વમાં ૭૦ માઇલપર છે તો પૃષ્ઠચંપા તે બે સ્થલોની વચ્ચેજ હોવી જોઇએ. કારણ પ્રભુ ચંપાથી નીકલી પૃષ્ઠચંપામાં ચોમાસું રહ્યા અને ત્યાંથી તુરત કયંગલા ગયા.

**સાવત્થીઃ**—બલરામપુર સ્ટેશનેથી ૧૨ માઇલપર સેટ મેટનો કીલ્લો છે તે અકોનાથી ૫ માઇલપર છે અને તે અયોધ્યાથી ઉત્તરે ૩૦ માઇલ છે. તે અકોના અને સેટ મેટનો સંયુક્ત પાંચ માઇલનો પ્રદેશ સાવત્થી તરીકે લઇ શકાય (જેને માટે જુઓ કનીંગહામ અને વિજયધર્મસૂરિની પ્રાચીન તીર્થમાલા ભાગ ૧) તીર્થકલ્પમાં પણ લખ્યું છે કે संपइकाले महेठित्ति रुढा.

અહિંથી હાલેદુર્ગ—નંગલા—આવત્તી થઇ તેઓ ચોરાગસંનિવેશે આવ્યા તે ચોરાગ પૃષ્ઠચંપાની નજીક છે માટે હાલેદુર્ગ આદિ સાવત્થીથી પૃષ્ઠચંપા જતાં રસ્તામાં હોવા જોઇએ તેનો સ્થળ નિર્ણય કરવો.

**લાઢ—રાઢ**—બંગાલનો રાઢ નામે પ્રદેશ. આ રાઢ પ્રદેશની ઉત્તર સિમા રાજમહાલના ટેકરાઓ છે પ્રાચીન કાલમાં રાજમહાલના ટેકરાઓથી આરંભી દક્ષિણે પૂર્વાર્ધ મીદનાપુર બાંકુરા બર્દવાન હુગલી હાવરા વિગેરે જીલ્લાઓ સમેત રાઢ પ્રદેશ કહેવાતો હતો. વલી ઉત્તર રાઢ અને દક્ષિણ રાઢ આ બે પ્રદેશો અજયા નદીથી વિભક્ત થતા હતા.

**પૂર્ણકલસઃ**—આ સ્થળનો નિર્ણય થયો નથી. પણ શ્રી આવશ્યક પરથી જણાય છે. રાઢ નામે અનાર્ય ભૂમિની સરહદ પર આ એક અનાર્ય ગામ હતું.

ભદ્દિલ નગરી, કદલિસમાગમ, જંબુયંડતંબાયકૂપિકા— આ શહેર યા નગરીઓનો પણ નિર્ણય થઇ શકતો નથી.

(કદલી સમાગમ અને તંબાય માટે એક સૂચના માત્ર થઈ શકે છે કે રાઢ દેશની હદ છેક તારકેશ્વર—કલકત્તા પાસે—સુધી છે એટલે કદલી સમાગમ ને કોલાઘાટ જે કલકત્તાથી બેંગાલ નાગપુર લાઇનમાં રૂપનારાયણ નદીને તીરે ( ) માઇલ પર આવેલું છે. બંગ ભાષામાં કેળાં—કદલી—ને કલા—ઉચ્ચાર કોલા—કહે છે આ સ્થળ નામ સાથે ઘણુંજ બંધ બેસતું છે, અને જો કોલા ઘાટને કદલી સમાગમ લઇએ તો તંબાયને તામ્રલુક—તામ્રલિપ્તિ એક લઇ શકાય જે કોલાઘાટથી નજીકજ છે અને તે સમયમાં પ્રખ્યાત બંદર હતું.

ગ્રામાક શાલિશીર્ષક ભદ્રિકાઃ—આ ગામ અને નગરીનો સ્થાન નિર્ણય આલંભીકાના નિર્ણય પર નિર્ભર છે. કારણ આ ત્રણે સ્થલો વૈશાલિ—બેશાડ—અને આલંભિકાની વચ્ચે આવેલાં છે.

આલંભિકાઃ—આ નગરીનો નિર્ણય અતિ વિવાદાસ્પદ છે. ડૉ. હરનલ પોતાના ઉપાસકદશાંગની નોટ—પાના ૫૧—૫૩ માં સર કનીંગહામના સ્થળ નિર્ણય સાથે મળતાપણું બતાવી જણાવે છે કે આલવી અગર આલો અને ચીની મુસાફરનું નવદેવકુલ બે એકજ હોવા જોઇએ અને આ સ્થલ કનોજથી અગ્નીકોણમાં ૧૯ માઇલ પર આવેલ નેવાલ સાથે નિશ્ચિત કરી શકાય.

પણ આ વાતમાં સત્ય હોય એમ લાગતું નથી. વિહાર માર્ગ તરફ દષ્ટિ કરતાં તે સ્થલ બિહારમાજ હોવું જોઇએ અને તે પણ આધુનિક આરા શહેરની આસપાસ લઈ શકાય. પ્રભુજીએ છઠ્ઠું ચોમાસું ભદ્રિકામાં કર્યું ત્યાંથી મગધમાં ફરીને આલંભિકા પહોંચ્યા, અને સાતમ વર્ષારાત્ર ત્યાંજ પ્રસાર કર્યું.

કુંડાક, મર્દના, બહુશાલક, લોહાર્ગલાઃ—જો આલંભિકાને આરા લઇએ જે માટે પુરાવાની જરૂર છે તો આ ચાર સ્થલો આરાથી અલાહબાદ—પુરીમતાલ જતાં રસ્તામાં લેવા જોઇએ.

ઉર્ણાક ગોભૂમિઃ—સ્થલનિર્ણય યા સૂચનમાત્ર પણ મુશ્કેલ છે.

રાજગૃહઃ—જાણીતું છે.

રાઢ વજ્જભૂમિ શુદ્ધભૂમિઃ—અનાર્ય સ્થલો પૈકી રાઢનો ઉલ્લેખ ઉપર થઈ ગયો છે અને સુહ્મ પણ મિદનાપુર જીલ્લાને લઈ શકાય. રાઢ અને સુહ્મ ઘણા ભાગે સાથેજ બોલાય છે, અને વજ્જભૂમિ-બીરભુમ-વીરભૂમિના પ્રદેશને લેવાથી બાધા નથી આવતી.

સિદ્ધાર્થપુર કૂર્મગ્રામ—નિર્ણય નથી.

વાણિજયગ્રામ—ઉપર લખાઈ ગએલ છે. સાવત્થી-સંત મહંતનો કિલો, દશમ વર્ષારાત્ર દશમા અને અગીઆરમા ચોમાસા જે વૈશાલીમાં થયું છે તેની વચ્ચે અનેક સ્થલો આવી જાય છે અને પંથ પણ અતિ લાંબો છે.

સાવત્થીથી સાનુલષ્ઠ—અનિર્ણિત.

દઢભૂમિ, વાલુકા, સુક્ષેત્રા, હસ્તીશીર્ષ, તોસલી, મોસલી, વજ્રગામ—આ સ્થલોમાં કર્મ નિજરાર્થે ૭ માસ ગાળ્યા અને મુનિ શ્રી ન્યાયવિજયજીએ વર્ણન કરેલા સંગમ દેવના ઉપસર્ગો અહિં થયા.

દઢભૂમિને સિંગભૂમ તરીકે લેવા સુચના માત્ર છે. તોસલી કટક પાસે આવેલું ધવલી જે ખારવેલ રાજાના વખતમાં ઉત્તર કાલિંગનું પાટનગર હતું તેને પ્રો. જયસ્વાલ અનેક પૂરાવાથી તોસલી તરીકે સાબીત કરે છે.

હસ્તીશીર્ષઃ—પ્રસિદ્ધ હાથી ગુફા તો ન હોય કે જ્યાં હાથીની શુંઢ છે અને તોસલીથી નજીકજ છે.

આલંભિકાઃ—કનોજ પાસેનું નેવાલ લેવાથી પંથ અતિ દૂર થઈ પડે છે પણ આરા પાસે કોઈ સ્થલ લેવાથી અનુકુલતા જણાય છે.

શ્વેતંબિ—નેપાલનું મુખ્ય શહેર. આ નગરી જૈન ગ્રન્થોમાં પ્રસિદ્ધ છે પણ બૌદ્ધ ગ્રન્થોમાં તેનો નામ નિર્દેશ જાણમાં નથી.

અને છે કે નહિ તેનો વિદ્વાનો સાથે પત્ર વ્યવહાર થાય છે. ચીની મુસાફર કોઈ આ નગરીનું વર્ણન આપતા નથી. નેપાલમાં લલિત પટ્ટન તેઓ ગયા છે અને આ લલિત પટ્ટનથી સાવત્થી અતિ દુર નથી. ત્યાંથી

**કોશાંબિ**—યમુનાના તીરે પ્રયાગ પાસેનું કોસમ ગામ.

**મિથિલા**—જનકપુર.

સાવત્થીથી દઢભૂમિ આદિમાં ૭ માસ કાઢયા બાકી રહ્યા વિહારના બે માસ જેમાં પ્રભુ વજ્જગામ કટક પાસેથી નેપાલમાં શ્વેતામ્બી ગયા ત્યાંથી ફરી સાવત્થી, ત્યાથી કોશમ્બી બનારસ મીથીલા ફરીને વૈશાલી આવ્યા.

**સુંસુમારપુર ભોગપુર નંદિગ્રામ મેંઢીઆ**—વૈશાલી અને કોસમ વચે નકી કરવા જોઇએ.

**જંભિઆઃ**—શ્રીવિજયધર્મસૂરી જમગ્રામ લે છે ત્યારે પં. બહેચરદાસ જમૂઇની સૂચના કરે છે.

( આ લેખ સંબંધી લેખક જણાવે છે કેઃ—' આ મ્હારો સ્વતંત્ર લેખ નથી પણ અનેક શોધખોળ કરનારા મતનું દોહન છે. આ પ્રયાસ એક વ્યક્તિ કરે તો ફાવી શકે તેમ નથી, પણ ચાર પાંચ વિદ્વાનો પોતાનો મત સાબીતી સહિત બનાવે તો પાર પડે તેવું કાર્ય છે માટે આપ આપનો અભિપ્રાય, તેમજ મુનિ ન્યાનવિજયજી આદિ આ કાર્યમાં રસ લેનારી વ્યક્તિઓનો અભિપ્રાય દર્શાવશો. આ લેખ રૂપે છેજ નહિ પણ દરેક જણના અભિપ્રાય એકઠા થયે લેખ રૂપે લખવો, એવો મારો આશય છે. જોઇએ તો તંત્રી પોતે લખે તો પણ મને વાંધો નથી. આપના અભિપ્રાય અને નવીન સુચના બાદ સ્થલ નિર્ણય માટે વધુ પ્રયત્ન કરીશ. આમા બ્હોળા વાંચનની જરૂર છે અને બૌદ્ધગ્રંથોનો પણ અભ્યાસ જોઇએ. ધર્માનન્દ કોસામ્બીને શ્વેતમ્બી, કયંગલા અને આલંબિકા બાબે

પૂછાવી જોશો. આમાં આધાર જેનો લીધો છે તેનાં નામઃ કનીંગહામની ભૂગોળ, બીલ-બુદ્દિસ્ટ રેકર્ડ, સ્મિથ-અર્લિ હિસ્ટરી, હૉર્નેલ-ઉપાસક દશાંગ, ડેવિડસ-બુદ્દિસ્ટ ઇંડિયા, વિજયધર્મસુરિ-પ્રાચીન તીર્થમાળા, આવષ્યક સુત્ર, શ્રી આચારાંગ-માત્ર એક સ્થળે."

ગત શ્રી મહાવીર ખાસ અંકમાં પં. બહેચરદાસે એક લેખ લખેલો પ્રકટ થયો છે અને આ બીજો છે. હજુ પણ આ સંબંધે વિશેષ શોધખોળ કરવાની રહે છે. તો ખોજકો વિશેષ પ્રયાસ કરી સ્થલોની નિશ્ચિતતા કરશે અને એ રીતે તે પુણ્ય ભૂમિઓનો ઉદ્ધાર કરવામાં નિમિત્તભૂત થશે.

—જૈનયુગના તંત્રી.

# શુદ્ધિપત્રિકા.

## ( સંસ્કૃત ).

| પાનું | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | भारती | भारतीं |
| ૨ | ૩ | दिविजनाया | द्विजनाया |
| ૨ | ૩ | सरति | सरिति |
| ૩ | ૫ | वह्नि | वह्निः |
| ૫ | ૧૧ | भवभूनि | भवभूति |
| ૧૨ | ૨૭ | दशोवपुषि | दशोवपुषि |
| ૧૩ | ૩૦ | युक्तमया | युक्तमपा |
| ૧૪ | ૩૩ | विवर्ध्यं | विवर्ध्ये |
| ,, | ,, | धमम् | धर्मम् |
| ૧૮ | ૪૨ | मियमतिं | नियमतिं |
| ૧૮ | ૪૨ | कीर्ति | कीर्तिं |
| ૨૩ | ૫૬ | लमते | लभते |
| ૨૭ | ૬૫ | पुण्य | पुण्यं |
| ૩૪ | ૮૪ | चितः | चित्तः |
| ૪૦ | ૯૯ | स्तस्य | रतस्य |
| ,, | ,, | रोति | रेति |
| ૪૭ | ૧૧૫ | नीचवाक्यं | नीचवाक्यं |
| ૪૯ | ૧૧૯ | विद्युधोतेन | विद्युद्घोतेन |
| ૬૬ | ૧૬૨ | शांतभावा | शांतभावो |
| ૬૯ | ૧૬૯ | भाव न | भावन |
| ૭૨ | ૧૭૯ | जिनंद्र | जिनेंद्र |

| | | | |
|---|---|---|---|
| ७३ | १८१ | नुणद्धि | रुणद्धि |
| ८७ | २१६ | यातासि | यातासि |
| ८८ | २१९ | कपाय | कपायें |
| १०१ | २५२ | तनुमद्गुणः | तनुमद्गुणः |
| ११२ | २७८ | ध्यांतघ्रात | ध्यांतघ्रातं |
| ११४ | २८४ | शरारिणां | शरीरिणां |
| ११६ | २८९ | दष्टया | दृष्ट्वा |
| ११७ | २९२ | दष्टया | दृष्ट्वा |
| १२५ | ३०९ | भग्नौ | भग्नौ |
| १२६ | ३१२ | प्रज्ञाकलाभिः | प्रज्ञाकलाभिः |
| ,, | ,, | तस्मात् | तस्मा |
| १२७ | ३१५ | संनिमा | संनिभा |
| १२१ | ३२२ | कस्यांच– | कस्यचि– |
| १३४ | ३३० | षयप्रातो | यशप्रातो |
| १४२ | ३५२ | मुच्यते | मुच्यते |
| १५० | ३८६ | साव्यति | सीव्यति |
| १५२ | ३९२ | क्राणाति | क्रीणाति |
| १६८ | ४२८ | वह्निंयंरं | वह्निंर्येरं |
| १७३ | ४३७ | संपन्नोपि | संपन्नोपि |
| २१० | ५२२ | विचक्षणं | विचक्षणां |
| २११ | ५२५ | लल्यपारं | लभ्यपारं |
| २१४ | ५३४ | विशोध्ययूतं | विशोध्यपूतं |
| २३२ | ५९९ | शौचं | शौचं |
| २३६ | ६१३ | वेस्यां | वेश्यां |
| २५५ | ६५९ | भग्नवृतः | भग्नवृत्तः |
| २८० | ७२० | अस्थितिरेव | रस्थितिरेव |
| २८१ | ७२१ | भवे | भुवि |

| | | | |
|---|---|---|---|
| २८३ | ७२९ | गतिः | गतीः |
| २८६ | ७३९ | ह्नश्यत्यर्थं | ह्नश्यत्यर्थं |
| २८७ | ७४० | भुक्तवाधं | भुक्तवाधं |
| २८८ | ७४३ | विधद्र | विधद् |
| २९२ | ७५२ | न्वितानामं | न्वितानां |
| ३०७ | ८०१ | शस्त्रदानं | शस्त्रदानं |
| ३१३ | ८१६ | यिक्षाव्रतं | शिक्षाव्रतं |
| ३१७ | ८२९ | संज्ञि | संज्ञिषु |
| ३१८ | ८३३ | यत्किंचि | यत्किंचिद् |
| ३२३ | ८५४ | क्षेपौः | क्षेपौ |
| ३३१ | ८७७ | पूजनं | पूजनं |
| ३३४ | ८८६ | वर्जितो | वर्जिते |
| ३३८ | ८९५ | विलोकितां | विलोक्यतां |
| ३४० | ९०५ | बन्धता | बन्धतो |
| ३४१ | ९०६ | भृत्यवगाः | भृत्यवर्गाः |

( ગુજરાતી )

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧ | સુય | સુર્ય |
| ૪ | ૬ | પેતાની | પોતાની |
| ૯ | ૧૯ | વશે | વળે |
| ૧૫ | ૩૫ | કર્યા | કર્યો |
| ૧૯ | ૪૪ | મનથી | માનથી |
| ૪૪ | ૧૦૭ | પુષ્પરાંચ | પુષ્પરોમાંચ |
| ૪૪ | ૧૦૮ | વતે | વર્તે |
| ૪૬ | ૧૧૨ | ચારત્ર | ચારિત્ર |
| ૫૦ | ૧૨૧ | નેમને | નેત્રને |

| | | | |
|---|---|---|---|
| ૫૦ | ૧૨૩ | વ્રાદ્ધ | વૃદ્ધિ |
| ૫૬ | ૧૩૪ | મિથ્યાદષ્ટી | મિથ્યાદષ્ટિ |
| ૫૬ | ૧૩૫ | કવચનથી | કુવચનથી |
| ૬૩ | ૧૫૩ | મિથ્યાત્ય | મિથ્યાત્વ |
| ૮૧ | ૨૦૨ | તજતા | ત્યજત |
| ૮૫ | ૨૧૧ | ક્ષયોપશય | ક્ષયોપશમ |
| ૯૧ | ૨૨૭ | સામતિ | સમિતિ |
| ૯૧ | ૨૨૮ | સામતિઓ | સમિતિઓ |
| ૧૧૦ | ૨૭૫ | તજી | ત્યજી |
| ૧૪૦ | ૩૪૨ | ચિતમાં | ચિત્તમાં |
| ૧૫૯ | ૪૦૯ | દુખને | દુઃખને |
| ૧૬૭ | ૪૨૬ | સ્રીને | સ્ત્રીને |
| ૧૭૬ | ૪૪૩ | રોજ | રોગ |
| ૧૯૫ | ૪૮૨ | યાય | થાય |
| ૧૯૭ | ૪૮૫ | મેળવ્યો | મેળવ્યો |
| ૨૦૦ | ૪૯૩ | પુલ | ફુલ |
| ૨૩૦ | ૫૯૧ | માક્ષમાં | માત્રમાં |
| ૨૩૩ | ૬૦૦ | વાલી | વાળી |
| ૨૩૬ | ૬૧૧ | જેલ | જેમ |
| ૨૩૬ | ૬૧૨ | મહાનીય | મહાનીચ |
| ૨૪૦ | ૬૨૪ | પાપનુરક્ત | પાપાનુરક્ત |
| ૨૬૬ | ૬૮૬ | આવશક્યના | આવશક્યતા |
| ૨૬૬ | ૬૮૬ | દ્વતીય | દ્વિતીય |
| ૨૮૯ | ૭૪૪ | અવસ્થ | અવશ્ય |
| ૨૮૯ | ૭૪૫ | સહાયના | સહાયતા |
| ૨૯૩ | ૭૫૨ | અતિશાયિં | અતિશાયિ |
| ૩૦૯ | ૮૦૬ | પરમેષ્ટિનું | પરમેષ્ઠિનું |

| | | | |
|---|---|---|---|
| ૩૧૨ | ૮૧૩ | દ્રથ્યો | દ્રવ્યો |
| ૩૧૬ | ૮૨૭ | સાસન | શાસન |
| ૩૧૬ | ૮૨૮ | મલી | મળી |
| ૩૨૫ | ૮૫૮ | ચંથારા | સંથારા |
| ૩૨૭ | ૮૬૧ | જીવિતાસંસ | જીવિતાશંસ |
| ૩૨૭ | ૮૬૩ | પ્રતના | વ્રતના |

